

Mr. ROMESH CHANDRA DUTT, C.I.E.

મિ૦ રમેશ ચન્દ્ર દત્ત સી. આઈ. ઈ.

# સુધાહાસિની.

## સાંસારિક નવલકથા.


મી. રમેશચંદ્ર દત્ત, સી. આઈ. ઈ.

ના અંગ્રેજી પુસ્તકપરથી

ભાષાંતર કરી પ્રસિદ્ધ કરનાર

સૌ. વિદ્યા રમણભાઈ, બી. એ.

તથા

સૌ. શારદા મહેતા, બી. એ.

અમદાવાદ.



અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

પ્રત ૧૦૦૦. આવૃત્તિ ૨ જી.

સને ૧૯૧૪. સંવત્ ૧૯૭૦.

કીંમત રૂ. ૧-૪-૦.

# ગ્રંથકર્તાની પ્રસ્તાવના.

બંગાળાના ગામડાંના જીવનની સાદી કથા ઇ. સ. ૧૮૮૫માં 'સસાર' એ નામથી પ્રકટ થઇ હતી. અગ્રેજી વાચકો માટે એ કથા ઇંગ્લીશ ભાષામાં લખવામાં આવી છે. તેમાં ઘટતા સહેજ ફેરફાર કરવામાં આવ્યા છે તથા પૂર્વના લોકના ગૃહસંસાર અને પાશ્ચાત્યો વચ્ચે જે અંતરપટ રહેલો છે તે ખસેડી તેનું તાદૃશ ચિત્ર આપવા પ્રયાસ કરેલો છે.

ગંગાને કિનારે મદિરોવાળુ બનારસ આવી રહ્યું છે; ત્રણ હજાર વર્ષનાં સ્મરણ ચિહ્નો–મસીદો અને મિનારા–નજરે પાડતું પાડતું દિલ્હી રહેલું છે, જેપુર પોતાનાં શોભિતાં મકાનો ગર્વ સહિત દેખાડે છે, જોધપુર એના ડુંગરી કિલ્લા માટે સુપ્રસિદ્ધ છે. આ સર્વ તથા એના સરખી બીજી જગાઓ જોઇ સામાન્ય મુસાફર હિંદુસ્તાન જોયાનો સંતોષ વાળે છે. એથી વધારે જિજ્ઞાસાવાળાઓને ઉંચાં તાલવૃક્ષોની નીચે રહેલાં ભુખરાં ગામડાંઓમાં કેવી રીતના જીવનવ્યવહાર ચાલતા હશે તે જાણવાની ઉત્કંઠા થાય છે, પાસે થઇને મ્હો ઢાંકીને બોલ્યા ચાલ્યા વગર જતી સ્ત્રીઓના મનના વિચાર કેવા હશે તે જાણવાની ઇચ્છા થાય છે. કદાચ આગગાડીની બારીમાંથી, પ્રાતઃકાળે ખેતરમાં જતા ગ્રામ્ય જનોને જોનાર મુસાફરને એવુ બને કે સર્વ રીતે માનવવૃત્તિથી ભરેલી કેટલીક જિજ્ઞાસા ઉત્પન્ન થાય, અને સર્વ રીતે જિજ્ઞાસાથી ભરેલી માનવૃત્તિ ઉત્પન્ન થાય.

એન્જેલસનો મહાન્ ચિતારો કહેતો કે પૃથ્વીનો સ્વર મારા કાનમાં હમેશ રહે છે. પરિશ્રમના ફલવાળો, પ્રાચીન આદર્શવાળો તથા નવીન અભિલાષવાળો હિંદ ભૂમિનો સ્વર હિંદના લોકના જીવન સમજવા પ્રયાસ કરનારના કાનમાં નિરંતર રહેવો જોઇએ.

લંડન, જાન્યુઆરી, ૧૯૦૨.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની ૧૦૦૦ નકલ ૧૯૦૬ મા છપાવેલી તે ખપી જવાથી આ આવૃત્તિ કહાડવામા આવી છે. વાચક તથા વિવેચક વર્ગ તરફથી તેનો જે સત્કાર થયો છે તેથી મૂળ ગ્રંથકર્તાએ જે હેતુથી આ ભાષાન્તર કરાવ્યુ હતું તે સફળ થએલો જોઈ સંતોષ થાય છે.

અમદાવાદ.
તા. ૧૦ જુલાઈ ૧૯૧૪.

ભાષાન્તર કરનાર.

# ભાષાન્તર કરનારની પ્રસ્તાવના.

સુપ્રસિદ્ધ દેશભક્ત અને લેખક મી રમેશચંદ્ર દત્ત, સી. આઈ. ઈ. ના નામથી ભાગ્યે જ કોઇ અજાણ્યુ હશે. તેમની "સસાર" નામે બંગાળી નવલકથાપરથી રચેલા તેમના પોતાના અગ્રેજી પુસ્તક Lake of Palms નુ આ ભાષાન્તર છે. એ કથા સાદી, રસપૂર્ણ અને આબાલવૃદ્ધ સર્વ કોઇ વાચી શકે તેવી શુદ્ધ અને નિર્દોષ છે. આપણા દેશના સરલ અને અતિ ક્ષોભકતા વિનાના સસારજીવનના બનાવોનુ સાદુ પણ આકર્ષક ચિત્ર એમા છે. ઘણી બગાળી નવલકથાઓના ગુજરાતીમા ભાષાન્તર થયા છે પણ તે સર્વથી આ જૂદા જ પ્રકારની છે એ વાચનાર જોઇ શકશે. ઘણી ખરી બંગાળી કથાઓમા જૂદી જૂદી લાગણીઓનુ દર્શન અને માત્ર લાગણીઓથી વ્યક્તિત્વ પામેલા પાત્રોના જીવન દુકાણમા આલેખેલા નજરે પડે છે. આ કથામા પાત્રોના ચરિત્ર (character) નુ સવર્ધન (development) તથા નાના પ્રકારના સાસારિક બનાવોનુ રસિક વર્ણન છે.

ગ્રથકર્તાની સ્વદેશપ્રીતિ અને દેશના સારા રિવાજો તરફ પક્ષપાત આમા સ્થળે સ્થળે નજરે પડે છે. દેશભક્તિ અને હિંદુસ્તાનની સસ્થાઓ તરફ તેમના હ્રદયમા જે પ્રેમ રહેલો છે તે દર્શાવવાનો કોઈ પ્રસગ આ પુસ્તકમા ખાલી જવા દીધેલો નથી એ ઉભરાઇ જતી મનોવૃત્તિ વાચનારને તેમના તરફ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરે છે,

રાજકીય અને સાસારિક પ્રશ્નો સબધે કર્તાએ પોતાના અનેક અભિપ્રાય એમા દર્શાવેલા છે. સસારસુધારાના હિમાયતીઓ પ્રાચીન સસ્થાઓ અને પ્રાચીન વ્યવસ્થાઓ તરફ યોગ્ય આદર નથી રાખતા એવુ ઘણી વાર સસારસુધારાના વિરુદ્ધ પક્ષ તરફથી કહેવામા આવે છે. એ આક્ષેપ કેટલો અસત્ય છે તે આ ગ્રથપરથી સહજ જણાય તેમ છે. દેશના પ્રાચીન સાહિત્ય અને પ્રાચીન ગૌરવના પૂજક મી. રમેશચદ્ર દત્ત સરખા થોડા જ નર હશે.

હિન્દુસ્તાન એટલો મોટો દેશ છે કે દેશના જૂદા જૂદા પ્રાતોમા જૂદા જૂદા રીતરિવાજ પ્રચલિત છે. બંગાળાના રીતરિવાજનુ આ પુસ્તકમા દર્શન થાય છે. તે સાથે એ વાત પણ સિદ્ધ થાય છે કે સહેજસાજ ઉપર ઉપરના ફેરવાળા રિવાજ છતા, સમસ્ત દેશનુ વલણ, વૃત્તિઓ, અને સ્વભાવમાં એટલુ ઐક્ય છે કે ભરતખડનિવાસીઓ આપણે એક જ પ્રજા છીએ,

અને જૂદી જૂદી ભાષા બોલનાર, પહેરવેશની ભિન્નતા અને બીજી બાહ્ય ભિન્નતા છતાં, આપણામાં સામાન્યપણું કેટલું બધું છે તે આપણે જાણી શકીએ છીએ. આપણા લોકોના સંસારનું બંધારણ, કુટુંબજીવન તથા હૃદયની વાંચ્છાઓ સર્વત્ર ઐક્યપૂર્ણ છે તે સ્પષ્ટ રીતે જણાઈ આવે છે.

ગ્રંથકર્તાની પોતાની ખાસ ઇચ્છા અને સૂચના પરથી આ ભાષાન્તર કરવામાં આવ્યું છે. Ancient India તથા, The Economic History of British India અને બીજા અનેક ગ્રંથોના સમર્થ લેખકની પ્રૌઢ પણ સરલ શૈલી અને સુઘટિત વિચારના અનુવાદમા ખામીઓ ઘણી રહી હશે અને તે માટે વાચક વર્ગની ક્ષમા યાચીએ છીએ.

અમદાવાદ.

તા. ૧૮ ડીસેમ્બર સને ૧૯૦૬.



# અર્પણપત્રિકા.

જે પરમપૂજ્ય માતપિતાએ અનેક કષ્ટ તથા અગવડો વેઠી અમારા વિદ્યાભ્યાસનો માર્ગ સરલ કરી આપ્યો છે તથા તેમાં ઉત્તેજન અને હિંમત આપી દૃઢતા રાખી છે, તેમના તે ઉપકારના સ્મરણ તરીકે આ ભાષાંતર તેમના જ ચરણમાં ઉપહાર કરવું ઘટિત લાગ્યું છે.

અમદાવાદ. } સૌ. વિદ્યા તથા સૌ. શારદા.
૨૧ ડીસેમ્બર ૧૯૦૬. }

# અનુક્રમણિકા.

## પ્રથમ ખંડ.

### ગામડું.



## ખંડ બીજો.

### કલકત્તા.



## ખંડ ત્રીજો

### દેવસ્થાન.



## ખંડ ચોથો.

### સરોવર.



# સુધાહાસિની.

## પ્રથમ ખંડ.

## ગામડું.

### પ્રકરણ ૧ લું.

#### અનાથ બાળકો.

બંગાળા પ્રાંતની વિશાળ ભૂમિમાં તાલપુખર એટલે તાલસરોવર નામનું એક નાનું ગામડુ આવેલું છે. તેને થોડે અંતરે ડાંગરનાં ખેતરોની કોરણુ ઉપર એક સુંદર તળાવ છે. આ તળાવની ચારે તરફ દૂરતાં ઉંચાં તાડનાં ઝાડ ઉગેલાં છે તે ઉપરથી તેનું નામ તાલપુખર પડયું છે.

માત્ર મધ્યાહ્ન વખતે જ્યારે સૂર્ય બરોબર માથા ઉપર હોય તે સિવાય આખો દિવસ ત્યાં અંધકાર હોવાથી આ તળાવનું પાણી તેના કાંઠા ઉપરનાં ઉંચાં ઝાડને લીધે ત્યાં સૂર્યાસ્ત વેળા ઘેરા કાળા રંગનું દેખાય છે. શિયાળાના સ્વચ્છ આકાશવાળા મહિના પછી એપ્રિલ માસની એકાદ સાંજે વાયવ્ય તરફથી જોરમાં વાતા તોફાની પવન પછી આ સ્થાને વસંત ઋતુની શરૂઆત થવા લાગે છે. આકાશ કેટલેક ઠેકાણે છુટાં છવાયાં વાદળાંથી ઢંકાઇ ગયું હતું. તાડનાં ઝાડમાં થઇને પવન મદમંદ વાતો હતો. આકાશમાં થોડા તારા નજરે પડતા હતા; અને દૂરના ગામડામાંથી કોઇક કોઇક દીવાનો પ્રકાશ ઝાંખો ઝાંખો આવતો હતો. પાસે આવતાં, આટલા અંધારામાં પણ પાણીની અંદર કમરપુર. પાણીમાં ઉભેલી એક સ્ત્રી નજરે પડતી હતી. ઘાટ ઉપરનાં પગથીઆં ઉપર નવેક વર્ષની એક છોકરી

પોતાના ખોળામાં પોતાની નાની બહેનને લઇને બેઠેલી હતી. તળાવનુ પાણી એટલુ શીતળ હતું કે આ સ્ત્રી નિત્યકર્મ કરતાં માત્ર આનંદની ખાતર જ સંધ્યાસ્નાન કરતી હોય એમ લાગતું હતું. પાણી ભરીને ઘેર લઈ જવાને માટે તેની પાસે માટીનો એક નાનો ઘડો હતો.

આ જગ્યા અને દેખાવ સાધારણ હતાં. અજાણ્યાં પગલાનો અવાજ કાને પડતો હતો પણ તે આ ત્રણેમાંથી કોઇને પણ ભયસૂચક લાગતો નહોતો. જે પચાસ સાઠ ગામડીઆઓ પાસે રહેતા હતા તે બધા જાણીતા અને ભલા પાડોશીઓ હતા, અને જે બ્રાહ્મણ કે અન્ય ઉંચી વર્ણનાં કુટુંબો હતાં તે પણ નિસ્પૃહી હતાં, કારણ કે બીજા ગામડાંની માફક જ આ સ્થાનમાં રહેનારા લોકના જીવન બહુ શાંત, સરલ અને નગરવાસીઓથી જૂદાં જ હતાં. ઉપર વર્ણવેલી ગરીબ વિધવા સ્ત્રી અને તેની બે પુત્રીની કથા પણ ટુકી સાદી અને સહેલથી વર્ણવી શકાય એવી છે.

આ સ્ત્રી કાયસ્થ જ્ઞાતિના એક સારા પરતુ ગરીબ કુળમા જન્મી હતી. તેને હરિદાસ મલિક નામના એક ઘણી જ ગરીબ સ્થિતિના માણસ સાથે પરણાવી હતી. તેની પાસે દસપંદર વીઘા જમીન હતી, પણ કાયસ્થથી જાતે ખેતી કરાય નહિં તેથી હળ ખેડવાને અને ડાગર વાવવાને તેણે નોકરો રાખ્યા હતા. નોકરોને મજુરી તથા જમીનદારનું મહેસુલ ચુકવ્યા પછી તેની પાસે થોડુક જ બચતું હતું. અને જેટલું બાકી રહેતું તેમાંથી મહા પ્રયત્ને પોતાના કુટુંબનો નિર્વાહ થતો. એક આબરૂદાર ગરીબ કુટુંબ—પોતે પોતાની સ્ત્રી અને છોકરાં—રોજના છ સાત આનામાં આ દેશમાં ગુજરાન ચલાવી શકે. પરતુ હરિદાસની બધી કમાઈ ગણીએ તો એ એટલુ પરાણે થતું. બરદ્વાન શહેરમાં તારિણી મલિક નામે તેનો એક પિત્રાઇ ભાઈ સરકારી નોકરીમાં હતો. પણ આ વખતમાં પોતાનો સગો ભાઈ સહાયતા કરે નહિં તો પિત્રાઈ ભાઈ પાસે તો શાની જ આશા રખાય ! પરતુ જ્યારે હરિદાસ ઘણી જ વિટંબનામાં આવતો ત્યારે તેના પિત્રાઈ પાસે માગતો અને તારિણી તેને પાંચ દશ રૂપીઆ વગર વ્યાજે ધીરતો આવી રીતે તે અત્યત કગાલ સ્થિતિમાં હતો, તો છતાં તે હમેશ સંતોષ માનતો.

હરિદાસને પરણે પદર સોળ વર્ષ થયાં ત્યારે તેના ઘરમાં એક પુત્રી જન્મી. તેનું નામ વિન્ધ્યવાસિની પાડયુ, પણ સર્વ તેને બિન્દુ કહી બોલાવતા. મોટી ઉમરે છોકરી થઈ તેથી બિન્દુ તેનાં માબાપની બહુ લાડકી હતી. માબાપની સ્થિતિ એટલી ગરીબ હતી કે તેઓ પોતાની વ્હાલી છોકરીને પ્રેમ સિવાય બીજું કાંઈ ક્વચિત જ આપી શકતાં. જ્યારે નવરાત્રની

પૂજાની રજામાં તેનો કાકો તારરિશ્રુી નોકરી ઉપરથી ગામમાં આવતો ત્યારે તે પોતાની પુત્રી ઉમાને માટે કોઈ વખત ઢાકાની મસલીનની સાડીઓ, કોઈ વખત સોનાની બંગડીઓ, અથવા તો પગનાં રૂપાનાં કલ્લાં સાંકળાં એવી એવી અનેક ચીજો લાવતો. બિચારી બિન્દુનાં માબાપે આ બધુ જોઇને મહા મહેનતે તેને માટે સોનાની હલકી બંગડીઓ કરાવી અને પગને માટે કલ્લાં કરાવ્યાં. આટલુ કરવાને માટે પણ તેમને કોઈના પૈસા દેવા કરવા પડયા હતા, અને કેટલાક વખત સુધી તે પૈસા પાછા આપી શક્યાં નહોતાં. તે છતાં આટલી વસ્તુઓ તો કુટુંબમાં એક કાયમની મિલ્કત થઈ. આપણા લોકોમાં જે ઘેર કાંઈ પણ પૂજી નથી હોતી ત્યાં પણ થોડાક સોના રૂપાના દાગીના તો હોય છે જ, કારણ કે નાણા વપરાઈ જાય છે પણ સ્ત્રીના ઘરેણા સંભાળથી રાખવામાં આવે છે ને માબાપ પોતાની પ્રજાને તે વારસા તરીકે આપી જાય છે.

બિન્દુ અને ઉમા સમાન વયનાં જ હતાં તેથી તે ઘણીવાર એકઠાં રમતા. બિન્દુનો સ્વભાવ બહુ નમ્ર અને સાલસ હતો અને તે કોઈવાર વઢતી નહોતી તેથી ઉમાને તે બહુ ગમતી હતી. જ્યારે જ્યારે તેને કાંઈ ખાવાનું મળતું ત્યારે પોતાનામાથી થોડો ભાગ પાસે ઉભેલી શાંત નમ્ર બિન્દુને આપતી, અને જ્યારે એનાં સગાં વહાલા બજારમાંથી કાંઈ રમકડાં લાવતાં ત્યારે તેમાંથી એકાદ હલકી ઢીંગલી બિન્દુને તે આપતી. આટલાથી એ બિન્દુ બહુ જ ખુશી થતી અને ઘેર આવીને ઘણા જ ઉત્સાહથી પોતાની માને બતાવતી. તેની માની આંખમા આવા પ્રસંગે આસુ પ્રકાશતા પણ બિન્દુને તો તે માત્ર ચુબન જ કરતી. બિન્દુ ચાર વર્ષની થઈ ત્યારે તેની બહેન જન્મી હતી. મોટી છોકરી સહેજ ઘઉવર્ણી હતી, પરતુ આ નવી કુમારિકાની ચામડીનો રગ તો પરી જેવો હતો. તેની આંખ તો મધમાખ કરતા પણ ચળકતી અને ચચળ હતી. તેના હોઠ પાકા બિમ્બફલ સરખા હતા તથા તે પર મધુર સ્મિતની છાપ હમેશ રહેતી. ગરીબ માતાપિતાને આ અમૂલ્ય કન્યા બહુ જ પ્રિય લાગતી તેથી તેનુ નામ સુધાહાસિની પાડયું. માતાપિતા પાસેથી ચુંબન સિવાય તે બીજું કાંઈ પામતી નહિં. ઉલટુ તેને લીધે કુટુંબમાં વધારો થયો તેથી ઘરખર્ચ વધ્યુ હતું. નાની બાલિકાને દૂધનો ખપ પડે, તેના નાજુકડા હાથને શોભાવવા બંગડીઓ જોઇએ, અને તેના પરી જેવા ઘાટદાર શરીરને દીપાવવા ઢાકાની સાડી વગર કેમ ચાલે? માતાપિતા બન્નેના પ્રેમી અંતઃકરણમાં આવી અનેક વાંચ્છનાઓ થતી, પણ તે બધી પુરી શી રીતે પડી શકે?

ગરીબાઈમાં અને ચિંતામાં બિન્દુનો બાપ રાત દિવસ કામ કરતો અને ઘર ચલાવતો. તેની મા પણ પોતાના પતિની સંભાળ લેવામાં તેમ જ પોતાનાં છોકરાંને ઉછેરવાને હોંસથી મહેનત કરવામાં બાકી રાખતી નહિં. સૂર્યોદય થયા પહેલાં પ્રભાતમાં બિન્દુની મા વહેલી ઉઠતી, વાસણકુસણ માંજીને સ્વચ્છ કરતી, ઘર તથા આંગણું વાળી ઝાડીને સાફ કરતી, છોકરીઓને દૂધ પાતી અને પછી પતિને માટે રસોઈ કરતી. તેનો પતિ જમી લે પછી નિત્યનિયમ પ્રમાણે તે તળાવપર સ્નાન કરવા તથા પાણી ભરવા જતી. મધ્યાહ્નને તે પોતે જમતી, ને પછી ઝાડ નીચે પોતાની છોકરીઓને લઈને થોડીવાર શયન કરતી. સાંજ પહેલાં તે પાછી ઉઠતી અને રસોઈ વગેરે ઘરનું કામકાજ આરંભતી, તે છેક વાળુ પછી તેનો પતિ તથા છોકરાં સુવા જતાં ત્યાં સુધી પહોચતું. પછી તેનો વાળુ કરવાનો વારો આવતો. ત્યાર પછી રાતનાં વાસણ માંજતી, અને બારણાં વગેરે બંધ કરીને ધીમે રહીને કાંઈ પણ અવાજ કર્યા વગર પોતાના પતિની પાસે સુવા જતી. કુટુબ ઉપરનો પ્રેમ એ જ તેનુ ધન હતું. આટલી દરિદ્ર સ્થિતિ છતાં બિન્દુની માતા શાન્તિ તથા સંતોષમાં જેવી સુખી હતી તેવાં સુખી આ જગતમાં વિરલાં જ હોય છે. શુ તે ગરીબ હતી ? હા પણ તેના જેવાં તો કરોડો હોય છે. પણ તેને તો એક ભલો અને સુશીલ પતિ હતો, જેને તે દેવસમાન ગણતી, અને કદના રત્નના હાર કરતાં પણ વધારે કીંમતી બે વ્હાલી છોકરીઓ હતી. દિવસના કામમાંથી પરવાર્યા પછી તેને ગરીબાઈમાં પણ સુખ અને આરામ મળતો. આ ઉપરાંત એક ગરીબ સ્ત્રીને બીજી શાની ઈચ્છા હોય ?

પણ આવું સુખ પણ લાંબો વખત પહોંચ્યુ નાહિં. નસીબની ગતિ ન્યારી જ છે સુધા ચાર વર્ષની થઈ ત્યારે તેનો પિતા મરણ પામ્યો. સુધાની માએ બહુએ વ્યર્થ કલ્પાત કર્યું. કપાળ તથા છાતી કુંટી નાખ્યાં અને બેશુદ્ધ થઈને જમીન ઉપર પડી. બિચારીનો આધાર ઈશ્વરે કેમ છીનવી લીધો હશે ? ગરીબ સ્ત્રીની ઝુપડીનુ છત્ર અને દીપ નાશ પામ્યાં. આડોશી પાડોશી તેની પાસે આવીને તેના દુઃખમાં ભાગ લેવા લાગ્યાં. આ કુટુંબની દયાજનક સ્થિતિ જોઈને દરેક જણને આંસુ આવ્યા વગર રહેતાં નહિં.

આ પછી એક વર્ષ વીતી ગયુ. હરિદાસની જમીનનો વહીવટ તેનો પિત્રાઈ ભાઈ તારિણી મલિક કરતો, અને તે પોતાની વિધવા ભાભીને એટલો થોડો હિસ્સો આપતો કે તે તેના કુટુંબનુ પરાણે પોષણ કરી શકતી. તેના ઘરની ફરતી વાડ પડી ગઇ હતી તે તથા ઘરમાં બીજે ટાકોટીકો કરાવ-

વાની જરૂર હતી તે કરાવવાને કાંઇ બચાવી શકતી નહિં. છેવટ **બિન્દુ**ની માએ તેનુ ભાગ્યુ તુટયુ ઘર હતું તે વેચી નાખ્યુ, અને **તારિણી મલિક**ના કુટુંબ સાથે રહેવા ગઈ. પોતાનાં ગરીબ સંબંધીને પાળવાં એ દરેક કમાનાર પુરુષની ફરજ છે એ આપણા દેશમાં ચાલતી આવેલી રીત છે. આખા કુટુંબને માટે રસોઈ તે કરતી, અને ઘરમાં એક ચાકરડીનુ બધુ કામ કરતી. પોતાનાં છોકરાને પડતાં નાખીને **તારિણી**ની છોકરીને ફેરવતી. પાણી ભરવા એ જતી, વાસણકુસણ માંજતી અને વાસીદાં પણ આખા ઘરમાં એ જ વાળતી. **તારિણી**ને આશરે તે પડી હતી તેથી તેને બહુ બહુ વાનાં સહન કરવાં પડતાં. પણ **બિન્દુ**ની મા મોં મીચીને બેસી રહેતી. કોઈ વખત જ્યારે તે બહુ મુઝવાતી ત્યારે એકાંતમાં જઇને આસુ પાડતી અને ઈશ્વિર પ્રત્યે માગતી કે "દીનદયાલ ! મારી **બિન્દુ** તથા **સુધા**ને અખડ સુખમાં રાખજે અને નિરતર તેમની રક્ષા કરજે. મારા મૃત્યુ પહેલાં એ છોકરીઓને સારે ઠેકાણે પરણેલી જોઉં એટલા જ સુખની આ જગતમાં મને ઇચ્છા છે." આ અનાથ બાળકો તથા તેમની દુઃખીઆરી માતાની હકીકત આવી હતી.

થોડીક વારમાં તે માતા પાણીમાથી બહાર આવી તેણે ઘડામાં પાણી ભરી લીધુ ને ઉપાડતાં **બિન્દુ**ને કહેવા લાગી "વ્હાલી દીકરી ! ચાલો હવે આપણે ઘેર જઇએ. **સુધા**ને તારાથી ઉચકાશે ? એ બિચારી આવતી વખતે ચાલી હતી તેથી થાકી ગઈ હશે. એ તે શી રીતે એટલુ એ ચાલી શકે, અરે ! શુ એ ઉંઘી ગઈ છે ?".

"હા મા, એ તો ઉંઘી ગઈ છે. હું એને ઉચકી લઇશ."

"ના બા એ તો ભર ઉંઘમાં પડી છે અને તારાથી તેનો ભાર ખમાશે નહિં. એને મારા હાથમાં આપી દે, અને મારા લુગડાનો છેડો પકડીને તું મારી પાછળ પાછળ ચાલ. અધારૂ બહુ થઈ ગયુ છે ને વાદળાં થવા માડયા છે. વખતે આજ રાત્રે વરસાદ આવશે."

હજી પણ **બિન્દુ**એ હઠ છોડી નહિં ને તે કહેવા મડી કે "ના, મા, હું **સુધા**ને ઉચકુ તેમાં હરકત શી છે ? તે દિવસે હુ છેક કાલી બહેનના ઘર સુધી એને નહોતી લઈ ગઈ? અહીંથી આપણું ઘર તે કયાં વેગળું છે ?"

છેવટે માને હા કહેવી પડી. પણ તેણે કહ્યું કે "બેટા સંભાળીને ચાલજે અંધારૂં બહુ જ છે. મને બીક લાગે છે કે રખેને તું સરી પડે. તે દિવસે મેળામાંથી પાછાં આવતાં **ઉમા** કેવી પડી ગઈ હતી ! તને સાંભરે છે ને ? તેના કપાળમાં કેવડો મોટો ઘા પડયો હતો ?"

"મા એ શેનો મેળો જોવા ગઈ હતી? ત્યાંથી એ જે સુંદર રમકડાં લાવી હતી તે તો મે જોયાં હતાં. ખરે! બહુ જ સારાં હતાં, કોણ જાણે મા એ ક્યાંથી લાવી હશે?"

"વ્હાલી! તું નથી જાણતી! એ તો બધાં અગ્રદ્વીપના મોટા મેળામાં ગયાં હતાં. તે જગ્યાએ તો દર વર્ષે મોટો મેળો થાય છે. અને હજારો લોકો આસપાસના ગામમાથી આવે છે ઝાડ નીચે વૈષ્ણવોને જમાડવામાં આવે છે. અને પછી લોકોના ટોળે ટોળાં એકઠા મળીને ગાય છે વગાડે છે ને ગમ્મત કરે છે."

"મા તમે કોઇ દહાડો એ મેળો જોયો છે?"

"હા દીકરી, હુ જ્યારે તારા જેટલી નાની હતી ત્યારે હુ ને મારા બાપ, મા, બધાં ગયા હતા ત્યા અમે ત્રણ ચાર દિવસ રહ્યા હતા. ખાતા હતાં એ ઝાડની નીચે ને સુતા હતા એ ઝાડ નીચે.'

"મા ઝાડ નીચે કેમ? ત્યા કાઈ ઘર નથી કે શુ?"

"દીકરી તું શી વાત કરે છે? લગભગ પચાસ હજાર માણસ ત્યા એકઠું થાય છે. એટલાં બધાને માટે તે ઘર ક્યાંથી લાવે? દરેક જણને ત્યા તો ઝાડની છાયા નીચે જ રહેવુ પડે છે. ત્યા આગળ મોટુ આંબાવાડીઉ છે ને મેળો તેની જ છાયામા ભરાય છે મોટા વેપારીઓ અને દુકાનદારો દરેક ઠેકાણેથી સામાન લાવી લાવીને ત્યા ગોઠવે છે ને વેચવા બેસે છે

મા! મને એવો મેળો જોવાનુ બહુ મન છે તે એકવાર મોકલશો?"

"ઓ મારી વ્હાલી દીકરી! હુ બીજા લોકો જેવી નસીબદાર નથી મારાથી શી રીતે એટલો ખર્ચ થાય ને શી રીતે તને લઈ જવાય?"

"પણ મા! ઉમા ને કાલીતારા બે જણાએ જોયો છે ત્યારે હુ કેમ ના જોઉ. આવતી સાલ તો હુ જરૂર જઈશ."

"ના દીકરી, તું ડાહી થઇને આવી ખોટી હઠ શુ કરવા કરે છે? ઉમા ને કાલી એના બાપ પૈસાદાર છે, એટલે એમને તો જ્યાં જવુ હોય ત્યાં જવાય. તમે બન્ને તો ગરીબ માબાપનાં છોકરા છો તે એવાં એવા મન કરો તે કેમ ચાલે? તમારે રોજના ચોખા§ મળવાના જ સાંસા છે. જો તમારા નસીબમા સુખ લખેલુ હોત તો તમારે પારકે ઉમરે પગ શુ કરવા મૂકવો પડત? અરે પરમાત્મા! તારી ઇચ્છા બળવાન છે!"

---

§ બંગાળામાં ગરીબ લોકોનો સાધારણ ખોરાક ચોખા છે. ભા. ક.

અંધાર ધીમે ધીમે ચોમેર વધવા માંડયું, અને પશ્ચિમ તરફનું આકાશ વાદળાંથી ઘેરાઈ ગયું. કોઈ કોઈ વખત તો વીજળી પણ ચમકતી અને ઝાડમાંથી પવનનો સુસવાટો પણ સખત આવતો. ગામડામાં સઘળે શૂન્યકાર પ્રસરી રહ્યો હતો. માત્ર કોઈ કોઈ વખત દૂરથી શિઆળવાંનો અવાજ આવતો હતો. ઘોર અંધારામાં હજી સુધી એકાદ બે ઝાંખા તારા દેખાતા હતા; અને ઝાડમાં થઈને દૂરથી દીવાનો પ્રકાશ ઝાંખો ઝાંખો પડતો હતો. આવા ઘોર અંધારામાં ગામડાના રસ્તા ઉપર થઈને ઝાડ નીચે બિન્દુ તેની માના લૂગડાનો છેડો પકડીને ચાલતી હતી. તાલપુખરની દુઃખીઆરી વિધવાના શોકાતુર ગાલ ઉપરથી આંસુ ખરતાં હતાં તે આ બાળકી અંધારાને લીધે જોઈ શકતી નહોતી.

---

## પ્રકરણ ૨ જું.

---

### બે બહેનો.

તાલપુખરમાં ઘટ્ટ ઝાડીની છાયામાં એક નાની સ્વચ્છ ઝુંપડી હતી. મધ્યાહ્નનો સમય હતો. ખુલ્લા ખેતરોમાં સૂર્ય અત્યંત તાપથી પ્રકાશતો હતો. ખેડુતોએ પોતાનું, પ્રાતઃકાળનું કામ આટોપી લીધું હતું, અને હળ તથા પોતાનાં ઢોર લઈને ગામ તરફ તેઓ પાછા વળતા હતા. કેટલાક જે બહુ થાકી ગયા હતા તે ખેતરોમાં જ ઝાડનો છાંયો શોધીને સૂતા હતા અને તેમને માટે બપોરનું ભાથું પોતાની મા બહેન કે સ્ત્રી ઘેરથી લાવેલી હતી તે ખાતા હતા. આસપાસનાં ખેતરોના તડકાના પ્રમાણમાં ગામની અંદર કાંઈક ઠંડક લાગતી હતી. વાંસના પ્રૌઢ વૃક્ષનાં કુમળાં પાંદડાં પવનને લીધે હાલતાં હતાં. નાળીએરીનાં ઝાડ, ખજુરીનાં ઝાડ તથા ફણસનાં મોટાં ઝાડ દરેક ઘર અને ઝુંપડીની પાસે ઉગાડેલાં હતાં. કેળનાં ઝાડનાં લાંબાં ચળકતાં પાંદડાં પાસે કેળાંની લુમો દેખાતી હતી. મંદાર અને માનસ તથા બીજાં કાંટાવાળાં ઝાડથી રસ્તાની બાજુઓને રોકી દેવામાં આવી હતી અને ગામની લગભગ અરધી જમીન ઉપર જંગલી રોપાઓ ઉગી નીકળેલા હતા.

એક નાનું સ્વચ્છ ઘર કેટલાંક ઝાડની વચમાં દેખાતું હતું. આગળની ઓશરીની પાસે નાળીએરીનાં થોડાંક ઝાડ હતાં, અને પછવાડીના વાડામાં પણ એવાંજ બીજાં ઝાડ હતાં. પાસે વળી દરરોજ ઉપયોગમાં આવે એવાં

ફળ ફુલાદિના વેલા શોભી રહ્યા હતા. આંગણાની પાસે એક છાએલી મોટી ઝુંપડી હતી, તે સુવાને તેમ જ બેસવા ઉઠવા માટે વપરાતી હતી. મોં આગળ વાળીઝાડીને સ્વચ્છ કરેલી ઓશરી હતી. બાજુ ઉપર રસોડાને માટે એક બીજી કોટડી હતી. ગૌખાનામાં એક ગાય હતી.

પ્રસ્તુત કાળે, આ ઘરમાં વસતાં સર્વ જણુ જમી કરીને પરવાર્યાં હતાં. ચુલામાંનો દેવતા છાંટી દીધો હતો. વાડ ઉપર લુગડાં સુકવવા નાંખ્યાં હતાં. સુવાની ઓરડીની પછવાડી એક નાનું સરખુ તળાવ હતું. તેમાં રસોઇનાં વાસણ માંજવાને મૂકેલાં હતાં. તળાવની પાસે કેટલીક કેળ ઉગેલી હતી તથા ફણુસનાં થોડાં ઝાડ હતાં. બાકી બધે ઉજડ હતું.

સુવાની ઓરડીનો વાંસનો દરવાજો બંધ હતો. અને અંદર બધે અંધારૂં હતું. આ ઘરની ગૃહિણી અંધારામાં આમતેમ ફરતી હતી. ભોંય ઉપર સાદડી પાથરેલી હતી તેના ઉપર તેની એક બે વર્ષની છોકરી સુતેલી હતી. અને પોતાના ખભા ઉપર છએક મહિનાના નાના છોકરાને તે ગાઈ થાપડીને ઊંઘાડતી હતી.

આ સ્ત્રીની ઉમર વીસ વર્ષની ભાગ્યે જ હશે. તે બહુ નાજુક બાંધાની હતી. તેનો ચહેરો બહુ જ નમ્ર હતો પણ હાલ જરા ફીક્કો પડેલો હતો. તેની મોટી કાળી આંખો નમ્ર તેમ જ વિચારશીલ હતી. વીસ વર્ષની છોકરીમાં જેટલું જુવાનીનુ જોર તથા જુસ્સો જોઇએ તેટલુ તેનામા હતું નહિં, જો કે આપણા લોકમાં કાંઈ એ નવાઈ જેવું જરાએ નથી. કારણ કે ખરેખરી ખીલવાનો વખત થાય તે પહેલાં છોકરીને તો અવશ્ય પરણાવવી જોઇએ, એ આપણો રીવાજ છે. વીસ વર્ષની થાય તે પહેલાં તો બે છોકરાંની મા પણ થએલી હોયને આખા ઘરનો જુમો એના ઉપર પડેલો હોય.

ખભા ઉપર સુવાડેલો છોકરો હવે તો તદ્દન ઊંઘી ગયો હતો. તેથી તેને સાદડી ઉપર સુવાડયો. સ્ત્રી પોતે પણ જરા થાક ખાવાને પોતાના હાથનુ ઓશીકુ કરીને સુતી. બપોરના સખત તાપને લીધે આસપાસ બધું શાંત હતું. તેથી આ બાળકમાતા પોતાનાં બાળકોની પાસે નિશ્ચિંતપણે ઉંઘી ગઈ. જેટલો વખત ઉંઘી તેટલો વખત એના મુખ ઉપરથી ઘરની જંજાળનાં સર્વ ચિહ્ન દૂર થએલાં દેખાતાં હતાં.

લગભગ એક કલાક એ ઉંઘી, એટલામાં કાંઇક ખડખડાટ થયો તેથી તે જાગી ઊઠી. આંખ ઉઘાડતાંવાંત તેણે પોતાની પાસે એક નાની હસમુખી છોકરીને બિલાડીના બચ્ચા સાથે રમતી દીઠી. છોકરીના હાથમાં એક રમકડુ

હતું તે લઈ લેવા માટે બિલાડીને ચીઢવતી હતી. સુંદરકેશી આનંદી બાલિકાના ચહેરા ઉપર ચિંતાની એક રેખા સરખી નહોતી. તેની ઉમર આશરે સોળ વર્ષની હતી.

"સુધા ! તું ક્યારની આવી છે ?"

"બહુએ વાર થઇ," બાલિકાએ ઉત્તર દીધો. "પણુ બહેન તું ઊંઘતી હતી તેથી મેં તને ઉઠાડી નહિં. બહેન જો તો ખરી હુ જ્યાં જાઉં છું ત્યાં આ બિલાડીનું બચ્ચું મારી પાછળ પાછળ આવે છે. રસોડું બંધ કરીને તળાવ ઉપર હુ વાસણુ માંજવા ગઈ તો ત્યાં પણુ મારી પછવાડી આવ્યું."

"તેં વાસણુ માંજીને ઠેકાણે મૂકી દીધા ?"

"હા, બહેન, પછી આ બિલાડીના બચ્ચાને મેં ગોખાનામાં પૂરી દીધું પણુ ત્યાંથી તો એ દરવાજાની નીચે થઇને નીકળી ગયું ને મારી પાસે આવ્યુ. આ રમકડું એને લેવું છે, પણુ હું કાંઈ એને લેવા દઉં કે ?"

"બહેન હવે ઘડીવાર અહીં સુઈ જાને. તને રાત્રે પણુ બરોબર ઊંઘ નહોતી આવી."

"પણુ બહેન મને બપોરે તો ઊંઘ આવતીજ નથી. ને રાત્રે માત્ર એકવાર આ કીકો રડયો ત્યારે હુ ઉઠી હતી, બાકી તો બરોબર ઊંઘી હતી. આજે એને કેમ છે ?"

અત્યારે તો ઠીક છે. પણુ રાત્રે જ્યારે ફરીથી તાવ ચઢવા માંડે છે ત્યારે એનુ દીલ શેકાઈ જાય છે. ફટવાથી આજે એ કાંઈ દવા લાવવાના છે, તેથી વખતે એને તાવ નહિ ચઢે તો ઊંઘ પણુ બરોબર આવશે."

"બહેન ફટવાથી હેમ ક્યારે આવવાના છે ?"

"સાંજરે આવી પહોંચીશ એમ એ કહેતા તો હતા. કેમ બહેન ?"

"હુ કાંઈ ગમ્મત કરવાની છુ," તે છોકરીએ હસતે હસતે કહ્યું "હુ તને હમણાં કહીશ નહિં. એ જ્યારે આવશે ત્યારે તને ખબર પડશે. તે દિવસે હોળીમાં એમણે મારા ઉપર ગુલાલ છાંટયો હતો તે તને સાંભરે છે ને? આજ હવે હું એનો દાવ વાળવાની છું."

"મને કહે તો ખરી કે તુ શું કરવાની છે?"

"ના બા; તું તો હેમને કહી દે."

"ના, ના, ખરેખર હુ નહિં કહી દઉં."

"નક્કી નહિં કહે ?"

"નક્કી નહિં કહું."

પછી સુધાએ પોતાના લુગડાના છેડામાંથી કાંઈક વસ્તુ કહાડી. તે વસ્તુ અરાઢેક ઈંચ લાંબી હતી. બિન્દુએ આશ્ચર્ય પામીને પૂછ્યુ, "અરે બહેન આ વળી શુ છે ?"

"તારાથી નથી દેખાતું ?"

"મારાથી દેખાય છે તો ખરૂ. કાઈક શણુ જેવું છે ખરૂં ?"

"હા છે તો શણ્ જ. પણ્ મેં એને કસુબાનાં લાલ ફુલથી રંગ્યું છે, ને તો જો !"

"એ તો ખરૂં, પણ્ એને તું કરીશ શુ ?"

"તું શુ ધારે છે ?"

"મને તો કાંઈ ખ્યાલ આવતો નથી."

"એટલું નથી સુઝતુ ! આજે રાત્રે જ્યારે હેમ સુઈ જશે ત્યારે એમની ડ્હાડીએ હું એ બાંધીશ. પછી એ જ્યારે સ્હવારે ઉઠશે ત્યારે કેવી મઝા પડશે ? એમને હુ સંન્યાસી બાવા કહીને ચીઢવીશ, ખરેખર બહુ જ ગમ્મત પડશે." એમ કહીને એ છોકરી ખડખડાટ હસી પડી ને એના હસવાથી આખુ ઘર ગાજી રહ્યુ."

બિન્દુ પણુ હસવાનુ રોકી શકી નહિ પછી તેની બહેન તરફ દૃષ્ટિ કરીને વિચાર કરવા મંડી. "સુધા ! તારા હાસ્યને લીધે જ તારો સસાર સુખી છે. તને તારી પોતાની સ્થિતિનુ ભાન પણુ નથી તારૂ જીવન કેવું નિરર્થક થયુ છે તેની તને ખબર સરખી નથી. તારા જેવી જુવાન છોકરી વિધવા થાય એ તે કેટલું કમનસીબ !"

વાંચનાર ! કહેવાની અગત્ય નથી કે આપણુને તળાવના ઘાટ ઉપર મા તથા એ નાની છોકરીઓનુ પહેલ વહેલું ઓળખાણુ થયાને અગીઆર વર્ષ વીતી ગયાં છે. વચગાળામાં કેટલો ફેરફાર થયો હતો તે ઉપરની વાતચિત ઉપરથી સહેજ સમજાયુ હશે.

બિન્દુની માએ પિત્રાઇ જેઠને ઘેર રહીને પોતાની છોકરીઓને ઉછેરી હતી. પતિ મરી ગયા પછી આ જીવનમા તેને કાંઇ સુખ રહ્યું નહોતું, પણુ છોકરીઓને સારે ઠેકાણે પરણેલી જોવાની એની મોટામાં મોટી ઇચ્છા હતી. બિન્દુ જ્યારે દસ વર્ષની થઇ ત્યારથી એને લાયક વરની તપાસ તેની માએ કરવા માંડી હતી.

કોઈ કુળવાન કુટુંબ ગરીબ સ્થિતિમાં આવી ગયુ હોય તો તે કુટુંબની કન્યાને યોગ્ય વર મળવો મુશ્કેલ છે. મોટાં શહેરોમાં તો વરવાળાં વળી સારી પહેરામણી લેવાને બહુ રગઝક કરે છે. જો કે ગામડામાં તો એવું

નથી હોતું તો પણ પોતાનો છોકરો કોઈ સારા ધનવાન કુળમાં પરણે તો સારૂ એમ બધાં જ આશા રાખે. બિન્દુનો કાકો તથા બીજાં સંગાં-વહાલાં તેના લગ્ન માટે કાંઇ બહુ કાળજી રાખતાં નહોતાં, તેમ એ કાંઇ એવી ખુબસુરત પણ નહોતી. કેટલાકને ત્યાંથી માગાં આવતાં પણ કાંઇ ઠેકાણું પડયુ નહોતું. તારિણીની વહુ કોઈ કોઇ વાર સાંજરે ઘરની અંદર પડાળીમાં બેસતી ને બિન્દુની મા પાસે માથુ ઓળાવતી, તે વખતે એને મોટી મોટી આશાઓ આપતી.

"પણ બહેન તું એને માટે એટલી બધી ચિંતા શું કરવા કરે છે? આપણા ઘરની કન્યાને પરણાવવાને ઉદરાવો શુ કરવા રાખવો? આપણું કુળ, આપણી સ્થિતિ, એમની બરદ્વાનમા નોકરી આ બધુ શુ કાંઈ કોઇનુ અજાણ્યું છે? જેણે કેટલાએ પુણ્ય કર્યા હશે તે આપણા ઘરની કન્યા પામશે. માટે તું બિન્દુને માટે જરા ચિંતા કરીશ નહિં. નવરાત્રની રજામાં એમને અહીં આવવા તો દે, પછી હું જ મારી મેળે આપણી બિન્દુને માટે સારો વર શોધી આપીશ જો ને! મારી ઉમા દસ જ વર્ષની છે તો પણ કેટલે બધે ઠેકાણેથી એનુ માગું આવે છે! જો હું એને હમણાં પરણાવી દેવાની હા કહુ તો એ લોકો તો એને કેડમાં બેસાડીને આ ઘડી ઉચકી જાય. પણ હું એવાં માગાને જરાએ લક્ષમાં લેતી નથી. ઉમાને તો આપણા કુળને યોગ્ય કુળ હશે ત્યાં જ પરણાવવાની મારી તો મરજી છે. એટલુ ખરૂ કે, મારી ઉમા દેખાવડી બહુ ને બિન્દુ જરા શ્યામળી ખરી, અને તમારી પાસે કાંઈ પૈસો નહિં તું જાણે છે ને કે તારો વર બિચારો ભલો માણસ હતો, એણે કાંઇ પૈસો એકઠો કર્યો નહિં, એટલે જરા ફેર પડે. પણ તું જરા ગભરાઇશ નહિ. મેં જો એક કામ મારા મન ઉપર લીધુ તો પછી તે કામ જરૂર પાર પાડવાનું."

આવી આવી વાતો હાથના લ્હેકા કરીને તેની જેઠાણી કરતી હતી તે બિન્દુની મા હોંસ અને આશાથી સાભળતી હતી.

* નવરાત્રિના દિવસ આવી પહોચ્યા, અને તારિણી નોકરી ઉપરથી આવ્યો. તે પોતાની વહુને માટે કાંઇ કાંઇ નવાં લૂગડા, ને ઘરેણાં ને નવી નવી સુશોભિત ચીજો લાવ્યો હતો. આ બધુ જોઇને એની વહુના આનંદનો પાર રહ્યો નહિં. ઘરમાં બધાંને માટે લૂગડા, અને નવાં નવાં બૂટ આવ્યાં હતા. ઉમાને માટે ઢાકાની સાડીઓ ને રૂપાનાં માથામાં પહેરવાના

---

* બંગાળામા નવરાત્રમા દુર્ગાપૂજનનુ અતિશય માહાત્મ્ય છે અને તે ઘણો મોટો ઉત્સવ મનાય છે.

ફુલ આવ્યાં હતાં. બરદાનનો નાજર ઘેર શું શું લઇ આવ્યો હતો, એ વાત આખા ગામમાં ચર્ચાઈ. સંખ્યાબંધ લોકો તેને મળવા આવવા લાગ્યા, અને સર્વે તેને હાજી હા કરીને ખુશ કરવા લાગ્યા. કેટલાક આ પૂજાના પ્રસંગને માટે થોડા પૈસા ઉછીના લેવા આવતા. વળી કેટલાક પોતાની આફતમાં સલાહ લેવા આવતા. કોઈ વળી પોતાના ભાઇ ભત્રિજાને માટે નોકરીની સીપારશ માટે આવતા. વળી કેટલાક કાંઇ પણ કારણ વગર માત્ર અસલની રૂઢિને અનુસરવા ખાતર આવતા. આ બધા ગડબડાટ અને ખુશાલીમાં બિચારી બિન્દુના લગ્નનો વિચાર પણ કોણ કરે? નવરાત્રિના તહેવાર પૂરા થયા, અને રજા પણ પૂરી થઈ એટલે નાજર બરદાન પાછો ગયો અને આ બિચારી છોકરીના લગ્નનો બંદોબસ્ત કાંઇ થયો નહિ.

ઘણીવાર બિન્દુની મા આડોશીપાડોશી પાસે જતી અને ગામની વૃદ્ધ સ્ત્રીઓની સલાહ પૂછતી. સર્વ તેને ખરા અંતઃકરણથી ધીરજ દેતાં.

"અલબત, બહેન અમે તારી છોકરી માટે વર શોધવામાં મદદ કરીશુ. તને મદદ ના કરીએ તો બીજા કોને કરીએ. પણ તું જાણે છે તો ખરીને કે આજકાલ છોકરીનુ લગ્ન કરવુ એ કાંઈ સહેલી વાત નથી તેમાં વળી મોટી પહેરામણીને બીજી મોટી મોટી રીત આપવાની તારી ગુંજાસ નહિં. જો તારા જેઠની માફક બિન્દુના બાપે થોડાકે પૈસા મૂક્યા હોતને તો તો કાંઈ અડચણ પડત નહિ. પહેલા અમે એને બહુએ સમજાવતાં પણ અમારૂ સાંભળે ત્યારે ને! હવે વેઠવાનુ બધુ તારે છે. હશે, હવે તો જે થયુ તે થયુ, પણ એટલી તો તું ખાત્રી રાખજે કે એ છોકરીને માટે વર તો અમે જરૂર શોધી કહાડીશુ. અમને બિન્દુ એટલી વ્હાલી છે કે કાંઇ વાત નહિ"

જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ બિન્દુની મા વધારે મુઝવાતી હતી. ગામના મોટા વગવાળા ગૃહસ્થોને તેણે વિનતી કરવા માંડી અને જ્યારે ત્યારે એ કોઇને જોતી કે પોતાની છોકરીના વિવાહ સબંધી વાત સભારતી. સર્વ તેને માયાથી જવાબ આપતા ને ધીરજ રાખવાનુ કહેતા

"બહેન, તેં અમને આટલા દિવસ સૂધી કાંઇ વાત સરખીએ કરી નહિં. પૂછ્યા કર્યા વગર અમારાથી આવા કામમાં શી રીતે માથું નંખાય. જોને આ કાલીતારાની માએ કેટલા વખત સૂધી વ્યર્થ ફાંફાં માર્યા હતાં તે તને નથી સાંભરતું? છેવટે અચાલે ગયા મહિનામાં મારી પાસે એ આવીને એણે વાત કરી. તરત મે પત્તો લગાડયો. કાલીતારાની ને તારી છોકરીની ઉમર તો ઘણું કરીને સરખી જ છે. તેને માટે કેવું સારૂ ચોકઠુ

ગોઠવી દીધું ! બારદાનના રાયની પાસે અઢળક ધન વૈભવ, જે જોઇએ તે છે, ને કુળ પણ સાથે સારૂં છે. બીજવર છે એટલે કાંઈ બહુ નાનો નથી. પણ પૈસો કેટલો બધો છે ! એનું વતન બારદાન છે. ને ત્યાં એ ઘણો જ આબરૂદાર ગણાય છે. ગાડીઘોડા રાખે છે, અંગ્રેજ લોકોને પણ ખાણાં આપે છે. મોટા જાગીરદારને યોગ્ય જ બધો રોફ રાખે છે. અમારા હાથમા વાત આવ્યા વગર આવાં ચોકઠાં કેવી રીતે ગોઠવાય ! તું આખા ગામમાં પૂછે છે પણ અમારા મો આગળ કોઈ દિવસ વાત કરી છે ? આજકાલ સૌને એટલો અહંકાર આવી ગયો છે કે એક પણ બાબતમા બીજાની મદદ માગવી ગમતી નથી. પણ એમ તો આપણું કાંઈ વજો નહિ હશે, આટલે વખતે તે અમને સંભાર્યા છે એટલુ ઠીક છે." આવી આવી રીતે સર્વ કોઇ એને જવાબ દેતા. એ બિચારી વિધવાની આંખમાં આંસુ આવી જતાં ને પોતાની બેદરકારીને માટે તે ક્ષમા માગતી. આવા ઉપયોગી માણસોને વહેલી વાત ના કરી એ એની મૂર્ખાઈ કબુલ કરતી. ગામના ગૃહસ્થો આટલાથી સંતોષ માનતા અને કહેતા કે "બહેન, હવે તારે ગભરાવાની બીલકુલ જરૂર નથી એકવાર અમને વાત કરી એટલે તારી બિન્દુનુ ઠેકાણું પડયુ જ જાણજે"

બિન્દુની મા આવા આવા બોલથી અત્યંત ખુશ થતી અને ખુશીમાને ખુશીમાં ખાવાપીવાનુ તથા ઊંઘવાનુ બધુ ભૂલી જતી. દિવસ ઉપર દિવસ ને મહિના ઉપર મહિના ચાલી ગયા ને એમ કરતાં કરતાં બે વર્ષ વીતી ગયા, પણ આ અનાથ વિધવાની છોકરીને વર મળ્યો જ નહિં.

બિન્દુના બાપના એક મિત્રને હેમચંદ્ર બોસ નામનો એક છોકરો હતો. હેમને બહુ કાળજીથી કેળવણી આપવામાં આવી હતી. મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કર્યા પછી કલકત્તાની કોલેજમાં તે જતો હતો. પણ એનો પિતા મરણ પામ્યો તેથી તેને અભ્યાસ છોડી દેવો પડયો અને પોતાને ગામ પાછા આવવુ પડયુ જે થોડી ઘણી જમીન હતી તેની તે દેખરેખ રાખવા લાગ્યો.

બિન્દુ બાળક હતી ત્યારથી હેમચંદ્ર તેને ઓળખતો હતો. પોતાન પિતાના મિત્રની છોકરી જો કે છેક ભીખારી જેવી હતી તોપણ તેની સાથે પરણવાનો તેણે નિશ્ચય કર્યો. ગામના લોકો તો અલબત એમ જ કહેવા લાગ્યા કે એ તો અક્કલ વેચી આવ્યો છે. બધાએ નાકનું ટીચકું ચઢાવવા લાગ્યા. તેનાં સગાંવહાલાંને પણ આ સંબધ પસંદ નહોતો. તે પણ કહેવા લાગ્યા કે કુળની લજ્જા ખોવા આ છોકરો તો

બેઠો છે. પણ હેમ દૃઢ મનનો છોકરો હતો તે એકનો બે થયો નહિં અને બિન્દુની મા પાસે જઈને તેણે સર્વ ચોક્કસ કર્યું. કુથલીખોર નવરા લોકો તો એમ પણ કહેવા લાગ્યા કે આ ફિદ્ધત છોકરો તો વહુને જોવાની તક શોધતો જ ફરે છે ને લાગ ફાવે છે તો તેની જોડે એકાંતમાં વાતો પણ કરે છે.

બિન્દુની કાકી આ વિવાહ નક્કી થવાથી ખુશ થઈ. એના હૈયામાં કાંઇ ખરેખરી કાળજી નહોતી. તો પણ ઘરમાં લગ્ન ઠર્યું તેથી તેને ખુશી ઘણી થઈ. જોશીએ સારો દિવસ જોઇને લગ્નનુ મુહૂર્ત ઠરાવ્યુ અને કાકીએ હોંસથી કન્યાદાન દીધુ.

બિન્દુના લગ્નથી કાકીને ખુશી થઈ હતી, પણ જ્યારે પોતાની ઉમાને માટે એક ઘણા જ ધનવાન અને મોટા ખાનદાર ઘર તરફથી માગુ આવ્યું ત્યારે તેની ખુશીનો પાર રહ્યો નહિં. બિન્દુ ને ઉમા બન્ને જ્યારે બાર વર્ષનાં થયાં ત્યારે એક જ વર્ષમા તેમનાં લગ્ન થયાં.

બીજાં બે વર્ષ વીતી ગયાં. બિન્દુ ચૌદ વર્ષની થઈ હતી. હવે એની માની એક ઇચ્છા રહી હતી, તે એ કે સુધા પણ બિન્દુની માફક સારે ઠેકાણે પડી જાય, તો એના જીવને નિરાંત થાય.

એ ઇચ્છા પણ પૂર્ણ થઇ. સુધાનુ લગ્ન તેના જેવડા જ એક છોકરા જોડે કરવામા આવ્યુ. પતિના મૃત્યુ પછી આ એણે પહેલ વહેલું સુખ દીઠું અને પોતાની બન્ને પુત્રીઓને જ્યારે પરણેલી દીઠી ત્યારે તે પોતાને અત્યત સુખી ગણવા લાગી. અને ખરે બન્યુ પણ એમ જ, કારણ કે સુધાના લગ્ન પછી બે ત્રણ મહિને એ શાંત ચિત્તથી મૃત્યુ પામી.

બિન્દુ અને હેમનુ જીવન સરલ તેમ જ સુખી હતું હેમ જ્યારે તેની સાથે પરણ્યો ત્યારે તે બાર વર્ષની હતી. આ કુમળી વયથી તેનુ જીવન, તેના હાથમાં આવ્યુ અને ત્યારથી તે તેણે ખીલવ્યુ અને કેળવ્યુ તેના ઉપર તે બહુ જ ભાવ રાખતો, અને જ્યારે તે પુખ્ત ઉમરની થઈ ત્યારે તેણે અંતઃકરણપૂર્વક તેને પ્રેમ આપ્યો. જે પ્રમાણે આપણા દેશમા સામાન્ય રીતે બને છે તેમ બિન્દુની તેને માટેની પૂજ્યબુદ્ધિ ગાઢ પ્રેમમાં રૂપાન્તર પામી. બિન્દુ તેને અત્યંત પ્રેમથી પોતાના અતઃકરણના દેવસમાન ગણતી.

બિચારી સુધાની કથા કાંઇક જૂદી જ હતી. દશ વર્ષની વયે તે પરણી અને બારમે વર્ષે વિધવા થઇ. પરણવું એટલે શુ અને વિધવા થવું તે શુ એ કાંઈ તે સમજતી નહોતી બાળવિધવા થઇ તેથી તે પોતાની મોટી બહેનના ઘરમા રહેતી અને બાલ્યાવસ્થાને યોગ્ય નિર્દોષ રમત ગમત કરતી.

આ સર્વ બનાવ બન્યે ચાર વર્ષ વીતી ગયાં હતા બિન્દુ વીસ વર્ષની થઈ હતી ને તેને બે છોકરા થયા હતા. ઉમા ને કાલીતારા પોતપોતાને સાસરે રહેતાં. કોઇકવાર પિયર આવતાં જતાં. ત્રણે સ્ત્રીઓ સમાન વયની જ હતી તેથી ઘરસંસારનો જુમો અને ચિંતા છતા બાલ્યાવસ્થાનો અરસ્પરનો સ્નેહ તેઓ ભૂલી ગયા નહોતાં.

---

## પ્રકરણુ ૩ જું.

### પત્ની.

મધ્ય રાત્રિને સમયે તાલપુખરમાં સર્વ લોક નિદ્રાવશ થયાં હતાં. સર્વ ઠેકાણે શૂન્યકાર હતો. ચદ્રનો રમણીય પ્રકાશ ઝાડનાં પાંદડાંમાં થઇને આવતો હતો. સરોવરનુ પાણી પણ ચંદ્રના પ્રકાશથી ચમક ચમક થતું હતું. લોકો ખાઇ પીને પરવારીને પોતાનાં ઘરનાં બારણાં બંધ કરી નિદ્રાધીન થયાં હતાં. જવલ્લે જ કોઈ વૃદ્ધ માણસ પોતાના ઓટલા ઉપર બેસીને બીડી ફુંકતો નજરે પડતો હતો તળાવ ઉપર કોઇક સ્ત્રી વાસણ માંજતી દેખાતી હતી. બાકી બધુ શાંત હતું

બિન્દુએ ઘરનુ કામ આટોપી લીધુ હતું. પણ તેનો પતિ હજી ઘેર આવ્યો નહોતો તેથી ઓશરીમાં જ બેઠી હતી. તેના મોં ઉપર તેમ જ તેના સફેત લૂગડા ઉપર ચદ્રનો ઝાંખો પ્રકાશ પડતો હતો. સુધા પણ બનેવીને સંન્યાસી બનાવવાના ઉમગમાં ને ઉમગમાં ઊંઘી નહોતી ગઈ. પણ એ તો બિચારી રાહ જોઇ જોઇને થાકીને બ્હેનની પાસે સુતા વાંત જ ઊંઘી ગઇ.

બિન્દુ એકલી વિચારમાં તલ્લીન થઇને બેઠી હતી, એટલામાં બહારના દરવાજા આગળ તેણે કોઇના પગલાં સાંભળ્યાં. બારણું ઉઘાડવાને તે દોડી એટલે હેમચંદ્ર ઘરમાં આવ્યો. આ યુવકની ઉમર ચોવીસ વર્ષની હતી. તેનું કપાળ વિશાળ હતું ને તેનો ચહેરો ખુબસુરત હતો. તેની આંખો નિશ્ચિંત હતી અને તે શાંત પ્રકૃતિનો દેખાતો હતો. અતિશય ચાલવાથી તે થાકેલો જણાતો હતો. તેના જોડા ધૂળથી ધોળા થઇ ગયા હતા. બિન્દુએ તેને બેસવા માટે એક પાટલો માંડયો અને પીવાને પાણી આણી આપ્યું. હેમે હાથ પગ ધોઇ નાંખ્યા.

બિન્દુ પ્રેમથી બોલી, "આજ તો તમારે બહુ મોડું થયું. હજી તમે વાળુ સરખુંએ નથી કર્યુ!" તેણે જવાબ દીધો. "હું નીકળ્યો હતો તો

વહેલો પણ રસ્તામાં મને કટવાનો એક મિત્ર મળ્યો તે મને એને ઘેર તેડી ગયો અને ત્યાં મને કાંઇ કાચુંકોરૂ ખાવા બેસાડયો તેથી વાર લાગી, તેં તો વાળુ કરી લીધુ છેને ?"

"સુધા વાળુ કરીને ઊંઘી ગઈ છે. હું તો જરાવાર પછી કરીશ. એ તો હિંદુ પત્નીની રીત મુજબ પોતાના પતિના જમ્યા પહેલાં અન્નનો દાણો સરખો મોંમાં મૂકતી નહિ. "તમે થોડોક ભાત નહિ ખાઓ ?"

"બિન્દુ, મને ભુખ તો બહુ નથી પણ જરાક તો ખાઇશ."

બિન્દુએ ઓટલા ઉપર થોડુ પાણી છાંટયુ અને પાટલો માંડીને રસોડામાંથી તે થાળી પીરસીને લાવી. થાળીમાંનુ ખાવાનું બહુ સાધારણ હતું. ભાત, દાળ, શાક ને રોટલી એટલુ હતું. તેણે પોતાના વાડામાંથી લીંબુ કાપીને ચીરીઓ તૈયાર કરી મૂકી હતી, અને એક લીલુ નાળીએર પણ ફોડીને મૂકયુ હતું. ઘરની ગાયનુ દૂધ ઉન્હું કરીને મૂકયુ હતું. હેમ જમવા બેઠો ને બિન્દુ તેની પાસે બેઠી.

"કીકાને માટે હુ દવા લેતો આવ્યો છું, પણ હમણાં એને પાઇશ નહિં. રાતમાં જયારે વધારે આલસવિલસ કરે ત્યારે પાજે એટલે એ સૂઈ જશે. પેલા બીજા જે કામને માટે હુ કટવે ગયો હતો તેનું તો કાંઈ થયુ નહિં."

"કેમ ના થયુ ?"

"કટવાના એક જૂના વકીલને હુ સારી રીતે ઓળખતો હતો તેને ઘેર હું ગયો. અને તારા બાપના જે ખેતરો હતા તેને વિષે વાત કરી."

"તે એણે શો જવાબ દીધો ?"

"એણે તો કહ્યું કે કચેરીમાં ગયા વગર એનો કબજો કદી મળશે નહિ."

"અરે એ તે શી વાત કરો છો? મારા કાકાની સામે તે મારાથી ફરીઆદ મંડાય ? મારા બાપના મરણ પછી એમણે તો મને પાળી પોષીને મોટી કરી ને પરણાવી. મારાં કાકી એ મને પોતાની છોકરી જેવી જ ગણે છે. એમની સામે તો આપણાથી કદી ફરીઆદ મંડાય નહિં."

હેમ જરાક હસ્યો, અને કહેવા લાગ્યો "હવે એ તો બધુ ઠીક છે. આપણું લગ્ન કરવામાં તો એમણે કેટલી મદદ કરી છે એ બધુ હું જાણું છું. તું તો તે વખત બાળક હતી, એટલે તને તો કાંઈ યાદ ના હોય, ને તારે એ જાણવાની અગત્ય પણ નથી. ગમે તેમ હો, મારી પણ મરજી તો તારા કાકાની વિરુદ્ધ દાવો માંડવાની નથી. પણ એમ કર્યા વગર કાંઈ છૂટકો છે ?"

"પણ એમની સામે દાવો માંડીએ એ સારૂં એ દેખાય? વળી આપણે તો ગરીબ પડયાં એટલે કાયદા તે શી રીતે લઢી શકીશું? આપણુને તો જેટલું છે તેટલામાં સુખે રોટલો ખાઇએ ને જે બે છોકરાં ઇશ્વરે આપ્યાં છે તેને ઉછેરીને મોટાં કરીએ એટલું મળે તો એ ઇશ્વરનો મોટો ઉપકાર સમજીશુ. તમારી પોતાની જમીનો છે તેના તો આપણુને પૈસા મળશે જ, અને વળી આપણું આ ઘરનુ ઘર છે, પછી બીજુ શું જોઇએ?"

હેમનો ચહેરો ફીક્કો પડી ગયો ને બોલતાં બોલતાં તેનો અવાજ ધ્રુજ્યો.

"પ્રિય બિન્દુ! તું તો સહનશીલ અને સંતોષી છે, તેમ જ ભલી અને વિશ્વાસુ છે. તેં કોઇ દિવસ પૈસા સંબધી વિટંબનાનો એક પણ શબ્દ કહ્યો નથી. પણ મને તો એમ થાય જ ને કે તને વધારે સુખના દહાડા બતાવુ. હમેશ હું આવી ગરીબ સ્થિતિમાં પડી રહીશ એવુ તો મને સ્વપ્ને પણ નહોતુ લાગ્યુ."

પોતાના પતિને મુઝાતો જોઇને બિન્દુથી રહેવાયું નહિ. તેણે મધુર હાસ્ય કરીને કહ્યું "અરે મારા પ્રિયતમ! આ કાંઇ ગરીબ અવસ્થા કહેવાય! આવું ઘર, વાસણકુસણ જે જોઇએ તે છે. રાજા જેવા રાજાને આવું સુખ જોઇને તો અદેખાઇ આવે. ચાલો હું તમને આજે એવા પકવાન્ન જમાડુ કે તમે ખાઇને ખુશ ખુશ થઇ જશો."

"અરે મારી મીઠી રાણી! જા લાવ એ પકવાન્ન મને ચખાડ તો ખરી!" હેમે હસીને કહ્યું. બિન્દુ રસોડામા ગઇ અને ઘરના આંબાની કાચી કેરીનુ શાક કર્યું હતું તે એક પથ્થરના પ્યાલામાં લઇ આવી.

"લો આ ખાઇ જુવો."

હેમે ભાતમા આ શાક નાખીને ખાવા માંડયુ. પછી હસતે ચહેરે બિન્દુ તરફ જોઇને કહ્યું. "ખરેખર રાજાની થાળમાં શોભે એવું જ આ શાક તો છે પણ એ વસ્તુની પોતાની ખૂબી કરતાં રાંધનારની ચતુરાઇ વધારે છે. હેમ દૂધને ભાત વખાણ કરતો કરતો ખાઈ ગયો, ને હાથ, મોં ધોઇ નાંખ્યાં, તે પછી તેની સ્ત્રીએ એક સ્વાદદાર પાન તૈયાર કરી રાખ્યુ હતું તે ખાધુ પાછી વાત શરૂ થઇ.

બિન્દુએ પુછ્યુ "મારા કાકાની સાથે સલાહ સંપથી આ બાબતનું નિરાકરણ થઇ જાય તો સારૂ. તમને પણ એમ નથી લાગતુ? આપણે ચાર સારા માણસની સલાહ લઇને કામ કરીએ તો સારૂ."

"મેં પણ એમ જ કરવાનુ ધાર્યુ હતુ પણ એમ બને તેમ નથી, કેમકે તારા કાકા જમીન ઉપરથી પોતાનો હક ઉઠાવતા જ નથી એ તો

કહે છે કે દસ વર્ષથી એ ખેતર મારા કબજામાં છે ને હું એનું મહેસુલ ભરૂં છું. એમાં સુધારા વધારા એ મે કર્યા છે, જાગીરદારીમાં નામ પણ મારૂં જ લખાએલું છે; એવું એવું સમજાવીને કહે છે કે હુ તો કબજો નહિં છોડું. પણ તું અને સુધા એમની છોકરીઓ જેવી જ છો, તેથી તમને બન્નેને કાંઇક નામની રકમ આપવા ખુશી છે. એ જાણે છે કે આપણી અવસ્થા ગરીબ છે તેથી જ એ આવું કરે છે."

બિન્દુએ ધીમેથી અને મધુરતાથી જવાબ દીધો. "હું સ્ત્રી જાત તે એમાં કાંઇ સમજતી નથી પણ મને તો એમ લાગે છે કે એ જેટલુ આપવાને કબુલ થતા હોય તેટલુ લઇને આપણે બેસી રહેવુ. એ આપણા નિકટના સબંધી છે તેમ જ ઉમરે વડીલ છે અમને ઉછેરીને એમણે મોટા કર્યા છે. જુજ જેવી રકમને બદલે આપણે એમને એટલુ લેવા દઇએ તેમાં પણ શુ નુકસાન છે? કાયદો લઢવો તો કેટલો ભારે પડે? આપણુ કામ ચલાવવા માટે પહેલ વહેલા આપણે થોડા પૈસા દેવા કરવા પડે તે આપણે કેટલે વર્ષે ભરી રહીયે? અને ધારો કે આપણે જીતી એ તોએ તે દેવું ભરવાને જમીન વેચવી પડે અને આપણી અને કાકાની વચ્ચે બિન્ન-ભાવ રહે ને ઉચા મન થાય. અને વળી જો કદાપિ હારીએ તો તો બેવડુ નુકસાન થાય. કદાચ એ બહુ નાની રકમ આપવાને કબુલ થતા હશે પણ તે ના ગણકારીને આપણે વાત ટુકી કરવી જોઇએ હુ તો સ્ત્રી જાત તે કાયદો સમજતી નથી અને તેથી દાવા લડતા મને તો બીક બહુ લાગે છે. તમે મરદ છો તે વધારે સમજો. મે કહ્યુ છે તે બધાનો બરોબર વિચાર કરી જોજો અને છેવટ તમને ગ્યોગ્ય લાગ તેમ કરજો. થોડીકવાર સુધી હેમ વિચારમાં નિમગ્ન થઇને બેસી રહ્યો. પછી તે ધીમેથી તેમ જ કોમળતાથી બોલ્યો. "હા પ્રિય બિન્દુ! તું સ્ત્રી જાત છે તે ખરૂ છે ને જેને આવી સ્ત્રી જગતના વ્યવહારમાં સહાયકારિણી હોય તે ખરેખરો ભાગ્યશાળી કહે-વાય. વકીલના ઘર સુધી ફેરો ખાધો, તેના કરતાં તારી જ સલાહ પહેલી પૂછી હોત તો સારૂ થાત. તે જે કહ્યું છે તે યોગ્ય જ છે, અને હુ તેજ પ્રમાણે વર્તીશ. તારા કાકા હાલમાં ગામમાં આવ્યા છે. હુ કાલે જઇને તેમને મળીશ અને સલાહ સંપથી સર્વ નિરાકરણ કરી દઇશુ. અને જ્યારે મારે કાંઇ સલાહની જરૂર પડશે ત્યારે હુ મારા ઘરમાં જ વસતી દેવીને પૂછીશ."

બિન્દુએ હેમની પથારી પાથરી, બીજુ પાન તેને આપ્યુ અને કે-ટલોક વખત તેની પથારી પાસે બેસીને વિવિધ વિષય ઉપર વાતો કરી.

પ્રેમની વાતોનો કાંઇ છેડો આવે છે! વાત કરતે કરતે મધરાત થઈ ગઇ; ત્યારે હેમે કહ્યું. "એ તો બધુ ખરૂ પણ પ્રિયે! તું તો હજી જમી પણ નથી જા, જા જમી લે."

આ ક્ષણે બિન્દુ પોતાને અત્યંત સુખી ગણવા લાગી. તે લગભગ પરોઢીઉં થતાં જમવા બેઠી.

---

## પ્રકરણ ૪ થું.

---

### ભવિષ્યસૂચક છાયા.

બીજે દિવસે સાંજે હેમ તારિણીને ઘેર ગયો. આગળના ચોકમા દાણા ભરવાના કોઠાર હતા ગાયો, બળદ, માટે પાસે એક મોટો તબેલો હતો. પૂજા કરવા માટે એક જૂદો જ ઓરડો હતો અને ઓચ્છવ કીર્તન કથા વગેરે કરવાને માટે એક મોટી ઓશરી હતી. એ વર્ષે ઉપર તારિણીએ બેસવા ઉઠવા સારૂ એક દિવાનખાનુ કરાવ્યુ હતું. આ ઓરડામાં એક દીવેલનો દીવો બળતો હતો. એક પાટ ઉપર મોટા ગાદીતકીઆ પાથર્યા હતા ત્યા તારિણી પડયો પડયો બીડી ફુકતો હતો. કોઈ પડોશના લોક તેને મળવા આવેલા હતા. તારિણીએ હેમને આવકાર દીધો અને તેને અંદરના ઓરડામાં બેસાડવાનુ એક નોકરને કહ્યુ. અંદરના ઓરડામાં વાસના પડદા કરેલા હતા. પાસે પરસાળ તથા પરસાળમાં ઓરડા લીંપી ગુંપીને સ્વચ્છ રાખેલા દેખાતા હતા. ચોક તથા રસોડાં પાણીઆરાં પણ સ્વચ્છ હતા ઘરની પાછળ એક મોટુ તળાવ વહેતું. તેની પાસે આંબાના નાળીએર તથા બીજા ફળ ફુલના ઝાડ હતા.

હેમચંદ્રે અંદર આવીને કાકીને નમસ્કાર કર્યાં. કાકીએ તેને બહુ વહાલથી બોલાવ્યો, અને પાસે બેસાડયો. કાકીની ઉમર ચાળીસેક વર્ષની હતી. તેનો ચહેરો હસમુખો અને શરીર પણ પુષ્ટ હતું. તેનું કદ જરા ઠીંગણું હતું છતાં જાજરમાન લાગતી હતી. હાથે સોનાની નક્કુર બંગડીઓ પહેરી હતી અને પગમાં રૂપાનાં કલ્લાં પહેર્યા હતાં. આભૂષણને લીધે એ બહુ શોભતી હતી. બોલવા ચાલવાની રીતભાત ઉપરથી સહેજ માલુમ પડતું હતું કે તે ધનાઢ્ય ગૃહસ્થની ગૃહિણી હતી. પણ તે સ્વભાવે ભલી ને સાદી હતી અને કાઇક ગર્વવાળી છતાં વિવેકી હતી. હેમની જોડે વાત કરતાં હસતે હસતે તેણે કહ્યું:—

"દીકરા ! તારૂં ઘર અહીંથી બે ડગલાંએ દૂર નથી, તો એ તું અહીં કોઇ દિવસ દેખાતો નથી, તારી આ વૃદ્ધ કાકી જીવે છે કે નહિં તેની ખબર સરખી એ કહાડતો નથી."

"ના, ના, કાકી એમ ના કહેશો, દરરોજ તમારા સમાચાર અમને મળે છે. પણ અમે ગરીબ રહ્યાને અમારે ઘેર નોકર ચાકર નહિં, તેથી આખો દિવસ ઘરના કામકાજમા તથા છોકરાંમા ગુંથાએલા રહીએ છીએ"

"તેં બચાવ તો ઠીક કર્યો. બિન્દુને તો મે જ ઉછેરીને મોટી કરી છે, પરણાવી છે. એ પણ એની કાકીને ભુલી ગઇ હોય એમ લાગે છે."

"એમ તે હોય કાકી ! એ તો રોજ તમારી ખબર પુછે છે અને જે દિવસની ઉમા અહીં આવી છે તે દિવસની તો રોજ અહીં આવવાનો વિચાર કરે છે પણ ઘરનુ બધુ કામ એને માથે, તેમા વળી કીકો માંદો પડયો છે તેથી એ જરા પરવારતી નથી. જો ઉમા અમારે ઘેર એક દિવસ આવે તો એની બ્હેનને પણ મળાય ને એના ભાણેજોને પણ મળાય."

"અરે ભાઈ એ તે કમ બને ! મારી ઉમા તો મોટે ઘેર પરણી છે તેથી એ લોકોને મળવા કરવા જાય એ તો એનાં સાસરીઆંને જરા પરવડે નહિં. એના સસરા તો ધનપુરના દિવાનના કુળના. એ તો મોટા લોક કહેવાય."

"એ તો હું જાણું છુ કાકી."

"હાસ્તો તું ના જાણે એમ તે હોય ધનપુરના દિવાનનું નામ તો જગજાણીતું છે. તેમની પાસે પૈસો પુષ્કળ છે તેમ હાથ પણ છૂટો છે એમના ઘરની એક છોકરી પરણી ત્યારે પચાસ હજાર રૂપિયા ખર્ચ કર્યા હતા. એમને કાંઈ ખર્ચનો વિચાર છે ?"

"પણ કાકી એ તો ઉડાઉપણુ કહેવાય." તે યુવકે જવાબ દીધો. એના વિચાર ઇંગ્રેજી કેળવણીને લીધે જૂદા જ હતા.

"એ વળી ઉડાઉપણું કહેવાતું હશે ! એણે તો પૈસા ગરીબ લોકોને લુગડાં તથા ખાવાનુ આપવામાં અને આસપાસનાં બધા ગામડાના લોકોને જમાડવામાં ખર્ચ્યા હતા. એ તો પૈસો ધર્માદા કર્યો કહેવાય, એ તો પુણ્યનુ કામ કહેવાય."

હેમ થોડીવાર વિચારગ્રસ્ત થઈને બેસી રહ્યો.

વળી ઉમાની માએ બોલવું શરૂ કર્યું. "ઉમાને એનાં સાસરીઆં આપણે ઘેર કયાં આવવા દે છે ? માત્ર આમો મહીનામા નવરાત્રિની પૂજા વખતે આવવા દે છે, બાકી નહિં. આ ઉન્હાળામાં તો એમણે થોડા દિવ-

સની રજા લીધી છે તેથી કેટલાએક તેડાં એને સાસરે મોકલ્યાં ત્યારે છેવટે એને ફક્ત પદર દિવસ માટે આવવા દીધી છે. પખવાડીઉં પૂરૂ થશે એટલે એને તો પાછાં જવું જ પડશે. એ જાય તે વખતે એની સાથે આપવાને માટે કાંઇ થોડાં સારા લુગડા, થોડીક કેરીઓ અને થોડાક બરફી પેંડા બારદ્વાનથી મંગાવ્યાં છે."

"ત્યારે કાકી! જો ઉમાથી અમારે ઘેર ના અવાય તો હું એમને તથા છોકરાને અહીં મોકલીશ."

"જરૂર મોકલજે દીકરા, બિન્દુ તો મને મારી છોકરી જેટલી જ વ્હાલી છે. એ તો જેટલીવાર અહીં આવે તેટલુ ઓછુ."

"કાકી એ જરૂર આવશે. ઉમાને જવાને હવે કેટલા દિવસ બાકી છે?"

"એ તો કાંઇ હવે રહેવાની નથી. બારદ્વાનથી મગાવેલો સામાન બધો આવી પહોચે એટલી વાર છે. એને કાંઇક આપ્યા વગર કાંઇ મોકલાય? વળી આ છઠ આવે છે ત્યારે કાંઇ થોડુ ખર્ચ કરવુ પડશે ને?"

"હાસ્તો વળી."

"છઠને દિવસે અમારા ઘરના રીવાજ પ્રમાણે જમાઇને કાંઇ ખાવાનું આપવું પડે. વારૂ હેમ! તારાં છોકરાં કેમ છે?"

"ફીકાને પાંચ છ દિવસથી તાવ આવે છે. હું કટકે ગયો હતો ત્યાંથી કાંઇક દવા લાવ્યો છુ તેથી એને જરાક ઠીક છે."

"દવા લાવ્યો તે ઠીક કર્યું. બિન્દુ નાની હતી ત્યારે એને એ ઘણીવાર તાવ આવતો. બિન્દુનુ નાનપણ તો મને બહુ જ સાંભરે છે એ તો બિચારી સ્વભાવે બહુ જ ગરીબ હતી. એણે કદી કોઇને પજવ્યાં નથી. એ બિચારીને ભૂખ કે તરસ લાગી હોય તો એ મોં ફાડીને માગે નહિ. એને જ્યારે હુ કાંઇ ચાહીને આપુ ત્યારે. એને તો મારા ઉપર બહુ જ ભાવ હતો. એના બાપ ગુજરી ગયા ત્યારે એની મા પાસે કાંઇ ખવડાવવાને એ નહોતું ને પહેરાવવાને કાંઇ નહોતું એ તો જ્યારથી અહીં રહેવા આવ્યાં ત્યારે બધું ઠેકાણે પડયુ. બિન્દુને મારા મનથી તો હું મારી ઉમા જેવી જ ગણું છું. એને જરૂર કહેજે કે મને મળવા આવે."

"જરૂર, કાકી એને હું મોકલીશ."

"ગયે વર્ષ તો નવરાત્રમાં બિન્દુ એકજ દિવસ આવી હતી. ને તે એ રાતે ચાલી ગઈ હતી પણ આ ફેરી તો હું એમ નહિં કરવા દઉં. એ શુ આ ઘરની છોકરી નહિં કે? એણે તો આખું અઠવાડીઉં અહીં રહીને અમને કામ કરવા લાગવાનું હોય. કામે તે કાંઈ થોડુ ઘણું હોય છે? છ,

સાત ગાઉથી લોકો માતાનાં દર્શન કરવા આપણે ઘેર આવે છે. તમે તો દિવાનખાનામાં બેસીને ચાલ્યા જાઓ, તે કામ કેટલું પડે છે તેની તમને ક્યાંથી ખબર પડે ! મળસ્કે ત્રણ વાગેથી તો રસોઇના ચુલા સળગાવવા પડે છે, ને છેક સાંજના ત્રણ સુધી પહોંચે છે, તો એ જમવાનો તાગ નથી આવતો. કેટલુ લોક એકઠું થાય છે ? અને રસોઇએ કેટલી બધી કરવી પડે છે ! એની તે કાંઇ ગણત્રી કરાય. "

" કાકી એ બધુ મે કાંઇ નથી જેયું એમ છે ? હું શું દર વર્ષે એ બધુ નથી જેતા ? પૂજન વખતે જે ગજાવર જમણવાર થાય છે તેનાથી કોણ અજાણ્યું હશે ? "

હાસ્તો ભાઈ ! આપણા બાપદાદાના વખતની રૂઢિ તો કાયમ રાખવી જ પડે તો. ને એ તો એ જ પહોંચી શકે. બધાથી કાંઇ નવરાત્રની પૂજન આટલા ઠાઠથી થાય ! જેને તાગ કાંઈ કરવું પડે છે ? ને લોકો તારી કાંઈ વાતે કરે નહિં. પણ અમારા મલિકના ઘરની વાત તો જૂદી, તેથી અમારે તો ચાલે જ નહિ. "

આવી રીતે મલિકના કુળની મોટાઈની તથા ધનપુરના દિવાનના ઘરની, પૂજનની વગેરે મોટાઈની વાતો કેટલાક કલાક ચાલ્યા કરી. બિચારા હેમને તો બગાસા આવવા લાગ્યાં. મહા પ્રયત્ને ઝોકાં આવતા તે રોકી રાખતો ને એની કાકી બોલતી તેની વચ્ચે વચ્ચે ટહુકો પૂરતો હતો. લગભગ દસ વાગ્યા ત્યારે બહારથી કોઇના પગનાં નૂપુરનો અવાજ આવ્યો ત્યારે કાકી બોલતાં ધીરાં પડ્યાં. ઉમાએ પોતાના સાસરાને તેમ જ પિયરને શોભે એવાં વસ્ત્રઆભરણ સજેલા હતાં. એણે બનેવીને ઘણા આવકારથી બોલાવ્યો.

આ વીસ વર્ષની નવયૌવના એવી રૂપવંતી હતી કે ગામમાં એની બરોબરી કરી શકે એવું કોઈ નહોતું. એના આંખ, નાક, તથા ચામડીનો રંગ ખરેખર અનુપમ હતાં. કાળા લાંબા વાળનો સુશોભિત અંબોડો વાળેલો હતો. તેમાં સુંદર મોતી તથા હીરાજડિત ફુલ ખોસ્યાં હતાં. કપાળ ઉપર માણેક તથા હીરાની સુંદર દામણી ચળકતી હતી. હાથમાં સોના તથા હીરાની તરેહતરેહની બંગડીઓ પહેરેલી હતી. કમરે સોનાનો કંદોરો શોભતો હતો. ગળામાં હીરામોતીની ચીસપટી ઝળકતી હતી. અને મોટાં મોતીની પાચ સેરની માળા કંઠને શોભાવતી હતી.

" કેટલો વ્યર્થ ભપકો ! " હેમ મનમાં બબડ્યો. ઈંગ્રેજી કેળવણીને લીધે આ ઉછરતા યુવકના ખ્યાલ વિચિત્ર હતા.

" ઓહો ! આજ તો અમારાં ભાગ્ય ઉઘડયાં " આનંદી ઉમાએ હસતે હસતે કહ્યું. " આજ તો અમારૂં સદ્‌ભાગ્ય કે તમારાં દર્શન થયા. આજ સ્હવારે કોનું મોં જોયું હશે કે અત્યારે આટલો લાભ થયો ! "

" ભાગ્ય તો મારાં, " હેમે જવાબ દીધો. " તમારા જેવા મોટા લોકનાં દર્શન થાય એ તો અમારૂં સદ્‌ભાગ્ય કહેવાય."

" અરે ભાઈ એ તો બધુ ઠીક જ છે. મારે આવે તો આજ દમ દિવસ થયા ને તમે એકેવાર અહીં આવ્યા નથી. હશે, તમે સારા તો છોને ? બિન્દુ બહેન કેમ છે ? ઠીક છેને ? "

" હા ! બધાં સારાં છે, તું એ સારી પેઠે છને ! "

" હા આપની કૃપાથી સારી છું. મારી ખબર પુછો છો એ જ આપની મોટી કૃપા. કાંઇ સ્નેહભાવ ઉભરાતો હશે તેથી જ આજ આ મુલાકાત થઇ. છેવટ બિન્દુ બહેને તમને આવવા દીધા ખરા ! જો જો હો ભાઇ વધારે વાર બેસતા નહિં. નહિં તો વળી એને ગુસ્સો ચઢશે. "

સાળી અને બનેવીની તકરારમાં હમેશ સાળીની જ જીત થાય છે.

હેમે માથુ નમાવીને જવાબ દીધોઃ–

" ઉમા, બિન્દુ તને મળવા આવવાની જ છે. રોજ આવવાનું ધારે છે પણ કાંઈ કાંઈ અડચણ આવી પડે છે તેથી રોકાઈ જાય છે. કાલે છોકરાને લઇને આવશે, તું ખુશી થઇશને ? "

ઉમાએ ખુશી થઈને કહ્યું. ' હા એને જરૂર કાલે મોકલજો. કેટલા દિવસથી છોકરાને જોવાનુ એ મન છે "

" કાલે જરૂર આવશે. ખરેખર એ તને મળવાને ઘણીજ આતુર છે. તું સાસરે હોય છે ત્યારે ઘણીવાર તારી ખબર પુછે છે. "

" હા, હા, હુ કયાં નથી જાણતી ! " ઉમાએ ખરા પ્રેમની ઊર્મિથી કહ્યું. બિન્દુ બહેનનો પ્રેમ તો નાનપણથી મારા ઉપર છે, એકએકને જોયા વગર ઘડી ચાલતું નહિં. તે વખતે એમ જ કહેતા કે આપણે સદા ભેગાં જ રહીશુ ને રોજ એક બીજાને મળીશુ. પણ મોટાં થયાં એટલે સર્વ નિકટનાં સબધીઓથી દૂર ખસવું પડે છે. તે છતાં અમે બાળકપણાનો સ્નેહ હજી જાળવી રાખ્યો છે એ અમારૂ સુભાગ્ય. બિન્દુ બહેનને ને છોકરાંને જરૂર કાલે મોકલજો."

" ઉમા, હુ જરૂર મોકલીશ. "

ઉમા ખરેખરી ખુશી થઈ હતી. માબાપ જેવો બડાઇખોર એનો સ્વભાવ નહોતો. તેમ જ સાસરાની મોટાઈનુ પણ તેને અભિમાન નહોતું. તેથી બાળપણનાં સંબંધી ઉપરનો સ્નેહ શિથિલ થયો નહોતો. હેમે જ્યારે ઉમાને

ધણે દિવસે પહેલ વહેલી જોઈ ત્યારે તો તેને વહેમ પડયો હતો કે ધનપુરની દિવાનગીરીનો ગર્વ એનામાં હશે. પણ તેની સાથે વાતચીત કરતાં તેનો સંશય દૂર થયો હતો. જગતમાં જો ધનવૈભવથી સ્નેહ શિથિલ ન થતો હોય તો પરિણામ ખચિત સુખકર થાય.

"ભાઇ! તમારાં પવિત્ર પગલાંથી અમારા ઘરને આજે પાવન કર્યું છે તો જરા વધારે મહેરબાની કરીને અમારા ગરીબના ઘરની મહેમાનગીરીનો સ્વીકાર કરીને જે કાંઇ થોડુ ઘણુ કાચુંકોરૂ ખાવાનુ ઘરમાં છે તેનો સ્વાદ ચાખો." એમ કહીને પગના ઝાઝરનો ઝમઝમ અવાજ કરતી કરતી હેમને તે અંદર લઈ ગઇ. એ ઓરડામા બે મોટાં ઝુમર સળગાવેલાં હતા. રૂપાના થાળમાં થોડા પકવાન તથા મીઠાઈ હતા અને રૂપાના ચળકતા વાડકામા દૂધપાક વગેરે હતું.

"બેસો ભાઈ," ઉમાએ કહ્યું. "અમારા અતિથ્યમાં કાંઈ ખામી હોય તો ક્ષમા કરજો."

હેમ પાટલા ઉપર બેઠા. ઉમા પાસે બેઠી. ઉમાની ખુબસુરતીમાં કાંઈ ખામી નહોતી અને તેથી જ તે મોટા ઘરનો વર પામી હતી, કારણ કે ધનપુરના જાગીરદારના પુત્રે લગ્ન પહેલા પોતાની એવી ઇચ્છા દર્શાવી હતી કે હું તો કોઈ રૂપવતી કન્યા સાથે જ લગ્ન કરીશ. ઉમાના રૂપની ખ્યાતિ ગામ પરગામ થતી સાભળીને તેના પિતાએ માગુ મોકલ્યુ, કારણ કે ઉમાના પિતાની આબરૂ જો કે સાધારણ ઠીક હતી તો પણ ધનપુરના જાગીરદારની તોલે તો ક્યાંથી આવે! તારિણી તથા તેની ભોળી પત્નીને તો આવા મોટા ઘરનો જમાઈ મળ્યો તેથી તેમના અભિમાનનો પાર રહ્યો નહિં. ઉમાને પૈસાનુ સુખ તો મળ્યુ, પરતુ એ સર્વ રીતે સુખી હતી કે નહિ તે હજી આપણે જાણતાં નથી. તેના પતિનો પરિચય થતા કાઇક ખબર પડશે. ગામમાં વાતો ચાલતી હતી કે એ છોકરો જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ રૂપવતી સ્ત્રીઓ તરફ તેનો મોહ વધતો જતો હતો અને મોજ શોખ ભોગવવાની લાલસાએ વધતી જતી હતી. પણ હાલ આપણે એ છોકરાની વાત પડતી મૂકીશું.

ઉમા તથા હેમ વચ્ચે બહુ વખત સુધી વાતચીત ચાલી. વાત ઉપરથી વાત કરતાં ઉમાના સાસરાની વાત આવી. એવી વાત કાંઇ આવતી કે ઉમાનો ચહેરો બહુ ગભીર થઇ જતો. તેથી હેમને કાંઇક વહેમ પડતો અને તેથી એ જરા ચિંતાતુર જણાતો રખેને આવી સુકોમળ પદ્મિનીના મનમાં કાંઈ ચિંતાએ વાસ કર્યો હોય! કે રખેને આ સુંદરીને કાંઈ મનનુ

ગૂઢ દુઃખ હોય ! એવા એવા વિચારો અને સંશય ઉમાનો ચહેરો જોવાથી હેમને આવ્યા. તેને તો એમ જ લાગ્યું કે આ સુંદરી દુઃખનું વાદળ છુપાવાને પ્રયત્ન કરે છે, હરિણી જેવાં સુદર નેત્રમાં આંસુ રોકી રાખે છે. ઉમા શું ખરેખર દુઃખીજ હતી કે ભવિષ્યમાં પડવાના દુઃખનુ પ્રતિબિંબ એનાં કાળાં ચળકતાં નેત્રમાં માલૂમ પડતું હતું !

## પ્રકરણ ૫ મું.

### નવ જીવનના અંકુર.

હેમ જમી રહ્યો ત્યાર પછી તારિણીની સાથે વાતચીત કરતાં એક કલાક નીકળી ગયો. જ્યારે એ ઘેર પહોંચ્યો ત્યારે મધરાત થઇ ગઈ હતી. બિન્દુ તેની વાટ જોઇને ઓશરીમાં બેઠી હતી, તેણે દૂરથી તેને આવતો જોયો. તેને જોતાં જ એના મુખ ઉપર આનંદ પ્રસરી રહ્યો, અને તેથી તેની આંખમાં મધુર સ્મિત રમી રહ્યું.

"અંતે આવ્યા ખરા. મને તો એમ થયું કે રસ્તામાં કાંઈ ભૂલા પડયા કે શું? વળી એમ લાગ્યુ કે ઉમાની પાસે બેસીને વાત કરતાં કરતાં વખત વહી ગયો તેનો ખ્યાલ નહિં રહ્યો હોય !"

"પ્રિયે ! આવા ઠપકાને હું પાત્ર છુ શુ વારૂ ? કાંઈ બહુ મોડુ થયું છે ?"

"નારે બહુ તો કાંઇ મોડુ થયુ નથી. માત્ર બાર વાગી ગયા છે ! અને સંધ્યાકાળથી તમારો એક મિત્ર રાહ જોતો બેઠેલો છે."

"કોણ આવ્યુ છે ?"

"અંદર આવીને જુવો." બિન્દુ એમ કહીને તેને અંદર લઇ ગઇ. તે અંદર પેઠો એટલે એક ગૌર વર્ણનો તથા ખુબસુરત દેખાવનો યુવક ઉભો થયો. હેમે થોડીક વાર સુધી તેને ઓળખ્યો નહિં. તે જોઇને બિન્દુનુ મોં જરા મલકાયું. એક જ ક્ષણમાં હેમે તેના પરોણાને ઓળખ્યો.

"અરે આ કોણ શરત ? તું કલકત્તેથી ક્યારે આવ્યો ? તું કેટલો ફેરવાઇ ગયો છે ? મેં તો તને દસ વર્ષ ઉપર તારી બહેન કાલીતારાના લગ્નમાં જોયો હતો. ત્યારે તો તું છેક બાળક હતો ને બરદ્ધાનની નિશાળમાં ભણવા જતો હતો. હવે તો મોટો જુવાન થઇ ગયો છે, તારી આવડી મોટી મુછને લીધે હું તો ભૂલો જ પડયો."

"હા !" શરતચંદ્રે કહ્યું, "મારી બહેનના લગ્ન પછી તરત મારા પિતા મરણ પામ્યા તેથી મારી માતા ને હું બરદ્ધાનમાં રહેતાં. ત્યાર પછી

છું અહીં આવ્યો જ નથી. મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં હું પાસ થયો ત્યાર પછી મેં કલકત્તાની કૉલેજમાં અભ્યાસ કરવા માંડયો ત્યારથી મારી મા અહીં જ રહે છે. હાલ અમારે ઉન્હાળા ખાતે રજા છે તેથી હું તેને મળવા આવ્યો છું. ઘણાં વર્ષ થયાં એટલે મારામાં ફેરફાર થએલો તમને લાગે એમાં કાંઇ આશ્ચર્ય નથી. તમારા બધામાં મને એ કેટલો ફેર થયેલો લાગે છે! બિન્દુ બહેન મારા કરતાં એક વર્ષે મોટી છે. બાળક હતાં ત્યારે અમારે બન્નેને બહુ મિત્રાચારી હતી. હમેશ અમે સાથે જ રમતાં. હું મલિકને ઘેર જતો અથવા બિન્દુબહેન નાની સુધાને લઇને અમારે ઘેર રમવા આવતી. અમારા ઘરની જમરૂખી ઉપરનાં કેટલાં જમરૂખ તોડી તોડીને એ ખાઇ જતી. એ તો બહુ તોફાની હતી. હવે તો એ મોટી ગૃહિણી થઇ ગઈ છે ને વળી બે છોકરાંની મા થઇ છે."

"ના, ના, શરત મને તોફાની ના કહીશ," બિન્દુએ હસતાં હસતાં કહ્યું, "તારી પોતાની જ વાત કરને, આખા ગામના આંબા ઉપર એકે કેરી તો રહેવા દેતો નહિં! તે હવે તો કૉલેજના મોટા વિદ્યાર્થી થઇ ગયા; ને તે વળી બધા કરતાં હોંશીઆરમાં ગણાઓ છો, નાનપણમાં તે ઝાડ ઉપર ચઢવામાં હોંશીઆર હતા."

"ચાલો બસ હવે," હેમે હસતાં હસતા કહ્યું, "તે વખતની ચોરીઓ હવે શું કરવા ઉઘાડી પાડો છો? તમે બન્ને કેવા હશો તેનો ખ્યાલ મને બરોબર છે. હું એ તારે ઘેર કોઇ કોઈ વાર આવતો તે તને યાદ છે કે શરત? ત્યાં બિન્દુ ને સુધા પણ ક્વચિત્ મળતાં. સુધા તો તે વખતે છ જ વર્ષની હતી. સુધા! તને યાદ છે કે?"

"હા, વળી." સુધાએ પોતાના બાળપણના મિત્રના સુંદર ચહેરા તરફ જોતાં જોતાં લજ્જાયમાન થઈને કહ્યું.

"શરત તું જમ્યો કે?" હેમે પૂછ્યુ. "હા ભાઈ, બિન્દુબહેને મને જે કાચી કેરીનુ શાક ખવડાવ્યું એવું તો મેં જન્મારામાં કદી ખાધું નહોતું."

"એક આંબા ઉપરથી બીજા આંબા ઉપર કુદકા મારતા હતા ત્યારે શું નહોતું ખાધું?" બિન્દુએ પ્રશ્ન કર્યો.

"અરે, કાચી કેરીઓ તો પુષ્કળ ખાધેલી પણ આવું શાક કરીને તો નહિંસ્તો."

"ના રે, શાક થાય તેટલીવાર થોભે કોણ?"

હેમે પૂછ્યું "સુધા, તું જમી કે નહિં? ને બિન્દુ, તું જમી કે નહિં?"

"સુધા તો જમી. હું હમણાં જાઉં છું. તમે જરાએ નહિં જમો?"

"નારે, હું તો તારા કાકાને ઘેર નિરાંતે જમ્યો છું."

બિન્દુ જમવા માટે રસોડામાં ગઈ. સુધા હેમને આવવાની વાટ જ જોતી હતી એટલે એ તો તરત જ ઓટલા ઉપર સાદડી પાથરીને સુઈ ગઈ. એના મોં ઉપર લેશમાત્ર પણ ચિંતાની છાપ નહોતી. તેથી ચાંદનીમાં ઠંડા પવનની લ્હેરકીમાં તરત તે નિદ્રાવશ થઈ ગઈ. મધ્યરાત્રિ થઈ હતી એટલે આખું ગામ નિદ્રાધીન થએલું હતું.

શરતચંદ્ર ઘોસ ઓટલા ઉપર બેઠો બેઠો હેમની સાથે વિવિધ વિષય ઉપર વાતો કરતો હતો. અસલના વખતમાં બોસ અને ઘોસના કુટુંબ વચ્ચે લગ્નનો સંબંધ થયેલો હતો. હેમ અને શરતને બાળપણથી મિત્રાચારી હતી. મિત્ર જોડે વાત કરતાં કરતાં તે યુવકનો ઉચ્ચ સ્વભાવ તથા ઉદાત્ત ગુણો માલૂમ પડી આવતા હતા, પોતાનો નાનો ભાઇ હોય તેટલો સ્નેહ તેના ઉપર હેમને હતો. શરત પણ તેને વડીલભાઇ જેવો જ ગણતો. બિન્દુ જમીને આવી ત્યા સુધી તેમની વાતો પૂરી થઇ નહોતી. સુધાના માથા નીચે ઓશીકુ નહોતું તેથી બિન્દુએ પોતાના ખોળામાં તેને સુવાડી, અને હલકે હાથે તેના માથા ઉપર હાથ ફેરવવા મંડી.

"હવે ત્યારે તું તારી છેલ્લી બી. એ. ને માટે વાંચે છે કે શરત?" હેમે પૂછ્યું. "હજી તારે પરીક્ષાને છએક મહિના બાકી હશે, હું તો ખાત્રીથી કહુ છું કે તું તો પહેલા વર્ગમાં જ પાસ થઈશ. પછી શુ કરવું તેનો કાંઈ તેં નિશ્ચય કર્યો છે?"

"હજી મેં કાઇ વિચાર કર્યો નથી. પણ મારી માને હાલ તરત બનારસ જાત્રાએ જવાનો વિચાર છે, તેથી હું પાસ થાઉં પછી મારે અહીં આવીને મારી જાગીર ઉપર દેખરેખ રાખવી પડશે. અમારી જમીન કાંઈ ઝાઝી નથી, વર્ષે દહાડે છસો સાતસો રૂપીઆ જેટલી જ ઉપજ આવે છે. મને જો કાંઇ સારી નોકરી મળે તો હુ વધારે પસંદ કરૂ. કેમકે તો પછી મારી મા બનારસમાં સુખમાં રહી શકે. એની ઇચ્છા તો હવે બાકીની જીંદગી ત્યાં જ ગાળવાની છે. હુ કલકત્તે પાછો જાઉં ત્યાર પહેલાં તેને ત્યાં લઈ જવાની મેં બધી સગવડ કરેલી છે."

"એ તો તેં સારી ધારણા કરી છે. એમને બનારસ જવાની ઇચ્છા છે તો પહેલો તો તેમને ત્યાં લઈ જા ને પછી તું તારા અભ્યાસ માટે કલકત્તે જજે. પરીક્ષા માટે મહેનત સારી રીતે કરજે, કારણ કે એ પરીક્ષા તો બહુ અઘરી હોય છે. જો મહેનત બરોબર કરીશ તો બધી પરીક્ષાઓમાં જેવી શાબાશીથી પાસ થયો છે તે જ રીતે આમાં પણ થઇશ."

"હુ મહેનત તો કરીશ. જેમ બનશે તેમ જલદી હું કલકત્તે જઇશ. તમે બધાં પણ ત્યાં જ આવો તો સારૂ એમ મને તો લાગે છે. આખો જન્મારો તમે શુ આ ગામડામાં જ ગાળવાનુ ધારો છો ? દશેક વર્ષ ઉપર તમે અભ્યાસાર્થે થોડોએક વખત કલકત્તામાં રહ્યા હતા, અને બિન્દુ બહેને તો મુદ્દલ કલકત્તા જોયુ જ નથી. અમસ્તાં જોવા ખાતર તો એકવાર તમે બન્ને ચાલો. હાલમાં તમારે વાવણી વગેરેનુ તો કાંઇ કામ છે નહિં; ત્યારે હમણાં જ આવો તો સારૂ. હમણાં મારા ઘરમાં એ બીજું કોઈ નથી એટલે તમને ઘરની પણ અગવડ નહિં પડે. પછી વળી શરદ્ ઋતુમાં કાપણીનો વખત થાય ત્યારે તમારી ઇચ્છા હોય તો અહીં પાછાં આવજો."

"એ સૂચના તો તારી સારી છે શરત, પણ કલકત્તે આવીને હું કરૂં શુ ? તને તો મોટી મોટી ઉમેદો છે ને તારે તો પરીક્ષાઓ આપવાની છે. તું જો એમાં સારી રીતે પાસ થઇશ તો તને તો સારી નોકરી મળશે. પણ હું ત્યાં શું કરૂ ?"

"કેમ' તમે પણ જો પ્રયત્ન કરો તો દુનિઆમાં ઉંચે દરજ્જે શું ના ચઢી શકો ? આખો જન્મારો આ ગામડામા કહાડવો તમને ગમશે કેમ ? તમે કોલેજ છોડયા પછી પણ અભ્યાસ બહુ કર્યો છે, તે હુ જાણું છું, અને કલકત્તાની યુનીવર્સીટીના મોટા ગ્રેડયુએટ હોય છે તેના કરતાં તો તમારૂ જ્ઞાન સંગીન છે તે પણ હું જાણું છું તમારી આટલી આવડત અને ઉદ્યોગી સ્વભાવ છતાં જગતમા ઉચ્ચે દરજ્જે ના ચઢી શકો એ તે કાંઇ વાત છે ?"

"મારૂ જ્ઞાન તો બહુ ક્ષુલ્લક છે. જો કોઈ કોઈ વાર ચોપડીઓ વાંચુ છુ તો તે માત્ર મારૂ મનરંજન કરવાને માટે જ. કલકત્તા જેવા મોટા શહેરમાં તો મારા કરતા વધારે કેળવાયલા લાખો માણસો નોકરીઓ મેળવવાને પ્રયત્ન કરે છે તે લોકોનુ કાંઈ ફાવતું નથી તો હું તે શી ગણત્રીમાં ? જે ઠેકાણે ધધાની સ્પર્ધા આટલી બળવાન્ હોય ત્યા કાબેલ માણસોનુ ઠેકાણું પડવુ મુશ્કેલ તો મારા જેવા છેક અણઆવડીઆત માણસની તો વાત જ શી ? વ્યર્થ ફાંફાં મારીને છેવટ મારે અહીં જ પાછા આવવું પડે."

"જો એમ કરવું પડે તો એ નુકસાન શુ ? તમે મારા મહેમાન તરીકે રહેવાનુ કબુલ કરો તો પછી કલકત્તામાં રહેવાનુ કાંઈ વધારે ખર્ચ તો થાય નહિં, ને વળી ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યાનો મનને સંતોષ થાય તે જૂદો. મારી તો જો કે ખાત્રી જ છે કે આવા મોટા શહેરમાં પણ તમારો પ્રયત્ન સફળ થશે. જો તેમ ના થાય તો થોડા મહિના

રહીને અહીં પાછા આવજો. મુસાફરીથી તમને કાંઇ ગેરફાયદો તો નહિં જ થાય."

હેમે થોડીકવાર વિચાર કરીને કહ્યું. "શરત, અમને તારા મહેમાન તરીકે રહેવાનું કહે છે એ ખરે, તારી સરસાઇ બતાવે છે પણ જો અમે કલકત્તે આવીએ તો અમારે જૂદુ જ ઘર રાખવુ પડે, નહિં તો તારા અભ્યાસમાં વિક્ષેપ પડે. હશે, પણ એ સર્વ વ્યવસ્થા આજ રાત્રેને રાત્રે કરવાની કાંઈ અગત્ય નથી. બિન્દુના કાકાની ઇચ્છા મને બરદ્વાન લઈ જવાની છે, ને તું મને કલકત્તે જવાનુ કહે છે. ગમે તે ઠેકાણે મન ફેર કરવાને જવાની મારી પોતાની પણ ઘણા દિવસથી ઇચ્છા છે. હું બરોબર વિચાર કરીશ શરત, અને છેવટ નિશ્ચય, તારી સલાહ લઇને કરીશ."

"બહેન બિન્દુ તારી શી મરજી છે? કલકત્તા જેવું મોટું શહેર જોવાનું તને મન નથી?"

"શરત! મને જોવાનુ તો મન છે પણ ત્યાં જવાની અમારી ગુંજાસ નહિં. મે તો સાંભળ્યુ છે કે ત્યાં મોઘવારી બહુ જ છે ને અમે તો ગરીબ માણસ રહ્યાં, એટલુ ખર્ચ કરવાની અમારી સ્થિતિ નહિં."

"જો પૈસા ઉરાડી નાખવની ઇચ્છા જ હોય તો ત્યાં ખર્ચ કરવાના રસ્તા પુષ્કળ છે. બાકી સાધારણ ખર્ચ ત્યા કાઇ વધારે થતું નથી. હુ તો ખાત્રીથી કહુ છું કે તમે જો મારા ઘરમા રહેશો તો મારા અભ્યાસમાં કાઈ વિક્ષેપ પડવાનો નથી. હુ જ્યારે એકલો હોઉ છુ ત્યારે ઘણી વાર ચોપડીઓ ઉપર મને કંટાળો આવે છે. તેથી જો તમે ત્યાં હશો તો તમારી જોડે વાતચીત કર્યાથી મારા મગજને વિશ્રાંતિ મળશે અને ઉલટો મારો અભ્યાસ તો સારો થશે."

"નહિ તો વાચવાને બદલે રસોડામા આવીને મારી સાથે બાળપણની રમત અને તોફાનની વાતો કરજો," બિન્દુએ ઉમેર્યું.

"અથવા બિન્દુ બહેન મને કેરીના સારા સારા શાક કરીને ખવડાવશે. કેમકે એવાં સારાં શાક બીજા કોઇને કરતાં નથી આવડતાં. એકંદર રીતે જોતાં લાભ તો મને જ છે."

"હા, હા, શરત, હમણાં તો તારૂં નસીબ પાધરૂ છે." બિન્દુએ હસતાં હસતાં કહ્યું. "મે જે સાંભળ્યુ છે એ જો ખરૂ હોય તો તો તારે સારી સ્વાદિષ્ટ રસોઇની હવે કાંઇ અડચણ વેઠવી નહિ પડે. કેમકે કોઈ નવું જ માણસ તને સ્વાદિષ્ટ ભોજન જમાડવાને આવવાનુ છે."

"એ વળી કોણ?"

"હાં, જાણે પોતાને કાંઇ ખબર જ ના હોય! બિચારો અણુસમજુ ખરોને! કેમ તારાં મા તારી સગાઈ કરવાની તપાસ નથી કરતાં?"

શરતે શરમાઇને નીચું જોઇને કહ્યું, "બિન્દુબહેન, એ વાત કરીશ નહિં. એ તો બધાં ગપ્પાં."

"હા, હા, એ તો ઠીકસ્તો. મને લાગે છે કે એ ખરીજ વાત છે. તારાં મા જ્યારે બનારસ જાય ત્યારે તારી દેખરેખ રાખવાને કોઇ નાજુકડી વહુ જોઇએજને?"

"મારી માનો કાઇ એ બાબત માટે બહુ આગ્રહ નથી." શરતે કહ્યું. "એનુ ચિત્ત તો માત્ર ભક્તિમાં જ લાગ્યુ છે. મારી બહેનને મને પરણાવવાની બહુ ઉતાવળ છે. બરદ્વાનના કોઈ સારા કુટુંબની યોગ્ય કન્યા શોધવાનો એ પ્રયત્ન કરે છે, અને અહીં આવી છે તે દિવસની મારી માને આગ્રહ કર્યા કરે છે, પણ મેં તો સાફ કહી દીધુ છે કે હુ તો પાસ થાઉ ને કુટુંબનું પોષણ કરવા જેટલા પૈસા કમાઉ ત્યારે જ પરણવાનો"

"કાલીતારાને મળ્યે મારે તો કેટલો વખત થયો." બિન્દુએ કહ્યુ. "બાળપણમાં કાલીતારા, ઉમા ને હું તો ભેગા જ હરતાં ફરતા, તે હવે તો છ મહિને પણ નથી મળતા કાલે જરૂર એ બન્ને જણને મળવા જવાનો મારો વિચાર છે."

"મારી બહેન કાલે ઉમાને મળવા જવાની છે. તેથી જો ત્યા જશો તો બન્નેને સાથે મળાશે."

"હા, ત્યારે તો હુ એમ જ કરીશ. તારી બહેનને મળવાનું મને બહુ જ મન છે. એ તો બિચારી કોઇક જ વાર અહીં આવે છે. સાસરામા કુટુબ મોટુ રહ્યુ અને વરની તબીયત સારી રહે નહિ એટલે શી રીતે આવી શકે? એના વરની ઉમર ચાળીસેક વર્ષની તો હશે ને સાભળ્યુ છે કે ઘરડાઇ બહુ ગયો છે. બીજવર અને આટલો બધો ફેર તારા માએ શુ કરવા જોયો હશે?"

"બિન્દુ બહેન, મને તું પૂછીશ જ નહિં. મારી માને પણ એ વિવાહ તો ગમતો નહોતો. પણ કુળ બહુ ઊંચું ગણાય છે, અને બધા બ્રાહ્મણોએ ને અમારા ગોરે બહુ સીપારશ કરી તેથી કરવુ પડ્યું. બહેન બિચારી એવી ગરીબ ને સંતોષી છે કે જે મળ્યું છે તેમાં સુખ માનીને બેસી રહી છે ને પતિ ઉપર પ્રેમ પણ બહુ રાખે છે."

વિવિધ વિષય ઉપર વાત કરતાં કરતાં મધરાત વીતી ગઇ, અને બહુ મોડું થયુ તેથી બિન્દુની રજા લઇને શરત ઉઠ્યો.

"બિન્દુબહેન ! હું કાલે પાછો આવીશ. અહીં છુ ત્યાં સુધી રોજ તમારી કેરીઓ ખાવા આવીશ. તમે જો કલકત્તે આવો તો મને તો ખાવાની બહુ જ ગમ્મત પડે."

"એ તો હવે આપણે પછી નક્કી કરીશું." બિન્દુએ હસતે હસતે જવાબ દીધો, "કાલે તો પહેલાં હું તારી બહેનને મળીશ ને પછી અમે બન્ને મળીને તારે માટે એક સુંદરી શોધી કહાડીશુ, એટલે પછી તારે ખાવા પીવાની અડચણ નહિં પડે. તારા સ્વાદ બરોબર સંભાળી શકે એવી કોઈ શોધી કહાડીશું."

શરત હસ્યો ને ચાલતો થયો. સુધા હજી ઊંઘતી હતી. તેના નાજુક ચહેરા ઉપર મધ્યરાત્રિના ચંદ્રનો પ્રકાશ પુષ્કળ પડતો હતો. તેના મુખ ઉપર મધુર હાસ્ય પ્રકાશતું હતું. પોતાની બહેનના ખોળામાં સૂતી સૂતી તે નિરાંતે ઊંઘતી હતી.

શરત ધીમે ધીમે ચાલતો ચાલતો ઘેર ગયો. તેની દૃષ્ટિ તારા તરફ હતી, અને તેના મગજમાં હજાર પ્રકારના આવા વિચાર ચાલતા હતા: બરદ્વાનમાં ને કલકત્તામાં મેં બહુએ મોટાં સમૃદ્ધિવાળાં ઘર જોયાં છે પણ આ રંક ઝુંપડીમાં જેટલો સત્ય તથા પ્રેમનો પ્રભાવ છે તેટલો મેં બીજે કાંઈ જોયો નથી. હેમનામાં કેટલો બંધુભાવ અને નિખાલસપણું છે ! બિન્દુ બહેનની કેટલી સુકોમળતા અને સત્યતા ! બાળક સુધાની કેટલી મધુરતા અને સરલતા ! મારા પ્રેમશૂન્ય અંતઃકરણમાં આ સર્વનું નિરીક્ષણ કરીને કાંઈ પ્રેમનાં કિરણ પ્રકાસે ને મારા ઉદાસી તથા રસશૂન્ય અંતઃકરણમાં કાંઈ જીવનના ઉન્નત ભાવ પ્રવેશ પામે તો કેવું સારૂ !

## પ્રકરણ ૬ ઠું.

### દરિદ્રતાનાં મિત્રો.

બીજે દિવસે પ્રાતઃકાળે બિન્દુએ ઉઠીને ઘરમાં ને આંગણામાં વાસીદાં વાળ્યાં ને પછી પાસેના તળાવ ઉપર જઇને રાતનાં પડેલાં વાસણ માંજ્યાં એટલામાં કોઇએ બારણાની સાંકળ ખખડાવી. હેમ ને સુધા તો હજી ઉઠયાં પણ નહોતાં. તેથી તળાવ ઉપર જ વાસણ રહેવા દઇને તે બારણું ઉઘાડવાને ગઈ. પાસે રહેતા સનાતન નામના ખેડુતની વહુ આવી હતી. જાતે

એ કેબારત હતી, બાળકપણમાં બિન્દુ તેને કેબારત બહેન કહેતી હતી. હજીએ ઘણી વાર તેને એ જ નામે બોલાવતી હતી.

"કેબારત બહેન ! આજ આટલી વહેલી ક્યાંથી, તારા હાથમાં શું છે ?" બિન્દુએ પૂછ્યુ.

"અરે એ તો કાંઇ નહિં બહેન, એ તો વિસાત વગરની વસ્તુ છે. મને તો સહેજ એમ જ થયું કે આજે અત્યારમાં જ તમને મળી આવું, અને સુધાને આ મારૂ મીઠું દહીં બહુ ભાવે છે તે આ લોટામાં આપી આવું; એ ઉઠી છે કે નહિં ?"

"ના એ હજી ઉઠી નથી. પણ બહેન તું તો રોજ ને રોજ અમારે માટે કાંઇને કાંઇ લાવે છે. તું ગરીબ માણસ અમારે માટે એવુ ખરચ શુ કરવા કરે છે ?"

"અરે બહેન એમાં તે શી વિસાત છે ? દૂધ તો અમારી ઘરની ગાયનુ કની ? તેમાંથી થોડુ હું તમારે માટે લાવું તેમાં શુ થઇ ગયુ ? અમારી ગાય, ઘર બધુ એ તમારૂ જ છે તો ? અમે જીવીએ છીએ તમારી જમીનોને લીધે ને ! જે છે તે બધુ તમારૂ છે તો તમને આવી વસ્તુ ના આપુ તો કોને આપુ ?"

"ઠીક બહેન, લાવ ત્યારે હું રસોડામાં મુકી આવુ, ભાત સાથે આજે એ ખાઇશુ, તારૂ બનાવેલુ દહીં બહુ જ સારૂ હોય છે. સુધાને તો એ બહુ જ ભાવે છે. પણ બહેન આ શુ ! તારી આખમાં આંસુ શાનાં ? તું રડે છે કેમ ?"

સનાતનની વહુ અત્યાર સુધી મુગે મોએ અશ્રુ પાડતી હતી, પણ બિન્દુએ પૂછ્યું એટલે તો જોરથી રડી પડી. લૂગડાના છેડાથી આંસુ લૂછવા તો માંડયાં પણ રોકી શકી નહિં.

બિન્દુએ કાંઇક ઉદ્વિગ્નતાથી પૂછ્યું, "તું રડે છે કેમ ? સનાતન તો સારો છે ને ?"

"હા, એ તો તદ્દન સારી પેઠે છે, એમને શું થવાનું હતું ?"

"ત્યારે તારો કીકો સારો છે ને ?"

"હા બા, આપની મહેરબાનીથી કીકો એ સારો છે."

"ત્યારે બહેન સહવારના પહોરમાં આટલું બધું રડે છે શા માટે ? થયું છે શું, તે તો કહે."

"બહેન હું તો ઘોસને ઘેર અત્યારે ગઈ હતી ત્યાં, ત્યાં મેં જોગજોગે–"

"ત્યાં શુ થયું ? કોઇએ તને ગાળભેળ દીધી કે શું ?"

"મને વળી ગાળ દેનાર કોણ ? હું કાંઈ કોઈની ઓશીઆળી છું કે ગાળ ખમી રહું ! ના બહેન મારો ધણી નસીબદાર નથી તોએ મજુરી કરીને પાંચ પૈસા લાવે છે તેથી અમારો નિર્વાહ ચાલે છે. અમે ગરીબ તો ખરાં પણ અમને એટલું તો અભિમાન ખરૂ કે કોઈનો હલકો બોલ સાંભળી ના રહીએ."

તેના ધણીનાં આમ વખાણ કર્યાં તે સાંભળીને બિન્દુને જરા હસવું આવ્યુ. તેણે ફરીથી પૂછ્યુ, "ત્યારે આ કલ્પાંત શેનું ? સનાતને તને કાંઈ ગાળ દીધી ?"

"એ વળી ગાળ દે ! એમનામાં એટલું પાણી ક્યાં છે કે મને ગાળ દે. એમનુ ઘરબાર કોણ ચલાવે છે ? હુ ના હોત તો કે દહાડાના સ્વર્ગમાં પહોંચી ગયા હોત ! એ તે મને ગાળ શું દેતા હતા ! જો એમને એમનો જીવ વહાલો હોય તો મને પજવે શુ ?"

બિન્દુએ ફરીથી હસવુ રોકી રાખ્યુ અને તે જરા ગુસ્સે થઈને બોલી, "ત્યારે છે શુ કે સહવારના પહોરમાં રડવા બેઠી છે ? આજે તને ભૂત શેનુ ભરાયુ છે ?"

"કાંઈ નહિં બહેન કાંઈ નહિં." તેણે નમ્રતાથી જવાબ દીધો. "એ તો આજે ઘોસને ત્યાં ગઈ હતી ત્યાં મેં અભાગણીએ સાંભળ્યુ કે:—"

બિન્દુએ ગુસ્સામાં ને ગુસ્સામા કહ્યું "રડયા કર ત્યારે, હું તે ક્યાં સુધી ખોટી થાઉં ? મેં હજી વાસણે માંજ્યાં નથી ને હજી તો દેવતા પાડીને દૂધ ઉન્હુ કરવું છે. છોકરાંઓ તો ઉઠતાવાંત દૂધ માગશે." એટલામાં સુધા ઉઠીને દોડતી દોડતી બહેનની પાસે આવીને ઉભી.

"આજ તો તું કાંઇ વહેલી ઉઠીને શુ સુધા !" તેની બહેને કહ્યું. "આમ તો આવ. આપણી આ કૈબારત બહેન તારે માટે ભાતમાં ખાવાને દહીં લાવી છે. હવે હું દેવતા સળગાવવા જાઉં છું, કેમકે છોકરાં તો હમણાં ઉઠશે."

બાલિકાએ પોતાના કાળા, ચળકતા વાળ ઉંચા કર્યા ને શીકા ઉપરથી દહીં લીધુ. પછી તે તળાવ ઉપર બહેનને વાસણ વીછળાવવા ગઈ. બિન્દુ જ્યારે રસોડા આગળ આવી ત્યારે સનાતનની વહુએ પોતાની આંખ લૂછી નાખી હતી અને બરોબર ખુખારીને તે પૂછવા લાગી, "કેમ બહેન ત્યારે મેં જે વાત સાંભળી તે ખરી છે કે ?"

"શી વાત ?"

"કેમ ઘોસને ઘેર સાંભળી તે."

"શી વાત સાંભળી ?"

"હ ! ત્યારે તો એ ખરૂં જ હોવું જોઇએ. અરે રામ ! મારા નસીબમાં આવું જ લખેલું હતું કે શુ ? એક દિવસ જો હુ સુધાનું સોહામણું મોં જોતી નથી તો મને કાંઇનુ કાંઈ થઈ જાય છે." બીજો એક પણ શબ્દ આ સ્ત્રીએ મોંમાંથી કહાડયો નહિં અને આવેશમાં આવી જઇને રોવા અને કકળવા લાગી. હેમ પોતાના ઓરડામાં ઊંઘતો હતો, ત્યાં એને કાને મોટો ધરતીકંપ જેવો અવાજ પડયો. અને જ્યારથી તે સ્ત્રીના રડવાનો અવાજ કાને પડયો ત્યાર પછીથી તેને ઉંઘ આવી નહિં.

તે એકદમ ઓરડામાથી નીકળ્યો અને બિન્દુને જોઇને પૃછવા લાગ્યો, "આટલા બધા કલ્પાંતનું કારણ શુ છે ?"

"અ એ તો કાંઈ નહિં," બિન્દુએ કહ્યું, "એ તો આ સનાતનની વહુએ કાંઈ માઠી ખબર સાંભળી છે તેથી તે રડે છે."

હેમ તે સ્ત્રીને પૃછીને તપાસ કરવા મંડયો. સનાતનની વહુ રડતી બંધ રહી અને ઘુમટો કહાડીને હેમની આગળ માથુ નીચું નમાવી ધીમા અવાજથી તે બોલવા લાગી, "ના સાહેબ, મારા ઘર ઉપર તો કાંઈ આફ્ત આવી નથી. પણ મેં કાંઈ માઠા સમાચાર સાભળ્યા તેની તપાસ કરવા અહીં આવી હતી."

"પણ એ માઠી ખબર શી છે તે અર્ધો કલાક થયાં એ મને કહેતી નથી. તમારાથી કાંઈ વાત કહડાય તો કહાડો, હુ તો થાકી." બિન્દુએ કહ્યું.

"સ્ત્રીઓ એક બીજાનો સ્વભાવ બરોબર ઓળખે." હેમે હસતે હસતે કહ્યું, "અમે મરદ તો અર્ધી વાતે ના સમજીએ. હુ તો શરતને ઘેર બધી ગોઠવણ કરવા જાઉં છુ." એમ કહીને એ ઘરની બહાર નીકળી ગયો.

"હાં ! જુવો જુવો," સનાતનની વહુએ ચીસ પાડીને કહ્યું, "ત્યારે તો મેં સાંભળ્યુ છે તે નક્કી ખરૂં જ હોવું જોઇએ."

"અરે બાઇ તને આજે કાંઈ ભૂત ભરાયું છે કે શું ?" બિન્દુએ ગુસ્સે થઇ જઇને કહ્યું, "તું આજ આમ કેમ કરે છે ? તેં કાઇ વાત સાંભળી હોય તો બોલી દેતાં થાય છે શું ?"

"એ તો બહેન આજે હુ ઘોસને ઘેર ગઇ હતી ત્યાં મેં સાંભળ્યુ."—

"પણ શુ સાંભળ્યુ તે તો કહે."

"બહેન હુ કહુ છુ, પણ મારા મુરખના બોલવાથી ખોટું ના લગા-

ડશે. એમના ઘરના પેલા અભાગીઆ નોકરે મને કહ્યું કે—ઓ બાપ ! એના બોલવાથી તો મને એટલો ધાસ્કો પડયો, કે હજી મારી છાતી ધડક ધડક થાય છે, જો બહેન હાથ લગાડી જુઓ."

"મને તારી છાતી તપાસવાની નવરાશ નથી, મારે તો હજી રાંધવું છે." એમ કહીને બિન્દુ રસોડા તરફ વળી.

"ના, ના, બહેન એમ ગુસ્સે ના થશો," બિન્દુના લુગડાનો છેડો તાણીને તે કહેવા લાગી. "મને તમારી દાઝ છે તેથી હુ ખબર કહાડવા આવી, બીજા કોઇનુ હોય તો હુ કાંઈ આમ કરૂ કે? હુ સુધાને એક દિવસ જોતી નથી તો મારા જીવને કાઇનુ કાઇ થાય છે." બિન્દુએ ચાલવા માંડયુ. "અરે ના, ના, હુ તો એમ કહેતી હતી કે તે ઘોસના ઘરના નોકરે મને કહ્યુ કે—મોંમાથી કદાચ નહિ એવા બોલ બોલ્યો— અરે એ તે કાંઈ બનવા જોગ વાત છે? તમારા મનમાં કાંઈ સહેજ તો લાગણી હશે!"

બિન્દુ રસોડામાં પેઠી. પેલી સ્ત્રી તેની પાછળ જ ગઈ અને બોલી, "ના, ના, બહેન, એ તો એ અભાગીઆએ કહ્યું-એ શું ખરી વાત છે કે તમે બધાં અમને છોડીને કલકત્તે જવાનાં છો? બહેન મેં તને ઉછેરીને મોટી કરી છે ને હવે તમારી સાથે પાછો મેળાપ જ નહિં થાય? બિચારી સુધા! મારા ઉપર એ કેટલી મમતા રાખે છે, મારૂ દહીં એને એટલું ભાવે છે! એને પણ લઇ જવાના કે?" .

બિન્દુ આટલી વાર તો આ સ્ત્રી ઉપર ગુસ્સે થઈ હતી. પણ આ સાંભળીને તો એનાથી હસી જ જવાયુ.

"અરે ર! મારી કૈઆરત બહેન, આટલી વાત કહેતાં તેં આટલો વખત લગાડયો! પણ તું રડે છે શુ કરવા? હજી તો કાંઇ નક્કી કર્યું નથી. શરતે કાલે રાત્રે અમને કલકત્તે જવાનુ કહ્યું. પણ અમારાથી તે કાંઈ જવાય! કલકત્તાનુ ખરચ તો અમને ગરીબને મારી નાંખે."

"અરે જવા દો ને બહેન," તે સ્ત્રીએ પાછું બોલવું શરૂ કર્યું, "સારા માણસ તે કોઈ ત્યાં જાય! મેં તો સાંભળ્યું છે કે નાત જાત પણ ત્યાં સચવાતી નથી. ત્યાં તો હિંદુ ને વિશ્વાસી લોકમાં કાંઈ ભેદ ગણતા નથી. આ તમારૂ સોના જેવુ ઘર શુ કરવા છોડી દો છો? અહીં ખાસાં સુખશાંતિમાં રહોને! શરતભાઇને તો શુ? એમને નથી બૈરી કે નથી છોકરાં, એ તો કૉલેજમાં ભણે છે, અને વળી સાંભળ્યુ છે કે ભણીને એ વિલાયત જવાના છે. અરે પરમેશ્વર! એવા માણસો તો કોઈ દિવસ આપણું માથું

કાપે ! એ વિલાયત ક્યાં આવ્યું ? ગંગાસાગરનીએ પેલીપાર આવ્યું ? લંકાથીએ દૂર ? "

"હા બાઈ, વિલાયત જવાને તો ઘણા સાગરની પાર જવાનું છે. ગંગાસાગર અને લંકાથી બહુ છેટે જવાનું છે."

"અરે ભગવાન ! ગંગાસાગરની પાર તે કોણ જઈ શકે ? વળી લંકાથી તે કોઈ માણસ જીવતો આવ્યો સાંભળ્યો છે ? એ તો ભૂત થઈને આપણા જેવાંને વળગે ત્યારે. હોય, શરત તો કૉલેજમાં ભણીને વિલાયત જાય. એને કાંઇ બૈરીછોકરાં છે કે કોઇની કાળજી હોય. તમે તો આ ઘરનાં લક્ષ્મી છો–દેવી છો, તેથી તમે તો અહીં જ સુખચેનમા રહો તો સારું."

સનાતનની વહુ ઉઠી એટલે બિન્દુએ કહ્યું "આવજો બહેન હોં કે."

"બહેન તમે આવજો," વળી જતાં જતાં તે કહે, "મેં ગરીબે જે બોલ કહ્યા છે તે ધ્યાનમાં રાખજો.'

"વારૂ બહેન હું તેમ કરીશ. અમારે હજી જવાનું કાંઇ નક્કી કર્યું નથી. અને જઇશું તો એ થોડા મહિના જ. કાપણીની વખતે તો અમે જરૂર અહીં પાછાં આવીશું. આ ગામથી દૂર રહેવું અમને તે કાંઇ ગમે વારૂ ?"

કૈબારતની સ્ત્રીને જરા ધીરજ આવી, તેથી તે પોતાના ઘર તરફ ફરી.

તે જ દિવસ બપોરે પાસે રહેનારી હરિમતિ નામની રબારણ પોતાની વિધવા વહુને લઈને બિન્દુને મળવા આવી. હરિમતિનો છોકરો જીવતો હતો ત્યાં સુધી તો તેમની પાસે થોડીક જમીન હતી તેમ જ થોડાં ઢોર હતાં; તેમાંથી થોડા પૈસા મળતા હતા. પણ એનો છોકરો નાની ઉમરમા મરી ગયો હતો, તેથી બિચારી હરિમતિથી જમીનની વ્યવસ્થા બરોબર થાય નહિં તેથી કોઈને ખેડવા જમીન આપી દીધી હતી. સાંથની રકમ તો બહુ જુજ હતી અને ઢોર તો બધા વેચી દેવા પડયા હતાં. માત્ર એ-કાદ ગાય રહી હતી. બિન્દુના છોકરા માદા સાજા હોય ત્યારે હરિમતિ તથા એની વહુ વારા ફરતી આવીને ઘરનું કામકાજ કરી જતાં. આના બદલામાં બિન્દુ બિચારી બહુ તો શું કરી શકે, પણ કાપણીની વખતે એને સંભારીને કાંઈ આપતી. શિયાળામાં જૂનાં લૂગડા હરિમતિને તે આ-પતી અને એની વહુ માંદી હોય ત્યારે સાબુચોખા, ખાંડ, કાંઈ દવા વિગેરે કાંઇ કાંઈ મોકલતી. આવું આવું કર્યાથી એ બિચારી ડોસી બિન્દુ ઉપર બહુ માયા રાખતી અને એનો ઉપકાર એને કદી વિસરતો નહિ. બિન્દુને

કલકત્તે જવાનું ઠર્યાની વાત એને કાને પણ પડી તેથી એ ત્યાં આવીને રડી પડી. બિન્દુએ તેને સમજાવી અને વહુને એક જુનુ ગવન આપ્યુ ને ઘેર મોકલી દીધા.

હરિમતિ ગઈ ત્યાર પછી એ ગામડાના વણકરની વહુ આવી. એ જરા વરવી દેખાતી હતી અને એના વરને ગમતી નહોતી. શરીરે નબળી હતી તેથી એનાથી કાંઇ કામકાજ ઝાઝું કરાતુ નહિ તેથી એની સાસુ વારંવાર વઢતી. ગયા શિઆળામાં એને વાંસે વા આવ્યો હતો એટલે એનાથી પાણી ભરવા જવાતું નહોતું, તેથી એની સાસુએ બહુ મારી હતી. એ વખતે એનુ મન ખાલી કરવાને કાંઇ ઠેકાણું નહોતું તેથી તે બિન્દુ પાસે આવી હતી. બિન્દુની પાસે કાંઇ સારા ઔષધ નહોતા પણ એને થોડી વાર તડકામાં બેસાડીને કાંઇક તેલ થોડા દિવસ સુધી મસળ્યુ, તેથી એને જરા ઠીક થયુ. આ ઉપકાર એ સ્ત્રી કદી ભૂલી ના ગઇ ને તરત હીરા નામની એક ભોઇઅણ જેવી ભારી જાતની સ્ત્રી આવી. એનો વર પાલખી ઉચકવાની મજુરી કરીને પૈસા કમાતો હતો, પણ જેટલું કમાતો તેટલુ દારૂમાં ઉરાડી દેતો. રોજ દારૂ પીને ઘેર આવીને વહુને મારતો. બિન્દુએ આ વાત સાંભળી હતી તે એણે હેમને કહી હતી. હેમે એ ભોઇને બોલાવીને ઠપકો આપ્યો હતો ને બહુ શીખામણ દીધી હતી. ત્યાર પછી તે તેની વહુને મારતો બંધ થયો તેથી હીરા બિચારી બિન્દુનો પાડ માનતી, એ પણ બિન્દુને જવાનું સાંભળીને પોતાના છોકરાને નવું ઝબલુ પહેરાવીને લઇ આવી હતી.

"બા," તેણે કહ્યું, "તમારી મહેરબાનીથી આ વખત તો મારા ધણીની કમાઇમાંથી થોડાક રૂપીઆ બચાવ્યા છે. ઘણે વર્ષે અમારી ઝૂંપડી સમરાવાઈ, ને આ છોકરા માટે આ ઝબલું કરાવ્યુ. બા' જાઓ તે પહેલાં અમને કાંઈ આશિષ આપતાં જજો." બિન્દુએ તે છોકરાને અને માને આશીર્વાદ દીધો.

ત્યાર પછી શશી નામની એક બ્રાહ્મણની સ્ત્રી, વામા અને શ્યામા, મોહમાયા અને એવાં બીજાં પડોશના બૈરાં બિન્દુને મળવા આવ્યાં. બધાં દીલગીરી બતાવવા લાગ્યા. એ બધાંને સમજાવીને મોકલી દેતાં બિન્દુને બહુ માથાકુટ પડી. ગામમાં બિન્દુ કરતાં પૈસાદાર લોક તો બહુ હતા પણ બિન્દુ જેવું સ્નેહશીલ તો કોઇ હતું જ નહિં.



# પ્રકરણ ૭ મું.

## બાળકપણની સખીઓ.

સાંજરે બિન્દુ એની કાકીને ઘેર ગઇ. ત્યાં જઇને ઉમાને અને કાલીતારાને ભેટી પડી. આ ત્રણે સખીઓ બાળક ઉંમરે સાથે રમતી જમતી. હવે ત્રણેને ઘર માથે પડયા હતાં, પણ પરસ્પરનો સ્નેહ જરાએ ઘટયો નહોતો. બહુ વખતે ત્રણે પાછાં એકઠાં થયાં તેથી સાંજ સુધી નાનપણની તેમ જ પોતપોતાના ઘરબારની અને પોતપોતાના વ્યવહારમાં પડતા સુખ દુઃખની તેમણે વાતો કર્યા કરી.

કાલી જરા શ્યામવર્ણી હતી. તેનો ચહેરો સુંદર હતો, પરંતુ ચિંતા તથા અનેક વિટંબનાને લીધે તે ઉંમર કરતાં મોટી લાગતી હતી. તેની આંખમાં ખાડા પડયા હતા. તેના સુકાયલા હાથે બે સોનાની બંગડીઓ હતી અને ગળામાં એક હીરાકંઠી હતી. એનું લૂગડું સાદું હતું. માથે વાળ બહુ આછા હતા. કાલી સ્વભાવે બહુ ભલી તથા બાળક છોકરા જેવી સાદી હતી. સાંજ સહવાર ઘરનું કામકાજ બરોબર રીતે કરતી, ખાતીપીતી અને જે કાંઈ દુનીઆમાં આપદાઓ પડતી તે મુંગે મોંએ સહન કરતી.

"કાલી આજે કેટલે વખતે તને મળી !" બિન્દુએ કહ્યું.

"હાસ્તો, બિન્દુ ! આપણને વધારે મળવાનો પ્રસંગ જ ક્યાં આવ્યો છે? મારૂં લગ્ન થયું ત્યારથી હું બરદ્વાનમાં જ રહી છું અને મારે પીયરે ભાગ્યે જ આવવા પામું છું."

"કેમ નથી અવાતું?" ઉમાએ પ્રશ્ન કર્યો, "હું તો દર વર્ષે પૂજાના દિવસોમાં આવું છું."

"પણ ઉમા તારી વાત તો તદ્દન જુદી જ. તારા ઘરમાં ધનપુરમાં પુષ્કળ ચાકર નફરો રહ્યા ને તારે ઘરનું કામકાજ કાંઇ કરવાનું નહિં. તું તો ધારે ત્યારે પાલખીમાં બેસીને અહીં આવે. અમારે કાંઈ એવું છે? અમારૂં તો કુટુંબ મોટું પડયું, જેઠ દીયર બધાં એકઠાં રહીએ છીએ. તેથી અમારા ઘરમાં કામકાજ પણ બહુ. હું જો અહીં આવતી રહું તો ઘરનું કામકાજ કોણ કરે? આ વખત તો મેં મારાં નણંદને કહ્યું કે તમે જરા ઘરમાં જોજો. સારૂં થયું કે એમણે હા કહી. એ તો થોડા દિવસ કરે. કાંઇ રોજને રોજ એમને કહેવાય?"

"પણ બ્હેન કાલી મેં તો સાભળ્યુ છે કે તારા સસરાની જમીનો ને જાગીરો મોટી મોટી છે અને આવક સારી છે, તારા વર તો ગાડી ઘોડે ફરે છે, ત્યારે ઘરનુ કામકાજ કરવાને પુરતા નોકરો કેમ નથી રાખતાં?" બિન્દુએ પૂછ્યું.

"બ્હેન બિન્દુ, એ તો ખરૂ. પણ વધારે નોકર રાખવાનો અમારા કુટુંબમાં રિવાજ નથી. અમારે ઘેર તો બધાં એવાં વહેમી કે રસોડામાં ચાકરને મુદ્દલ અડકવા જ ના દે. બહાર દિવાનખાનામાં એમની ખીદમતમાં નોકરો ખરા, પણ ઘરની અદર તો સવારથી તે રાતનાં દસ વાગ્યા સુધી વહુઓને જ ઘરકામ કરવાનુ. તેમ જ અમારી આવક કાંઈ એવી વધારે નથી અમારૂ ખર્ચ તે પ્રમાણમા બહોળું રહ્યુ. વળી મેં તો સાંભળ્યું છે કે હવે તો દેવુ થવા માડયુ છે. પણ હું તો મારે ઘરમાં ગુંથાએલી એટલે બહાર શુ ચાલે છે તેની મને કાંઈ ખબર નથી."

"પણ તારા વર બરદ્વાનમાં અંગ્રેજી અધિકારીઓને તો મોટાં મોટાં ખાણાં આપે છે," બિન્દુ બોલી. "એવે, પ્રસંગે તો પુષ્કળ ખર્ચ કરે છે. જો તમારે દેવુ થતું જતુ હોય તો તમારે ખર્ચ ઘટાડવુ જોઇએ કે નહિં? તું એમને કાંઈ કહી શકે નહિ?"

"બ્હેન એવી બાબતમા હુ તે શી રીતે શીખામણ આપી શકું? હું તો ઘરમા એક વહુ તરીકે ગણાઉ ને એ તો અમારા આખા કુટુંબના વડીલ. આવી બાબતમાં વાત કરતા મારી હિંમત કેમ ચાલે! મારાં ફોઇજીઓ ઘણીવાર સમજાવે છે પણ બધુ વ્યર્થ."

"કેમ એ શુ કહે છે?'

"એ તો કહે છે કે આપણા ઘરની આબરૂ ઇજ્જત દરેક ઠેકાણે સાચવવી જોઇએ. બિન્દુ, તું જાણે છે કે ત્યાંના ઈંગ્રેજ અમલદારો એમના ઉપર બહુ મમતા રાખે છે તેથી બરદ્વાનની દરેક કમીટીના એ મેમ્બર હોય છે. દરરોજ સહવાર ને સાંજ અમલદારોને મળવાને એ જાય છે અને દરેક બાબતમા એ લોક કહે છે તે જ પ્રમાણે મત આપે છે તેથી એ લોક એમનાં બહુ વખાણ કરે છે ને કહે છે કે અમલની આબરૂ તમને સાચવતાં સારી આવડે છે."

"પણ ઘરની વ્યવસ્થા કોણ કરે છે?" બિન્દુએ પૂછ્યું. તારા વર તો સવાર સાજ ઇંગ્રેજ અમલદારોને મળવા જવામાં ને પોતાનાં વખાણ એ લોકને મોંએ થતાં સાંભળવામા ગાળે છે."

"કેમ વળી મારાં સાસુ. એમની ઉમર તો સીત્તેર વર્ષની છે છતાં હજી તાડ જેવાં ટટાર ને જાજરમાન છે અને ઘરની વ્યવસ્થા એક જુવાન સ્ત્રીની માફક કરે છે. બહેનો ! એ તો અમારાં માનવંતાં વડીલ છે. એમની ઇચ્છા પ્રમાણે જ ઘરમાં સર્વ થાય, એમનો બોલ તે કાયદો. મારાં ફોઇજી વગેરે જો કે જબરા છે તોપણ બધાંને મારાં સાસુ આગળ નમતું પડે છે. અમારે વહુવારૂને તો એમની પૂજા કરવાની. આવડા મોટા ઘરમાં દરેક કાર્ય ઘડીઆળના સચાની માફક નિયમસર થાય છે. શિયાળે, ઉન્હાળે આ વૃદ્ધ સ્ત્રી મળસ્કામાં ઉઠે છે ને નાહી ધોઇને પીતાંબર પહેરીને પૂજા પાઠ કરે છે. ઘરની બધી સ્ત્રીઓ પોતાના કામકાજથી વાકેફ હોય છે અને સવાર થતાં કોઇ રસોડામા તો કોઇ કોઠારમાં તો કોઇ કુવાપર કામે વળગેલી હોય છે. બે કલાક સુધી પૂજા પાઠ કર્યા પછી તે બહાર આવે છે ને છોકરાં જમતા હોય તે ઉપર નજર રાખે છે. પછી છોકરીઓને ને વહુઓને જમાડે છે ને પછી છેલ્લા બપોર થતાં પોતે નિરાંતે જમે છે. પછી થોડીવાર સુવે છે. સાંજ પડતા તો તે પાછાં ઉઠે છે, કામે લાગે છે અને આખા દિવસનુ ઘરનુ કામકાજ થઇ રહે ને દરેક જણ સુઈ જાય પછી પોતે મોડી રાત્રે સુવા જાય છે. આખુ ઘર એમને વડીલ ને ઉપરી તરીકે ગણે છે એ પણ એમની આજ્ઞાને માન આપે છે અને એમની ઇચ્છા પ્રમાણે વર્તે છે. ઘરની હરેક કરક્રિયા સર્વનો બંદોબસ્ત એમને હાથે જ થાય છે."

"સીત્તેર વર્ષની ઉમરે આટલુ બધુ કરે એ તો ખરેખર આશ્ચર્યકારક છે," બિન્દુએ કહ્યું.

"હા બિન્દુ, તને એમ લાગે એમાં કાંઇ નવાઇ નથી. એમના જેવા તો થોડાંક જ નીકળે. અસલના વખતમાં જ્યારે મોટા મોટાં સંયુક્ત કુટુંબનો ચાલ હતો ત્યારે જે પ્રકારની ગૃહિણીઓ હતી તેની જ ગૃહિણીનો મારાં સાસુ તે એક નમુનો છે આજકાલ તો એક નાની સરખી નોકરી મળે કે અંગ્રેજી રીવાજ મુજબ દરેક જણ પોતાનુ કુટુંબ છોડીને જુદા જ રહેવાનુ પસંદ કરે છે"

"પણ તારાં ફોઇજી, કાકીજી વગેરેને તારાં સાસુનો કાબુ ગમે છે કે નહિં ?" ઉમાએ પ્રશ્ન કર્યો.

"એ લોકોને સાસુના કાબુમા રહેવુ પડે છે, કેમકે જો એક ઉપરી ના હોય તો ઘર કેમ ચાલે ? મારા મોટા ફોઇજીનો સ્વભાવ તો બહુ સારો છે તેથી ઘરના કામકાજમાં ઝાઝુ માથુ નાંખતાં જ નથી. બીજાં બે છે

તે કોઈ કોઇ વાર છંછેડાય છે પણ ઘરનો કાયદો પાળવો પડે છે. સૌથી નાનાં ફોઇજી છે તેનો સ્વભાવ બહુ આકળો છે અને અમને વહુઓને સાસુ કરતાં એમની બીક વધારે લાગે છે. ”

ઉમા કાંઈ બોલી નહિં પણ એના મનમાં એમ લાગ્યું કે કાલી જેવા સાસરામાં હું હોઉં તો તો ગુંગળાઇ જ મરૂં. એના ઘરમાં તો આજ કાલના રિવાજ પ્રમાણે વધારે સ્વતંત્રતા હતી તેથી કાલીના ઘરની સ્થિતિનું વિવેચન સાંભળીને તેને જરા દયા આવી. એણે જો જરાક ઉંડો વિચાર કર્યો હોત તો એને માલૂમ પડત કે સંયુક્ત કુટુંબ રાખવાના રિવાજમાં આપણા પૂર્વજોએ કાંઇક સારો હેતુ ધાર્યો છે. આખા કુટુંબમાં જો એકાદ જણની સ્થિતિ સારી હોય તો તે અનેક ગરીબ સગાં સંબંધીને આશરો આપી શકે તથા નિરાધાર રહેવા કરતાં કે અનાથાશ્રમ કરતાં એ રિવાજથી ગરીબોને વધારે સુખ મળે.

થોડીવાર સુધી સર્વે શાંત રહ્યાં. કાલીએ પાછી વાત શરૂ કરી ને ઉમાને પૂછયું, “ તારો વર કલકત્તે ગયો છે ? ”

ઉમાએ થોડીવાર રહીને જવાબ દીધો “ હા, બાર મહિનાથી એ ત્યાં જ છે અને મારી સાસુને મને મોકલવા માટે પણ લખ્યું છે. ”

“ અરે હા, ” કાલીએ કહ્યું, “ મને મારો ભાઇ શરત કહેતો હતો કે તારા વરે તો કલકત્તામાં મોટું ઘર લીધું છે ને પુષ્કળ ખર્ચ કરીને શણગાર્યું છે. કાળા સુશોભિત ઘોડાં અને રાજા લોકો ના વાપરે એવી ગાડીમાં બેસીને એ ફરે છે. વળી મેં સાંભળ્યું છે કે શહેર બહાર એક વાડી વેચાતી લેવાના છે ને ત્યાં સુંદર ફુવારા ને ઘરમાં આરસપહાણ જડિત ચોક કરાવવાના છે. ઉમા, ખરેખર તારે કેટલુ સુખ છે ! ”

ઉમાના મોં ઉપર મંદ સ્મિત પ્રકાસ્યું અને એ ગળગળી થઇ ગઇ. તે ધીમે અવાજે બોલી, “ જો કાળા કે ધોળા ઘોડા, અથવા આરસની ભૂમિ ને વાડી બગીચાથી સુખી થઇ શકાતું હોય તો તો ખરેખર મારે બહુ સુખ છે પણ આપણા નસીબમાં શુ શુ લખેલુ હશે તે કોણ જાણે છે ? ” એમ કહીને મોટો નિશ્વાસ નાખ્યો. બિન્દુની નજર તેના તરફ પડી.

“ તારા નસીબમાં પૂર્ણ સુખ જ કેમ લખેલુ નહિં હોય ઉમા ? ” બિન્દુએ કહ્યું.

ઉમાએ જવાબ દીધો, “ આપણે બાળક હતાં ત્યારે એક ભવિષ્ય જોનારો બ્રાહ્મણ આપણા ગામમાં આવ્યો હતો તે તને યાદ છે ? આપણા હાથ જોઈને તેણે આપણું ભવિષ્ય કહ્યું હતું તે તને સાંભરે છે ? ”

".ના એ મને નથી સાંભરતું."

"બહેન કાલી તને સાંભરે છે?"

"મને તો જરાએ યાદ નથી?"

"કોણ જાણે ત્યારે એના શબ્દથી મારા મન ઉપર વધારે અસર થઈ હશે, કેમકે મને તો એના બોલે બોલ બધા યાદ છે," ઉમા બોલી. "બાર વર્ષ ઉપર આ જ ઘરમાં આ જ ઋતુમા આપણે બધાં રમતાં હતાં. તે વખતે અંધારૂ થયુ હતું, ચંદ્રનો પ્રકાશ ઝાંખો ઝાંખો આવતો હતો, એટલામા પાસેના જ ગલમાંથી એક લાબા જાડા કાળા વાળવાળો ભવિષ્ય જોનાર આપણી પાસે આવ્યો. આપણે બધાં બીકને લીધે થરથર્યા. પણ એ માણસ તો બેઠા ને કહે કે તમે ગભરાશો નહિં અને જો કાંઇ ત્રાંબાનાણું આપો તો તમારૂ ભવિષ્ય જોઉં કાલીએ એક પઇસો આપીને પોતાનો હાથ બતાવ્યો, ત્યારે તેણે કહ્યું કે કાલી એક મોટા નામાંકિત ઘરમાં પરણશે."

બિન્દુએ પૂછ્યુ, "મારા ભવિષ્ય માટે એણે શુ કહ્યું હતું?"

ઉમાએ કહ્યું, "હુ એ જ કહેતી હતી તારી મા તળાવ ઉપર ગઈ હતી ને કાકી બિચારી પાસે કાંઈ બહુ પૈસા તો હતા જ નહિં. તેથી બહેન બિન્દુ, તે કાંઇ પણ આપ્યા વગર બ્રાહ્મણને હાથ બતાવ્યો. એણે તારી તરફ ફરીને કહ્યું કે બહેન તું એક સાધારણ ઘરમાં પરણીશ, તારા ઘરમાં તારે વાસીદા વાળવાં પડશે અને ગરીબાઇમાં તારે ચોખા ખાવા પડશે. બાર વર્ષ ઉપર એ બ્રાહ્મણે એમ કહ્યુ હતું."

"એ તો ઠીક," બિન્દુએ હસતે હસતે કહ્યું, "મારે માટે ભવિષ્ય બતાવ્યું તેટલાથી મને તો સતોષ છે, પણ ઉમા તારે માટે શુ કહ્યું હતું?"

"બહેન એ પણ હું કહું છુ. તે દિવસે મારી માએ મને ચાર પૈસા આપ્યા હતા. તે બધા મેં એ બ્રાહ્મણને આપી દીધા. તેણે બહુ વાર સુધી મારા મોં સામુ અને હાથ સામુ બોલ્યા વગર જોયા કીધુ. પછી મને જરા પાસે બોલાવીને તે ધીમેથી બોલ્યો 'તું એક પૈસાદાર ગૃહસ્થની સ્ત્રી થઇશ અને જો પૈસાથી જ માત્ર સુખી થવાતું હોય તો તું સુખી થઇશ. પણ તારો ગ્રહ ખરાબ છે તેના ઉપર લક્ષ રાખજે,' એટલું કહીને એ ચાલતો થયો. હું તો ભય અને ત્રાસથી ત્યાં જ ઉભી રહી." એટલું બોલતાં એને કંપારી છૂટી.

બિન્દુએ કાળજી અને માયાથી પૂછ્યું, "ઉમા બહેન, શું આટલા વખત ઉપર કાંઇ વ્યર્થ બોલ કોઈ બોલ્યુ હોય તેના સ્મરણથી તને બીક

લાગે છે ? તું સારા નઠારા ગ્રહને માને છે ? તારે દુઃખ અને પીડાની બીક શા માટે રાખવી જોઈએ ? આવુ સારૂં ઘર ને પૈસા છતાં જો તું દુઃખની બૂમ પાડે ત્યારે તો બહેન અમે શુ કરીએ ?"

ઉમાએ પોતાનાં આંસુ લુછી નાંખીને કહ્યું "હુ કાંઇ પણ દુઃખનું કહેતી નથી ને એવા ભમતા બ્રાહ્મણના કહેવાથી મારા ગ્રહની અવદશા પણ હુ માનતી નથી. પણ કલકત્તે જવાની વાત થઇ ત્યારથી જ કાંઇ મને ડર લાગે છે. પણ બહેન બિન્દુ, તું એ કલકત્તે આવવાની છે ને ? કાલી પણ બરદ્વાનમાં જ હશે એટલે માત્ર ત્રણેક ગાઉને છેટે. આપણે બાળકપણમાં ત્રણ બહેનો જેવા રહેલાં હતા, તે હવે જીંદગી પર્યંત એમ જ રહીશુ. આપણામાંથી એકાદ જણને કાંઈ દુઃખ પડશે તોએ આપણી અરસ્પરસની પ્રીતિથી આપણને આશ્વાસન મળશે."

ઉમાના અવાજમાં કાંઈ ગૂઢ દુ.ખ અને ચિંતા રહેલાં હતાં. બિન્દુએ કે કાલીએ કાંઈ વધારે પુછ્યુ નહિ. તેમના લુગડાના છેડાથી ઉમાનાં આંસુ લૂછી નાંખ્યાં અને તેમના દૃઢ સ્નેહની ખાત્રી આપીને તેને દિલાસો દીધો.

આ ત્રણે યુવતીઓ સમાન વયની હતી અને તાલપુખરમાં સાથે જ ઉછરી હતી. મોડી રાત્રે તેઓ છૂટાં પડયાં ત્યારે ત્રણેના મનમાં કાંઈ અગમ્ય દુઃખની છાયા પડેલી હતી.

## પ્રકરણ ૮ મું.

### મા અને પુત્ર.

કલકત્તેથી સાંજરે મુંબાઇ જતી મેલ ટ્રેન મોગલસરાઇને સ્ટેશને બપોરે આવી પહોંચી. બનારસ જતા લોકોનાં ટોળેટોળાં આ ટ્રેન બદલીને નદી સુધી જતી બીજી ટ્રેનમા બેસવાને ઉતરી પડયાં. આ વાર્તા બની ત્યારે ગંગા નદી ઉપરનો રેલવેનો પુલ બંધાએલો નહોતો, તેથી બનારસના પવિત્ર ધામે જવા માટે ટ્રેનમાંથી ઉતરીને હોડી કે આગબોટમાં બેસવું પડતું હતું. આ ઠેકાણે બહુ જ ચિત્રવિચિત્ર વર્ણોનો સમૂહ જોવામાં આવતો. એવો સમૂહ ફક્ત આ દેશમાં જ દીઠામાં આવે છે. બહાર પ્રાંતમાંથી આવેલા ઉંચા અને મજબૂત બાંધાના નેત્રાળુ લોકો, તેમનાં પોટલાં અને લાકડીઓ લઇને જતા. એ માણસો સખત મજુરી કરતા, સાદો પો-

શાક લેતા અને માત્ર સુકવેલા ચોખા અને તળેલી દાળપર સહેલથી નિર્વાહ કરનાર હતા, રજપુતાનામાંથી આવતા, આખા હિંદુસ્થાનમાં બાહોશ ફેરવા વેપારી તરીકે પ કાએલા મારવાડીઓ, લેંકેશાયરના કાપડના મોટા ગાસડા, જાપાનનુ રેશમી કાપડ, મુંબાઇનું કાપડ, મદ્રાસની છીંટ વગેરે બનારસના ગીચ રસ્તામાં વેચવા માટે લઈ જનાર, તેમ જ છોટા નાગપુર તરફથી આવેલા ઠીંગણા પણ મજબૂત લોકો આ પવિત્ર તીર્થ ધામે જતા, વળી બંગાળાનાં મોટાં શહેરો તેમ જ નાનાં ગામડામાથી આવેલા બૈરાઓનાં ટોળાં ભીડમાંથી શરમાઇને નીચુ જોઇને રસ્તો કાપતા તથા નદી તરફ શ્રદ્ધાપૂર્વક જોતાં જતાં હતાં.

આખા દિવસના ઉપવાસ પછી, શરતને પોતાની માને માટે કોઇ હિંદુ વીશીમાંથી ખાવાનું લાવી આપતા સધ્યાકાળ થઇ ગઇ. શરત તેની મા તથા એક બૈરી નોકર બરદ્વાનથી પહેલી રાત્રે મેલટ્રેનમાં નીકળ્યા હતાં અને મોગલસરાઈ આગળ ગાડી બદલીને નદી આગળ આવ્યાં હતાં. શરતની માનો નિયમ હતો કે આગગાડીમા બેઠા પછી અન્નપાણીનો સ્પર્શ કરવો નહિ. તેથી તેને ચોવીસ કલાકનો ઉપવાસ હતો. એક નાની સરખી ઝુંપડીમા હિંદુ વીશી હતી તેમ જ રહેવા જેવી એક ઓરડી હતી, ત્યાં તેને શરત લઇ ગયો. ત્યા લઇ જઇને તેણે સામન ગોઠવ્યો અને ખાવા તથા સુવાનો બંદોબસ્ત કર્યો. આકાશ વાદળાથી ઘેરાઈ ગયુ હતુ અને કોઇ કોઈ વાર વીજળી પણ થતી હતી તેથી શરતે એમ જ નિશ્ચય કર્યો કે નદીપાર તો બીજે જ દિવસે જવુ સારૂ.

બીજે દિવસે સૂર્યના કિરણ ફૂટયા નહોતાં ત્યાર પહેલા આ શ્રદ્ધાળુ વૃદ્ધ સ્ત્રીએ ઉઠીને બે કલાક પાઠ પૂજામા ગાળ્યા. ત્યાર પછી જ્યારે તેજસ્વી સૂર્યનાં ચળકતાં કિરણ પૂર્ણ પ્રતાપથી પવિત્ર ગંગા નદીના પાણી ઉપર તેમ જ હારબંધ દહેરાંની ટોચ ઉપર પ્રકાશવા લાગ્યા ત્યારે તેઓ વીશીમાંથી નીકળીને નદીને કાંઠે ચાલતા ચાલતા આવ્યા.

નદીને સામે કાંઠેથી બનારસનાં દહેરાના દેખાવ જેવો ભવ્ય દેખાવ દુનીઆમાં જવલ્લે જ જોવામા આવે છે. ઊંચે ગગન સુધી પહોચતાં દહેરાંના ઘુમટની રમણીય હાર આવેલી છે, નીચે નદીના ઘાટના પગથીઆ ઉપર ચિત્રવિચિત્ર પહેરવેશના આખા હિંદુસ્થાનમાથી એકઠા થએલા અસંખ્ય લોકો હોય છે, તેમ જ આ પહોળા પટની વિશાળ નદીનુ પાણી શહેરના મોટા મોટાં મકાનોનો સ્પર્શ કરતું દેખાય છે. આ સર્વ એક ચિત્ર જેવો દેખાવ કદી ભુલાય તેવો નથી. નદીને પેલે પારથી શખ તથા ઘંટના નાદ અનેક મં-

દિરમાંથી નીકળી પાણીમાં થઇને આવતા સંભળાતા હતા અને પ્રાતઃકાળના સૂર્યના પ્રકાશમાં અનેક ધ્વજાઓ તથા છત્રો ચળકતાં હતાં.

શરતની માએ તો આવો દેખાવ કદી સ્વપ્ને પણ જોએલો નહિ તેથી તે તો હર્ષઘેલી જ થઇ ગઈ હતી. વળી જેણે જગતની સર્વ લાલસાઓ છોડીને એક નિષ્ઠાથી પ્રભુભક્તિમાં જ આ પવિત્ર સ્થાને એકાંતમાં પોતાની વૃદ્ધાવસ્થા ગાળવાનો નિશ્ચય કર્યો હોય તેના મનમાં તો આવા દેખાવથી દુનીઆના સામાન્ય દેખાવ કરતાં કાંઈ જુદા જ પ્રકારની લાગણી ઉદ્ભવે. આ ભલી સ્ત્રી નદી ઉપર ઉભી રહીને એકી નજરે આંખે હાથ લગાડીને જોવા લાગી અને પરમેશ્વરે આ સર્વ નિહાળવાનો તેમ જ તેની ભક્તિમાં એ સર્વનો ઉપયોગ કરવાનો પ્રસંગ આપ્યો તેથી પ્રભુ પ્રત્યેની ઉપકારવૃત્તિને લીધે તેની આંખમાં હર્ષનાં આંસુ આવ્યા.

શરત જો કે ઇંગ્રેજી કૉલેજનો વિદ્યાર્થી હતો તે છતાં તેને પણ બનારસ આ વખતે પહેલ વહેલું જોયાથી કાંઈ જુદા જ પ્રકારની અસર થઇ. ભારતખંડની પ્રાચીન કળા, વિદ્યા તથા ધર્મના સ્થાન તરફ દૃષ્ટિ કરતાં તેને લાગ્યું કે તેનાં દહેરાંના ઘુમટોની ટોચ ઉપર ત્રણ હજાર વર્ષની વિદ્યા કળા વગેરેની સુવર્ણની પાંખ પ્રકાશતી હતી.

ત્રીસ સૈકા અગાઉ જ્યારે ઉત્તર હિંદુસ્થાનમાં, ભરત અને પાંચાળ લોકો, કેળવાએલા કોશલ લોકો તથા મહાભારતમાં પંકાએલા વિદેહ લોકોનું એ સ્થાન હતું ત્યારે પણ બનારસના કાશી લોક હિંદુસ્થાનની બધી પ્રજા કરતાં વધારે કેળવાએલા તેમ જ આચાર વિચારમાં પણ આગળ વધેલા હતા. ઉપનિષદોમાં કાશીના પ્રાચીન રાજાઓનાં વર્ણન છે. બૌદ્ધ ધર્મનાં પુસ્તકોમાં પણ હરિણબાગ જ્યા આગળ મહાત્મા બુદ્ધે પોતાના સંપ્રદાયનો પ્રથમ ઉપદેશ કર્યો હતો, તેનું વર્ણન છે. તેમ જ પુરાણની કથાઓમાં પણ આ સ્થાનની ખ્યાતિ વર્ણવેલી છે. મુસલમાન પાદશાહીના છ એક સૈકા સુધી આ શહેર અંધકારમાં રહ્યું હતું અને તેનાં દહેરાં તથા બુરજો તોડી નાંખવામાં આવ્યા હતા. પણ એ અંધકારની સ્થિતિ ઝાઝો વખત રહી નહિં. મુસલમાની સત્તા સમસ્ત પ્રજાની શ્રદ્ધા શિથિલ કરી શકી નહિં. બનારસ આજ કાલ તેની વિદ્યા તથા કળાની અસલ સ્થિતિએ ફરીથી આવી પહોંચ્યું છે. અર્વાચીન કાળના રાજાઓએ તેમ જ રાણીઓએ ત્યાંનાં મકાનોમાં પૈસા આપીને સુધારા વધારા કર્યા છે. નેપાળના રાજાએ, દક્ષિણના સરદારોએ, ઇંદોરની રાણી અહલ્યાબાઈએ અને પંજાબના રણજીતસિંહે શહેર સુધારવામાં મદદ કરી છે. દુનીઆમાં દરેક દેશમાં પ્રાચીન રાજ્યો અને

પ્રાચીન પ્રજાઓ નાશ પામ્યાં છે અને કાંઇક પ્રાચીન નિશાનીઓ ઇજીપ્ત અને બાબીલોનમાં માલુમ પડી આવે છે. હિંદુસ્થાનમાં જ માત્ર પ્રાચીન અને અર્વાચીન કાળનો સંબંધ સચવાઈ રહ્યો છે—અર્વાચીન પ્રજાનાં જીવનમાં પ્રાચીન સમયની કીર્તિ અને મહત્તાના સંસ્કાર જાગ્રત રહ્યા છે.

એક ન્હાના મછવામાં બેસીને શરત વગેરે નદીને સામે પાર ગયાં અને બનારસના ઘાટ ઉપર ઉતરી પડયાં. તે વખતે પ્રાતઃકાળનાં દર્શન તથા પૂજાને માટે વિશ્વેશ્વરના મંદિરના ઘંટનો નાદ સંભળાતો હતો. શરતનો વિચાર તેની માને તરત જ પોતે રાખેલા ઘરમાં લઈ જવાનો હતો, પણ તેની માનું ધ્યાન તો આ નવીન દેખાવો જોઈને ભક્તિમાં જ લાગી રહ્યું હતું. એ શું બોલ્યો તે પણ એણે સાંભળ્યું નહિં ને સામા આવી રહેલા મંદિર સિવાય કાંઈ પણ વસ્તુ એની નજરે પણ પડી નહિં. ત્રણ વાર દ્વાર આગળ લાંબા થઇને તેણે નમસ્કાર કર્યા અને પછી અંદર દાખલ થઈને તે ક્ષણવાર સર્વ જગતને વીસરી ગઈ.

અંદરની બાજુએ બહુ અંધારૂં હતું. થોડા તેલના દીવા બળતા હતા પણ તેનો પ્રકાશ કાંઈ બહુ નહોતો. એક પૂજારી સંસ્કૃતમાં કાંઈ અમુક પાઠ ભણતો હતો. ઉપરથી ઘંટનો અવાજ આવતો હતો અને પવિત્ર મૂર્તિની આગળ અનેક જ્ઞાતિના લોકો દર્શન કરવાને એકઠા થયા હતા. ચંદન તથા ધૂપનો સુવાસ આખા મંદિરમાં પ્રસરી રહ્યો હતો. દરેક જણનાં ફુલ મૂર્તિ આગળ મૂકવામાં આવતા હતા અને ગંગાનું પવિત્ર પાણી તેના ઉપર છાંટવામાં આવતું હતું. છેવટ જ્યારે પાઠ ભણાઈ રહ્યો અને ઘંટનો અવાજ બંધ પડયો ત્યારે દરેક ભક્તે મૌનપણે શ્રી વિશ્વેશ્વરની સ્તુતિ કરવા માંડી.

શરત ઈંગ્રેજી કૉલેજનો વિદ્યાર્થી હોવાથી મંદિરમાં ગયો નહોતો અને પથ્થરની બનાવેલી મૂર્તિની પૂજા પણ તેણે કરી નહિં. તે પોતાની માની રાહ જોતો બહાર જ ઉભો રહ્યો હતો. પણ જ્યારે પવિત્ર મંત્રના સંગીતનો અવાજ તેને કાને પડયો અને અસંખ્ય ભક્તોને શાંતપણે ભક્તિ કરતા તેણે જોયા ત્યારે તેના મનમાં પણ ભક્તિનો અંકુર ફૂટ્યો.

અન્નપૂર્ણાનું મંદિર તથા બનારસનાં બીજાં પ્રખ્યાત દેવાલયોમાં દર્શન કર્યા વગર ઘેર જવાની તેની માની ઇચ્છા નહોતી. આજ્ઞાંકિત શરત તેની માની સાથે એક દેવાલયમાંથી બીજા દેવાલયમાં એમ આખો રસ્તો ફર્યો. રસ્તાની બન્ને બાજુએ મોટા મકાનો હતાં. તે દરેકને મોટી મોટી અગાસીઓ હતી, શાક ભાજીની તથા દાણાની દુકાનો ઉઘડી હતી, અને દુકાનદારો બૂમો પાડતા હતા; જાત જાતના લોકો રસ્તામાં ચાલતા હતા; છોકરા

વાળીને લાલ સાડીઓ પહેરેલી મરાઠણો, બંગાળી વેશમાં બંગાળી સ્ત્રીઓ, ઘેરવાળા ઘાઘરાવાળી મારવાડણો તથા ઉત્તરની બીજી સ્ત્રીઓનાં ટોળેટોળાં જતાં હતાં. જતે જતે તેઓ દરેક મૂર્તિના મોં આગળ ફુલ તથા પૈસા મુકતાં હતાં. ભગવાં વસ્ત્ર પહેરેલા સન્યાસીઓ તથા રાખ ચોપડેલા બાવાઓ કપાળ ઉપર ચંદનનાં ટીલાં કરીને રસ્તે ચાલતા લોકો પાસે ભિક્ષા લેતા હતા. આવી ગરબડ છતાં શહેરનો વેપાર રોજગાર ધમધોકાર ચાલતો હતો. યુરોપ અને એશીઆમાં બનેલો દરેક પ્રકારનો સામન દુકાનોમા હતો. નાણાવટીની મોટી પેઢીઓની દુકાનોમાં હુંડીઓ વગેરે લખાતી હતી. રેશમી તથા સુતરાઉ કાપડ, સોના રૂપાના દાગીના, હીરા, મોતી તથા માણેકના દાગીના, જયપુરનાં વાસણો, ઉત્તર હિંદુસ્થાનનુ મીનાકારી કામ અને બનારસના વખણાયેલાં પીત્તળનાં વાસણ એ સર્વ આ આશ્ચર્યકારક શહેરમાં ઠેકાણે ઠેકાણે સાંકડી ગલીમા અંધારી દુકાનોમાં માલૂમ પડતાં હતાં. આજ કાલના પ્રવાસીઓને થોડાં પ્રખ્યાત દેવાલયો જોઇને એમ લાગે છે કે બનારસ તો એક પુરાણુ વહેમી શહેર છે. વિચારશીલ મનુષ્ય તેને આખા પ્રાચીન હિંદુસ્થાનના સમાજના સૂક્ષ્મરૂપના ચિત્ર તરીકે જુએ છે. અસલનો ધર્મ, વિદ્યા, વેપારની રૂઢિ પણ અસલની જ, તે વડે પૂર્વના જમાનાનું હજુ રહેલું એ ચિત્ર જણાય છે. વેદના મંત્રોચ્ચાર અને વેદાન્તનું શિક્ષણ અપાતું સાંભળતા પ્રાચીન ગ્રીક સમયના સરખા વિચાર આજના સુધરેલા જમાનામાં તેના મનમા સ્ફુરે છે. નાના દરિદ્રી ઘરમાં રહેનારા માણસો હજી પણ જગત્ પ્રસિદ્ધ પ્રાચીન હિંદુ શાસ્ત્રોનુ અધ્યયન કરતા અને તે જ્ઞાનનો વિસ્તાર કરતા માલૂમ પડે છે.

બધાં દેવાલયો જોઇ રહ્યા પછી બપોર થતાં શરત ને તેની મા સ્નાન કરવાને નદી તરફ ફર્યાં. હજારો સ્ત્રીઓની ઠઠ ઘાટ ઉપર ગંગાસ્નાન કરવાને મળી હતી. જાત્રાળુઓની સાથે ગોર અને ગુરુઓ પવિત્ર ઘાટ ઉપર એકઠા થયા હતા. નદીમાં ઉભા રહીને જનોઈ પકડીને બ્રાહ્મણો સંધ્યા કરતા હતા. મણિકર્ણિકા અને દશાશ્વમેધ ઘાટપર અસંખ્ય સ્ત્રીઓ સ્નાન, ઉપવાસ અને ભક્તિથી જીવનનાં પાપથી મુક્ત થવા ચઢતી ઉતરતી હતી.

સાંજ પડતાં શરત ને તેની મા પોતાને ઉતારે આવ્યાં અને છેક સંધ્યાકાળ પડતાં જમ્યા. પોતાના પતિના મરણ પછી આજ જ આ વિધવા સ્ત્રી ખરેખરી સુખી જણાઈ. કેટલે વર્ષે તેની મનકામના પૂર્ણ થઇ.

ત્રણ દિવસ ને ત્રણ રાત શરત તેની માની સાથે બનારસમાં રહ્યો. તેનો ઓળખીતો એક ગોર હતો તેણે નદીના કાંઠા ઉપર તેમને માટે એક

ઓરડી ભાડે રાખી હતી. દરરોજ સહવારમાં તેની મા અંધારામાં ઉઠતી અને સૂર્ય ઉદય થાય ત્યાં સુધી પાઠ પૂજા કર્યા કરતી. તે ગોર પણ તેની સાથે મંદિરમાં જતો ને જે કાંઇ જરૂર પડતી તે તે પૂરી પાડતો. કાશી, પ્રયાગ, મથુરાં, વૃંદાવન વગેરે તીર્થનાં સ્થળોમાં એવા ગોર જુજ દામમાં ઘણું કામ કરે છે.

શરતની માને માટે એક બૈરી રસોઇ કરવાને રાખેલી હતી. તેને કાંઈ ઝાઝું કામ નહોતું કારણ કે એ વૃદ્ધ સ્ત્રી એક જ વાર જમતી અને ઘણું ખરૂં હાથે રાંધી લેતી. તેથી ઘણો ભાગ એની સાથે વાત કર્યા કરતી.

ત્રીજે દિવસ અને ત્રીજી રાત વીતી ગઇ પછી ચોથે દિવસે શરતની માએ પ્રભાતમા પૂજા કરી લીધી અને પછી છોકરાને વિદાય કરવાની તૈયારી કરી. વિશ્વેશ્વર મંદિર સુધી તેઓ ગયાં. સહવારનાં દર્શનનો વખત થયો હતો અને ઘંટ વાગતા હતા. તે વખતે તે ગભરાયલે મોંએ અને આંસુ ભરેલી આંખે ત્યાં ઉભી રહી અને બોલી, " રે પરમેશ્વર ! જગતનાં બંધન છોડવાં એ કેટલું કઠણ કામ છે! મને એ મહાન નિગ્રહ કરવામાં હે ઇશ્વર ! તું મદદ કર, મારૂં ચિત્ત તારી ભક્તિમાં ઠસાવ ને મારા પુત્ર ઉપર સુખમાં ને દુ:ખમાં તારો વરદાયક હસ્ત રાખ."

શરતે માની આગળ માથુ ધર્યું એટલે તેણે તેને આશીર્વાદ દીધો, "જા મારા દીકરા, તારા પૂજ્ય પિતાને પગલે પગલે ચાલજે, તારી ગરીબ બહેનની સભાળ લેજે. હેમ, બિન્દુ તથાં સુધા અને બીજાં સર્વ સ્નેહી સાથે સંપ અને સ્નેહથી વર્તજે. જા, ભાઇ, આજના વખતની વિદ્યા સંપાદન પૂર્ણ રીતે કરજે અને ઐહિક જીવનમાં સુખી થજે. મહાન ઇશ્વરનું સ્મરણ રાખજે, એ જ તારા દરેક પ્રયત્ન સફળ કરશે. તારી માને આ પવિત્ર શહેરમાં રહેવા દે અને આપણાં શાસ્ત્રમાં બતાવ્યુ છે તે પ્રમાણે નિત્યકર્મ અને પ્રાયશ્ચિત્ત કરવા દે. સદાને માટે મારી તરફથી તને આશીર્વાદ દઉં છું. "

એનાથી વધારે બોલાયું નહિં. તેનો અવાજ ગદ્ગદિત્ થઈ ગયો. શરતથી પણ એક અક્ષર બોલાયો નહિં અને માના આગળ ડસકાં ખાઇને તે રડવા લાગ્યો.

ઘંટનો અવાજ પાછો સંભળાવા માંડયો. પૂજારીનો અવાજ પણ જોડે ભળ્યો. આથી મા દીકરાના અંત:કરણમાં ભક્તિનું ઝરણુ વહેવા માંડયુ. માએ આંસુ લુછી નાંખ્યાં અને બોલી, " દીકરા ! હવે મને છોડ, પૂજાનો વખત વહી જાય છે અને મારે મંદિર જવું છે. કર્તવ્ય કરતે ડરીશ નહિં,

માયાળુ થજે ને ભલાઇ રાખજે. તારા બાપુદાદાનો ધર્મ સાચવજે અને સત્યને માર્ગે ચાલજે.”

**શરતે** છેવટ કહ્યું, “મા! તારી ઇચ્છા પ્રમાણે જ હું ચાલીશ ને મરતાં પણ તારી ઇચ્છા વિરુદ્ધ નહિ વર્તું.”

પછી છૂટા પડતી વખતે તે માને પગે પડયો અને નદીમા તેને માટે હોડી ઉભી રહી હતી તેમાં બેસી ગયો. લગર છોડીને હોડી પૂર જોરથી દોડવા મડી અને નદીની સામી પાર તરફ ગઈ.

મંદિરના ઘંટ વાગ્યે ગયા અને પૂજાના અવાજ થયે ગયા પણ **શરતની** મા તો ત્યાં જ ઉભી રહી, ભક્તિ, પૂજા સર્વ ભૂલી ગઈ. **ગંગાના** પટ ઉપર હોડી ચાલતી હતી તેની જ તરફ તેની દૃષ્ટિ ચોટી રહી અને તેના વિચાર પણ છોકરામાં જ ગુથાયા. તેનું અંતઃકરણ શૂન્ય થઈ ગયુ. છેવટે કેટલેક વખત વીત્યા બાદ તેણે વિશ્વેશ્વરની એક ચિત્તથી ભક્તિ કરી.





# ખંડ બીજો.

## કલકત્તા.

### પ્રકરણ ૧ લું.

#### નિદ્રામાં શબ્દશ્રવણ.

"બહેન સુધા ! જરા આમ આવી જા તો !"

"તું મને બોલાવે છે ?"

"હા ! મેં પેલુ ગવન ધોયુ છે, તે જરા છાપરા ઉપર સુકવી દે જોઈએ. હું આ કુવા ઉપર નહાવા જાઉં છું પછી તરત દેવતા સળગાવું છું, કેમકે દૂધવાળીને આવવાનો વખત થયો છે. મને કુવા ઉપર નહાવું તો જરાએ ગમતું નથી. સુધા, આપણા ગામમાં તળાવ ઉપર નહાવાનું કેવુ સારૂં હતું ! નિરાંતે અંદર ઉતરીને નહવાતું હતું."

સુધાએ જરા હસીને જવાબ દીધો, "બહેન તને તો કલકત્તાનુ કાંઇ ગમતું નથી. હું તો આ શહેરથી બહુ જ ખુશ થઇ છુ. કેવડુ મોટું ને સુંદર છે ! મોટી મોટી દુકાનો છે, મોટું બજાર છે, મકાનો પણ કેટલાં મોટાં છે ! અને જોવા લાયક જગ્યાનો તો પાર જ નથી. કેટલા લોકો ને કેટલા ગાડીઘોડા ! આવુ બધું કાંઇ તાલપુખરમાં છે ?"

"સુધા હવે મોટાં ઘર ને દુકાનો જવા દે ને. આપણને તો આપણા ગામડાનું ઘર સ્વર્ગ સમાન છે. જ્યાં જવું હોય ત્યાં ખુશીથી ફરાય હરાય અને વળી તાજી હવા ને તડકો મળે તે જુદાં. વળી વાડીમાં સુશોભિત વેલાઓ, કેરીઓ ને શાકભાજી કેટલાં બધાં છે ! આ કલકત્તાના ઘરમાં એ બધુ ક્યાંથી લાવશો ? ગાડીઓ ને ઘોડા તો જેની પાસે હોય તે વા-

પરે. આવું ઈંટનું બાંધેલુ ઘર તે આપણે શા કામનું ? ઓરડામાં કાંઇ હવા તો આવતી નથી અને આ ચોકમાએ ભાગ્યે જ તડકો આવે છે. વળી બંધ પાલખી વગર કાંઈ બહાર સરખું ના જવાય. એ તો ખરેખર પાંજ-રામાં પૂરાયલા પક્ષી જેવું છે. ”

“ પણુ બહેન, બહાર જઇએ તો જોવાનું કેટલું બધું છે ? તે દિવસે હેમની જોડે આપણે ગાડીમાં ગયા હતાં ત્યારે છેક પેલા મેદાન સુધી ગયાં હતાં અને પછી અહીંનુ મજાનુ મ્યુઝીઅમ જોયુ હતું. પછી ઝુઓલૉજીકલ ગાર્ડન્સ જોવા ગયાં હતા. ત્યાં કેવાં વિચિત્ર જાનવરો અને પક્ષીઓ હતાં. જ્યારે કાંઇ ફરવા જઇએ ત્યારે કાંઇ ને કાંઇ નવું જોવાનુ તો હોય છે જ.”

“ પણુ સુધા, મને રોજ ને રોજ ગાડીમા બેસીને ફરવા જવું ગમતું નથી. આપણા ગામમા તો ગાડીમાં બેસવાની જરૂર જ પડતી નહિં. દર-રોજ સહવારે તળાવ ઉપર નહાવાને ચાલતાં જતા અને દરેક જણુ સાથે ત્યાં તો ઓળખાણુ હતું તેથી દરેકને મળાતું. આ મોટા જંગલ જેવડા શહેરમાં તે કોણુ કોને ઓળખે. ”

“ પણુ બહેન, અહીં જો થોડો વખત આપણે રહીએ તો કોઇ જોડે ઓળખાણુ થાય. તે દિવસે દેવી પ્રસન્નનો નોકર આવીને તેમની વહુને મળવા જવાનું કહી ગયો હતો, અને ગઈ કાલે ચંદ્રનાથે કાંઈ ખાવાનું ને મીઠાઈ આપણે માટે મોકલી હતી. ”

“ હા એ તો ખરૂંનો કે જો આપણે લાંબો વખત રહીએ તો લોકો જોડે ઓળખાણુ થાય. પણુ અહીં તો બધા મોટા લોક રહ્યા અને આપણે ગરીબ રહ્યા તેથી એ લોક સાથે આપણો વધારે સહવાસ શી રીતે થાય ? એ લોકો આપણુને બોલાવે અને આપણી જોડે સારૂ રાખે એટલી એમની સરસાઈ. ”

“ પણુ બહેન, શરત તો રોજ સાંજરે આપણે ઘેર આવે છે ને ! અને આપણુને બધા લોકોની કેટલી વાતો કહે છે. વળી પોતાની ચોપડીઓમાંથી આપણુને વાચી સંભળાવે છે તે જૂદું. મને એ સાંભળવું ખરે જ બહુ ગમે છે.”

“ શરત જેવા ભલા ને માયાળુ છોકરા તો થોડાજ મળશે. આખો દિવસ એને પરીક્ષા માટે વાંચવાનું હોય છે છતાં સાંજરે આપણી પાસે આવે છે અને આપણુને આ વિશાળ શહેરમાં એકલું લાગશે એ જ ખ્યા-લથી આટલો વખત અહીં બેસે છે. જ્યારે આપણે એને ઘેર રહેતાં હતાં, ત્યારે આપણે માટે બધી સગવડ કરી આપવાની ખાતર એણે વાંચવાનું એક કોરે મુક્યું હતું. એને પૈસાનો કે વિદ્યાનો ગર્વ નથી, એનું મન બહુ કોમળ છે. આજકાલ એના જેવા જુવાનીઆઓ ભાગ્યે જ મળે. ”

"બહેન! દૂધવાળી આવી છે."

"આજ તો દૂધ સારૂ લાવી છે ને!" બિન્દુએ દૂધવાળીને પૂછ્યુ, "કે કાલની માફક અર્ધોઅર્ધ પાણી ભેળવીને લાવી છે? કલકત્તામાં નળનાં પાણીની કાંઈ ખોટ નથી એટલે તારે દૂધની પણ ખોટ નથી. માત્ર રંગ દૂધનો હોય છે બાકી જળથળ હોય છે"

"નારે બા આ ઘરમા તે એવુ ન્ય અપાય! તમને તો સારા ખોટાની તરત ખબર પડે."

"અરે હારે જવા દે, હુ બધુએ જાણુ છુ અમારા ગામમાં અમારી ગાય રોજ ત્રણ શેર દૂધ દેતી અને તેટલુ પીને છોકરા ધરાતા હતા. અહીં ચાર શેર લઉ છુ તોએ છોકરાં ભૂખ્યા ને ભૂખ્યા, અને તપેલીમા ઉકાળવા મુકું છુ ત્યારે પણ તદ્દન પાણી જેવુ જ લાગે છે"

"બા ગામડા જેવુ દૂધ તે અહીં શહેરમાં ક્યાંથી મળે? ત્યાં તો ગાયો ચરવા જાય ને સારો ખોરાક મળે તેથી સારૂ દૂધ દે. અહીં તો બધાં ઢોર ભેગી ગાયોને ખાવાનુ એટલે સારૂ દૂધ ક્યાથી દે!"

"મેં કાલે દહીંનું કહ્યું હતું તે ક્યા છે, લાવી છે?"

"અરે હા, આ રહ્યું," એમ કહીને તેણે એક હાથેલી જેટલું કોડીઉ કહાડ્યુ

"આ ચાર પૈસાનુ દહીં?"

"ત્યારે ચાર પૈસાનુ તે કેટલુક આવે? ગમે તો બન્નરમાં તમારા માણસ જોડ ખબર કઢાવજો અને જો એ ચાર પૈસામા એથી વધારે લાવ તો ગને પૈસા ના આપશો. કેમ બેન, અમારે તો તમારો આશરો. તમારી જોડે દગલબાજી કરીએ તો પછી અમને મળે પણ શુ?"

"સુધા આમ તો આવ, આ તમારા કલકત્તાનુ ચાર પૈસાનુ દહીં તો જો. માહી થોડુ પાણી ભેળી મુક નહિં તો તારો ભાત કોરો જ રહેશે. એ કોણ? એ આપણી નોકર છે કે?"

"હા, બા," તે બૈરીએ પોતાની શેઠાણી પાસે આવતાં કહ્યું.

"વારૂ, ત્યારે તું આજ શાકભાજી લેવા જરા વહેલી જજે, કારણ કે એમને આજે દસ વાગે બહાર જવુ છે એટલે તે પહેલા વખત થવી જોઇએ. શાક શુ લાવીશ? સારી માછલી અહીં મળે છે કે?"

"બા, અહીં તો બધાં શાક મોંઘા ડાટ મળે છે. ભાજી સરખીએ સોંઘી નથી. માછલી એ મોંઘી. અમારા જેવાંથી તો આ શહેરમાં રહેવાય જ

નહિં. તમે અમને અન્નપાણી આપો તેથી અમારો આશરો છે. બાકી ગરીબ માણુસની તો અહીં રહેવાની ગુંજાસ જ નહિં '

"હશે, જા, જે સારૂ મળે તે લાવજે. થોડો મશાલો એ લેતી આવજે. આપણે ત્યાં તો કોથમીર આપણી વાડીમા આપણે જોઇએ તે કરતાંએ વધારે થતી હતી. બટાટા તો બહુ મોંઘા હશે માટે બહુ ના લાવીશ પણ થોડા સારા જોઈને વેંગણુ લાવજે. થોડી માછલી પણુ લાવજે."

**બિન્દુ**એ દૂધવાળી પાસેથી દૂધ ને દહીં લીધુ અને નોકરને શાક વગેરે લાવવાના પૈસા આપ્યા, પછી દૂધ ઉન્હુ કરીને તે ઉપર લઈ ગઈ. તેના બન્ને છોકરાં ઉઠયા હતા તેમને દૂધ પાયું. પછી પથારીઓ ઉંપાડીને વાશીદુ વાળ્યુ. થોડી વારમા બૈરી બજારમાથી શાક વગેરે લઇને આવી, તેની પાસે છોકરાં સોંપીને **બિન્દુ** રસોડામાં ગઈ. **સુ**ધાને માથે કોઠારની દેખરેખ હતી, તેથી બધુ સીધુસામન તે કહાડી આપતી હતી, ચોખા ધોતી, શાક સમારતી અને ચટણીઓ કરતી. **બિન્દુ**એ રાધવાનુ શરૂ કરી દીધુ હતું.

વાચનાર સમજી ગયા હશે કે છેવટ **હે**મ પોતાને ગામથી કલકત્તામા આવીને રહ્યો હતો અને થોડા દિવસ **શર**તના ભેગા રહીને તેણે એ માળનું એક નાનુ સારખુ ઘર ભાડે રાખ્યુ હતું તેમા રહેવા ગયો હતો. આ નકામુ ખર્ચ ના કરવાને **શર**તે બહુએ કહ્યુ અને **હે**મને તથા તેના કુટુંબને તેના ઘરમાં રહેવાને બહુએ આજીજી કરી પણ એમને એમ બીક લાગી કે **શર**તના અભ્યાસમા એથી 'ખલલ પડે તેથી હા કહી નહિ. તેથી **હે**મે મહિને પાંચ રૂપીઆ ભાડુ ઠરાવીને **ભ**વાનીપુરમા એક ઘર પોતાને માટે શોધી કહાડયુ હતું

**શર**ત આસપાસના ઘણા પાડોશીઓને ઓળખતો હતો, તેથી **હે**મને પણ બધાની સાથે ઓળખાણુ થયુ હતું. કેટલાએક કલકત્તાની હાઇકોર્ટના વકીલો હતા, કેટલાએક સરકારી કચેરીના કે મોટી મોટી યુરોપીયન પેઢીઓના કલાર્ક હતા. કેટલાએકને પોતાની મીલ્કત હતી, કોઈને ચીનાઇ બજારમા અને બડા બજારમાં દુકાનો હતી અને કેટલાએક બિચારા આ વિશાળ શહેરમાં નિર્વાહ કરવા જેટલુ કમાઇ ખાવાની વ્યર્થ આશામા રહેનારા લોકો હતા.

**ભ**વાનીપુરના પૈસાદાર લોકોએ ગામડામાથી આવેલા આ સભ્ય અને નમ્ર ગૃહસ્થને સારો આવકાર દીધો. પોતાના મોટા દિવાનખાનાઓમાં આવવાની તેમણે તેને છૂટ આપી અને તેની સાથે હેતથી વાત કરવા માડી. કેટલાએકે તો તેને જમવા પણ બોલાવ્યો હતો. એમ કરતા કરતાં એને થોડુક ઓળખાણ થયુ હતું.

હેમ પણ તેની સ્ત્રીની માફક પોતાનુ ગામડુ રોજ સંભારતો હતો. કલકત્તાની ગીચ વસ્તી એને પસદ પડી નહિં, અને ગામડાના મિત્ર તથા ધંધો રોજગાર તેને રોજ યાદ આવતા. તેના નવા મિત્રો તેના ઉપર માયા રાખતા તે તે સમજતો પણ આ 'મહેલોના શહેર'ના મોટા લોકથી તો તે વેગળો જ રહેતો. હિંદુસ્થાનના આ મુખ્ય શહેરમાં માન મરતબા માટે, ઇલકાબો મેળવવા માટે ને ચાદ મેળવવા માટે જે લોકો હરનિશ પ્રયત્ન કર્યા જ કરે છે તેની તે હમેશ મશ્કરી કરતો. મોટા મોટા લોકોને અપાતાં ખાણાં ને મીજબાનીઓ, નાચ, મોટા સત્તાવાળા લોકોને પસંદ પડતા માન-પત્રો અને ફડોમા કેટલો ઉદ્યમ અને કેટલો પ્રયાસ થતો ! પુષ્કળ પ્રયત્ન પછી માન ઇલ્કાબ મળતા જ. બિચારો હેમ જો તેને વધારે અનુભવ હોત તો જાણત કે દુનીઆમા બધે એમ ચાલે છે. તે તો આ મહાભારત કાર્યથી ખરૂ કામ કરનારા મનુષ્યની માફક દૂર જ રહેતો.

જૂન માસ અર્ધો વીત્યો ત્યાર પછી વરસાદ શરૂ થયો. કલકત્તામાં વર્ષા ઋતુ બહુ દુઃખદાયી હોય છે. હેમનુ કામ પણ મંદ ઋતુ માફક મંદ થઇ ગયુ. એને બીક હતી તે જ પ્રમાણે એની ખાત્રી થવા લાગી કે આ શહેરમાં એનુ કાંઈ વળશે નહિ અને હજારો લોકોની ભીડમાં એને એકલાં એકલાં લાગવા માંડયુ.

રોજ દહાડે એ કાંઈ ધધાની ખબર મેળવવા જતો તે સાંજે પાછો આવતો. તે વખતે સુશીલ બિન્દુ તેને માટે કાંઈ કાંઇ ખાવાનુ તૈયાર રાખતી. કોઈ વખત શેરડીના કકડા, કોઇ વખત લીલાં શીંગોડાં, જમરૂખ, દાળીઆ, લીંબુનો શરબત એમ કાંઇ ને કાંઈ કરતી. હેમને એવુ કાચુ કોરૂ બહુ ગમતું હતું. તે ખાઇને બિન્દુ જોડે વિવિધ વિષય ઉપર ચર્ચા કરતા તે તેનો થાક ને નિરાશા ભૂલી જતો. સંધ્યાકાળ થતી ત્યારે અગાસી ઉપર એની સાથે ઠડકમા બેસતો, છોકરાં પાસે બેસીને રમતા; બિન્દુ પોતાના ગામની વાતો કહેતી અને ત્યાંના એકાંત શાત રસ્તાનાં, કલકત્તાની ગીરદી અને ધમાલ સાથે સરખાવતાં વખાણ કરતી. ગામડેથી આવી તેના કરતા એ જરા સુકાઈ ગઈ હતી અને તેના મોં ઉપર જે ગુલાબી હતી તે જતી રહી. કલકત્તામાં ઘરમા પુરાઈ રહેવાથી એ ફીકી થઈ ગઇ હતી.

ભલો શરત બિચારો રોજ સાંજરે તેમને મળતા આવતો. તે વખતે બિન્દુ એના ઘરનું બધુ કામ પડતું મુકીને દીવો સળગાવતી અને સાદડી ઉપર બધાં બેસતાં અને બે ઘડી ગમત કરતાં. શરત બહુજ ઉત્સાહી હતો.

કૉલેજની તથા એના ઈંગ્રેજી અભ્યાસની વાતો કરતાં કદી તે થાકતો નહિં. કલકત્તાની શોભા, તેની વિવિધ સંસ્થાઓ, તેની દોલત તેમ જ દરિદ્રતા વગેરેની વાતો એ ઘણી હોંસથી કરતો. ત્યાંના પ્રતિષ્ઠિત લોકોના પ્રયાસ અને સિદ્ધિની વાત કરતાં એ ગળગળો થઈ જતો. મહાશય વિદ્યાસાગર અને અક્ષયકુમાર જેમણે પોતાનાં જીવન સંસારસુધારામા અને સાહિત્યમાં અર્પણ કર્યા હતાં; દયાનંદ સરસ્વતી જેણે રામમોહનરાયની માફક ઉત્તર હિંદુસ્થાનમાં સનાતન એકેશ્વર હિંદુ ધર્મનો ઉપદેશ કર્યો હતો, મધુસૂદન અને બંકિમચંદ્ર જેમણે દેશના સાહિત્યની ઉન્નતિ કરવાને પ્રયાસ કર્યા હતા, તેમ જ રામગોપાળ અને હરિશ્ચંદ્ર જેમણે હિંદુસ્થાનને માટે સ્વતંત્ર હક્ક મેળવવા પ્રયત્ન કર્યા હતા, આ તથા બીજા અનેક મહાન પુરુષોની તે વાતો કરતો. તે સમયના લોકપ્રિય વાઈસરોય લૉર્ડ રિપન જેણે રાજ્યકાર્યમાં લોકની સહાયતા સ્વીકારી હતી તેના તરફ ઉપકાર વૃત્તિ દર્શાવતો.

એની વાતો હેમ એક મોટા ભાઈની માફક આનંદ અને ઉત્સાહથી સાંભળતો અને બિન્દુને તો એના બોલવાથી કાંઈ બહુ જ ખુશી થતી. એને તો શરત નાનો બાળક–કેરીઓ ચોરતો અને ઝાડ ઉપર ચઢતો જ સાંભરતો. આ કિંચિત પ્રકાશવાળી ઓરડીમા એક બીજુ જણ પણ લક્ષ દઈને એ સર્વ વાત સાંભળતું હતું. બાળક સુધા ખાવાનું ને ઉંઘવાનું ભૂલી જતી અને એક ચિત્તે તે ઉમંગી વક્તાના મોં સામુ અંધારામાં બેસીને જોયા જ કરતી. તેનો ઉત્સાહ અને દેશભક્તિના તેના વિચારોથી એ સાનંદોલ્લાસથી દિઙ્મૂઢ જ થઈ જતી.

શરત એની વાતો કરીને ઘેર જવાને નીકળતો ત્યારે ઘણીવાર મધ્યરાત્રિ થતી અને દીવાની જ્યોત પણ પુરી થઇ જતી. ત્યાર પછી હેમ અને બિન્દુ વાળુ કરતાં અને સુધા તો ખુશ થઇને આનંદમાં જ તલ્લીન થઈને ઉંઘી જતી. હમેશ રાત્રિના શાંત સમયે તે પોતાના કાનમાં શરતના અવાજનું સંગીત સ્પષ્ટ શ્રવણ કરતી.

## પ્રકરણુ ૨ જું.

### રોશનીવાળી વાડી.

જેમ જેમ દિવસ જતા હતા તેમ શરત એક નવા જ પ્રકારનું જીવન ગાળવા લાગ્યો હતો. કૉલેજમાં ઘણો ઘણો વખત સુધી એકાન્તમાં રહ્યો હતો અને માત્ર અભ્યાસમાં જ ચિત્ત રાખ્યાથી એનું મન બહુ દૃઢ અને કાર્ય-

પરાયણ થયુ હતું પણ તેથી તે શરમાળ અને ગમગીન સ્વભાવનો થઇ ગયો હતો. આ દેશમાં કૉલેજના વિદ્યાર્થીઓ અને ગુરુઓ વચ્ચે ઇંગ્લાંડની પેઠે સસર્ગ હોતો નથી તેમ જ આપણા યુવકો રમતગમત અને કલબોમા પણ ત્યાની પેઠે ઉત્સાહપૂર્વક ભાગ લેતા નથી. રાત દિવસ પુસ્તકોનું અધ્યયન તેઓ કરે છે અને તદુરસ્તી બગાડે છે શરતના જેટલી સખત મહેનત કોઇ જ કરતું નહિ. તેમ એના જેવુ એકાંત નિરુદ્યમી જીવન પણ કોઇ ગાળતું નહિં. તેને ગમગીની જ અનુકૂલ થઇ પડી હતી. સાજરે ઘડીવાર તે એકલો એકલો પોતાની ઓરડીમાં ને ઓરડીમાં ફરતો અને મહાન ઈંગ્રેજી કવિઓની કવિતાઓ બોલતો. આ પ્રમાણે તે એક જુદા જ પ્રકારની દુનીઆમા પોતાની અભિલાષાઓ ખીલવતો અને અભ્યાસમા દિવસ કહાડતો હતો

**હે**મ, **બિન્દુ** અને **સુ**ધાના સમાગમમાં આવતાં તેના જીવનમાં એક નવા જ પ્રકારનો ફેર શરૂ થયો ઘણો કાળ એણે એકાત જીદગી ભોગવી હતી તેથી સ્રીની સુદરતા અને મનોહરતાની અસર એના મન ઉપર હવે અત્યત થવા માડી. એના મનમા કાઈ જુદા જ પ્રકારનો આનંદ ઉદ્ભવ્યો. **બિન્દુ**ની સુશીલતા, મધુરતા, તેમ જ પોતાના વિચારોમા એકમતતાને લીધે તે તેના તરફ વધારે આકર્ષાતો. તેની નમ્રતાથી તેના અત:કરણમા નવો પ્રકાશ પડવા લાગ્યો એના આનદી ઘરમા જવાનુ એને વધારે મન થવા લાગ્યુ. ઘણા દિવસ સુધી આ પ્રકારનુ સુખ અને આનદ **શ**રતે ભોગવ્યો. અને સ્રીના ઉન્નત સ્વભાવની છાપ એના મન ઉપર પડી. **હે**મને કલકત્તામા કોઈ સાથી ના હોવાથી તે એને પોતાનો ભાઇ જેવો ગણતો બાળક **સુ**ધા પણ આ ઉત્સાહી યુવાનને પોતાની સ્વાભાવિક સરલતાથી આવકાર દેતી.

ધીમે ધીમે એક જૂદી જ ઉડી અને ઋજુ વૃત્તિએ તેના મનમા વાસ કર્યો. **સુ**ધા તરફ તેની એક જુદા જ પ્રકારની લાગણી થઇ. તેની મનોહર મૂર્તિ નિરતર તેની આખ આગળ રમવા લાગી અને અભ્યાસની ચોપડીના પાના આગળ પણ દેખાવા લાગી. પ્રાચીન ઇતિહાસ કે અર્વાચીન તત્ત્વજ્ઞાનના નીરસ પુસ્તકના પાના ફેરવતા તેના અંતઃકરણમાં જુદો જ તરેહનો ક્ષોભ થવા લાગ્યો. તેને હરતા ફરતા **સુ**ધાના મધુર સ્વરનું શ્રવણ થતું અને દરરોજ સાજરે તેના મિત્રને માત્ર મળવાની ખાતર જવાને બદલે જુદી જ આશાથી તે ત્યા દોરાતો. **હે**મનું ઘર તેને આશા અને સ્નેહનું સ્થાન બન્યું.

મનુષ્યને એક વાતની ખબર હોય છે તો પણ તે પૂર્ણ રીતે તેનું મન કબુલ કરી શકતું નથી. મનુષ્ય સ્વાર્થથી દોરાઇ કામ કરતો હોય તથાપિ

કર્ત્તવ્ય કરે છે એમ મનથી પોતાને મનવ છે. શરત જો કે નક્કી જાણતો હતો કે તે દરરોજ અભ્યાસમાંથી વખત કહાડીને હેમને ઘેર માત્ર કાંઈ એ સર્વેને મળવાની ઇચ્છાથી જતો નહોતો તે છતાં એ પોતાના મનને છેતરવાનો પ્રયત્ન કરતો.

એક રાત્રે આકાશમાં અસંખ્ય તારા ઝળક ઝળક થતા હતા. રસ્તા ઉપરનાં ઝાડ અને પાંદડાં ધીમે ધીમે હાલતાં હતાં, પવન મંદ મંદ વાતો હતો. દિવસના પ્રમાણમાં રાત ઘણી ખુશકારક હતી. હેમ હજી સુધી ઘેર આવ્યો નહોતો. બિન્દુ રસોડામાં ગઇ હતી. સુધા શરતની પાસે અગાશીમાં એકલી જ હતી. રાત્રિની સ્વસ્થતા સાથે સુધા પણ મૌનશીલ બની ગઇ હતી અને ચળકતા અસંખ્ય તારા સામુ જોઈ રહી હતી. તે શરતની એટલી પાસે હતી કે તેના માથાના વાળ તેના મોંને લગભગ સ્પર્શ કરતા હતા. આટલાથી શરતનું મન રસમત્ત બની ગયું. ઘણીએ વાર તારાના પ્રકાશ વિષે તેઓએ વાત કરેલી હતી, અને તેના શિખવવાથી દરેક ગ્રહ તથા નક્ષત્રનાં નામ સુધાને આવડયાં હતા. તારાસમૂહ, સૂર્યના રાશિચક્રો, આકાશમાંની મહાન મંદાકિની ઇત્યાદિ સર્વે તે ઓળખતી હતી. આ દેશના શોધકોએ ત્રણ હજાર વર્ષપર એ સર્વેનાં નામ પાડયાં હતાં અને પ્રાચીન સમયની અસંખ્ય કથાઓ એ ઉપરથી રચાઇ છે. આ સર્વે ગ્રહમંડળ જગન્નિયંતાની મહાન સત્તાના ગૂઢ નિયમ પ્રમાણે ક્રમણ કરે છે તે પણ તે જાણતી હતી.

આ પ્રકારની વાતચીતથી શરતના મનમાં કાંઇ નવા જ તુરંગો ઉત્પન્ન થયા હતા. સુધા એક નવા જ જ્ઞાનનુ પાન કરતી હતી. અને તેનું મન આ મહા વિદ્વાન તથા સુકોમળ મિત્ર તરફ વધારે આકર્ષાયુ હતું.

"પણ શરત, આજે તમે તારા વિષે વાત કરતા કેમ નથી ? મને તો એવી વાતો બહુ ગમે છે."

શરત સ્વપ્નમાંથી જાગ્યો.

તેણે અચકાતે અચકાતે કહ્યું, "આજે હું તારા વિષે વિચાર કરતો નહોતો." તેની દૃષ્ટિ સુધાની ચળકતી આંખ તરફ જ હતી.

સુધાએ સરળતાથી અને કોમળતાથી પૂછ્યું. "ત્યારે તમે શેનો વિચાર કરતા હતા ?"

"હું આ સંસાર વિષે—સાંસારિક ઘર વિષે વિચાર કરતો હતો."

"શરત ! તાલપુખરમાં તમારૂં જે ઘર છે તે કરતાં બીજું કેવું સુખી ઘર તમારે જોઇએ છે? કાવીતારા અને તમારી મા જ્યાં છે તે કેવું સુખી ઘર છે?"

"સુધા એ જગા મને પ્રિય છે ખરી, પણ એ હજી મારૂં ઘર કહે-વાય નહિં. બાળપણનાં સ્નેહી ઉપરાંત પુરુષ અન્ય સુખની ઇચ્છા રાખે છે."

થોડીવાર બન્ને ચુપ રહ્યાં.

નિર્દોષ સુધાએ અજાણપણાથી કહ્યું, "હા' તમે શું કહેવા માગો છો તે હવે હું સમજી. પણ તમે અધીરા શું કરવા થાઓ છો? હજુ તો તમે બહુ એ સુખી થશો કેમકે ભાઇ, તમે થોડા વખતમાં પરણશો, અને અમે બધાં અમારી ભાભીને મળવા આવીશું."

શરતનામાં જવાબ દેવાનું ધૈર્ય ના હોવાથી તેણે મોં ફેરવી નાંખ્યું, પણ હાથ સુધાના હાથ ઉપર મુક્યો.

"શરત તમારા હાથ આટલા ઠંડા કેમ છે? અને તમે બોલતા કેમ નથી? મારા ઉપર કાંઈ ગુસ્સે થયા છો કે શુ? કે તમે મારાથી તમારા મનની કાંઈ ચિંતા ગુપ્ત રાખો છો?"

તે જગા, તે સમય અને મનોભાવ સર્વે આ માણસને પ્રતિકૂલ થયાં હતાં. આટલા વખત સુધી અંતઃકરણમાં ગુપ્ત રાખેલા ભાવે બળ કરવા માંડયું. હજી સુધી એ વિષય ઉપર એક શબ્દ એ બોલ્યો નહોતો તે બોલવાને ઉત્સુક થયો. બોલવા જતો હતો તેટલામાં તે અચક્યો અને દાદરપર કોઇનાં પગલાં સંભળાયાં, તેના તરફ તેણે લક્ષ લગાડયું

હેમ આજે મોડો ઘેર આવ્યો હતો,. તે બિન્દુની સાથે અગાશીમાં આવ્યો. બિન્દુએ પોતાના પતિ તરફ જોઇને હસતાં હસતાં કહ્યું, "આ બે જણા તો તારા જોવામાં ને જોવામા જમવાનુ એ ભુલી ગયાં છે"

અપરાધીની પેઠે શરત અગાશીને બીજે ખુણે જઇને ઉભો અને તારા તરફ જોવા લાગ્યો. તેના અંગમાં લોહી પર જોરથી વહેતું હતું, હૃદય ધડ-કતું હતું અને બધાં અવયવ ધ્રુજતાં હતાં, પણ હોઠ ઉપર આવેલો શબ્દ બોલતે તે અચકાયો હતો તેથી તેણે ઇશ્વરનો ઉપકાર માન્યો. ઘણા જ ઉંચા શિખર ઉપરથી પડતાં પડતાં તે બચ્યો હતો, વિશ્વાસઘાત કરતાં કરતા તેને ઇશ્વરે બચાવ્યો હતો. પ્રયાસ કરીને પોતાનું બધુ બળ એકઠું કરીને તેણે મોં ફેરવ્યું અને સ્વસ્થતાથી તે બિન્દુની સાથે વાત કરવા લાગ્યો.

"હા, બિન્દુ બહેન, તારા તપાસવામાં અને એવી તુચ્છ બાબતોમાં મેં બહુ વખત ગાળ્યો, હવે મારે સુધરવું જોઇએ. મારી પરીક્ષા પાસે આવે છે અને પાસ થવુ હોય તો મારે વધારે મહેનત કરવી જોઇએ. હવે તમને આ ઘરમાં તો બધી સગવડ છે ખરૂં કની? તેમ કરતાં એ તમારે કાંઇ

જરૂર પડે તો મને કહેડાવતાં અચકાશો નહિં, કેમકે હવે મારાથી રોજ સાંજરે આવી શકાશે નહિ. અઠવાડીઆમાં એકાદ દિવસ આવી જઈશ."

"શરત, બરોબર છે." હેમે કહ્યું, "મને ઘણીવાર એમ લાગતું હતું કે અમે તારો ઘણો વખત રોકીએ છીએ, તું નિશ્ચિંત રહેજે. અમે રોજ તારે ઘેર માણસ મોકલીશુ એને જરા જરૂર પડશે તો તને કહેડાવીશું, માટે તું નિરાંતે તારા અભ્યાસ ઉપર એક ચિત્તે લક્ષ રાખજે. તારૂં ભાગ્ય મોટું છે માટે એકનિષ્ઠાથી પ્રયત્ન કરજે."

એકદમ તેણે જવા માંડ્યુ પણ જતાં જતાં એકવાર સુધા તરફ દૃષ્ટિ કરી લીધી સુધાએ જરા મુઝવાઇને કહ્યું, "શરતને કાંઈ આપણા ઉપર ખોટું લાગ્યુ જણાય છે."

"ના, રે, ના, બહેન, એ તો એમની પરીક્ષાને લીધે મુંઝાયેલા છે."

એક કલાક વીતી ગયો હેમે જમી લીધું હતું અને ચાંદની ખીલવા માંડી હતી તેથી તે નિત્યનિયમ પ્રમાણે રસ્તા ઉપર ફરવા નીકળ્યો. સુધા અને બિન્દુ ઊંઘી ગયાં હતાં. વિચારમાં ને વિચારમાં એકાદ કલાક સુધી હેમે ચાલ્યા કર્યું.

ભવાનીપુરથી બહુ દૂર સુધી તે જતો રહ્યો. બાલીગંજ તરફ કશનાં એને કાને મોટી ગાડી તથા ઘોડાનો અવાજ પડયો. પાછળ ફરીને જોયું તો એક મોટી બે ઘોડાની બગી આવતી જોઇ હેમ બાજુ ઉપર ઉભો રહ્યો. બગી એની પાસે થઇને એક મોટી વાડીના દરવાજામાં પેઠી. એક ક્ષણ પછી એક બીજી બગી આવી. આ ગાડીના ઘોડા મોટા અને કાળા હતા. તે જ વાડીના દરવાજામાં આ ગાડી પણ ગઈ. આ ગાડીમાં કોઈ નાજુક સ્ત્રીઓ હસતી હોય એવું હેમને લાગ્યુ.

કોની ગાડી હશે અને અંદર કોણ હશે તે જાણવાની ઈચ્છાથી તે દરવાજાની પાસે ગયો તો એક મોટો દરવાન દરવાજે સાચવવા આમ તેમ પેરો ભરતો હતો. બગીચો બહુ મોટો હતો અને તેમાં ચારે તરફ પહોળા રસ્તા હતા. વચ્ચે વચ્ચે સંગેમરમરનાં મોટાં પુતળાં હતાં અને રંગબેરંગી ફુવારા હતા. મકાનમાં અનેક દીવા પ્રકાશતા હતા.

ધીમે રહીને તેણે દરવાનને પૂછ્યુ, "દરવાનજી, આ વાડી કોની છે?"

દરવાને દહાડીએ અને મુછે હાથ ફેરવતાં ફેરવતાં જવાબ દીધો, "અરે ભાઇ, આ વાડી કોની છે તે તને ખબર નથી? શહેરના દરેક ગૃહસ્થ આ ઘર જાણે છે. હું ધારૂં છું કે તું કોઈ અજાણ્યો પરદેશી છે."

"હા, દરવાનજી, આ શહેરમાં હું થોડા જ દિવસથી આવ્યો છું અને આ બાજુએ તો પહેલવહેલો જ આવું છું."

"તેસ્તો, કારણ કે અહીં વસનારા તો બધા લોકને આ વાડીની ખબર છે. શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો, જમીનદારો, વકીલો અને વેપારીઓ સર્વે આ ઘરમાં આવ જા કરે છે."

"હા, તે હશે પણ હું તો ગરીબ માણસ છું તેથી આ વાડી કે વાડીના માલીક વિષે કાંઈ જાણતો નથી."

"ભાઈ, તારા જેવાને અહીં બોલાવે કોણ? આજ રાત્રે તો અહીં મોટો બપકાબંધ નાચ છે. ઘણા લોકોને નોત્રેલા છે, નાટક કંપનીની ગુણકા નાચ કરવાની છે તેનું મોં જોવાની તક કોણ ખોવાનું છે?"

"પણ તારા શેઠનું નામ શું છે તે તો કહે?"

"અરે રે! એટલુએ નથી જાણતો? કેમ 'મારા' શેઠ તો ધનપુર-વાળા ધનજય."

હેમના માથા ઉપર મોટો પથ્થર પડયો હોય એવું એને લાગ્યુ. રસ્તાની એક બાજુએ એક બેઠક હતી તે ઉપર તે બેસી ગયો. તેને એક ક્ષણ એક વરસ જેટલી લાંબી લાગવા માડી. તેનાથી ધીમે રહીને બોલાઈ જવાયુ. "અરેરે ઉમા! જો ગાડી ઘોડા ને વાડી વજીફાથી મનને સુખ મળતું હોત તો તારો ચહેરો આવો દુ:ખી ના હોત"

અર્ધાએક કલાક સુધી હેમ દિલગીરીમા ગરકાવ થઇને પડી રહ્યો. પછી છેવટ મનમા કાંઈ દૃઢ સકલ્પ કર્યો. તે ધનજયને બાળકપણથી ઓળખતો હતો. લગ્ન પછી ધનંજય ઘણીવાર હેમને ઘેર આવતો જતો અને હેમ સાથે સારી રીતે વર્તતો. તેણે તેને દુરાચારથી બચાવવાને કાંઈ પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. તે જ રાત્રે ભરી મીજલસમા જઈને હેમે તેને મળવાનો વિચાર કર્યો. દરવાન પાસે તે ફરીથી આવ્યો, ત્યારે તેણે પૂછ્યું, "કેમ વળી શુ છે? કોણ જાણે શા માટે તું આજ ક્યારનો અહીં ભમ્યા કરે છે?"

"ભાઈ, મારે તારા શેઠને મળવું છે, મને અંદર જવા દઈશ?"

"પણ તને કાંઈ આજની મીજલસનુ આમંત્રણ છે? આવી વખતે તારા જેવા માણસને કોઇ બોલાવે તો નહિ. મારા શેઠ પણ કાંઈ તને જોવાને બહુ આતુર નહિં હોય."

"એમને જઈને કહે કે તાલપુખરથી હેમ નામે કોઈ માણસ આવ્યો છે. મારૂં નામ સાંભળીને જરૂર મને અદર બોલાવશે.'

"તાલપુખરથી ઘણાએ ગામડીઆ શેઠને મળવા આવે છે પણ મારા શેઠને કાંઈ બધાને મળવાની ફુરસદ હોતી નથી."

"દરવાનજી ! તારા શેઠ તાલપુખર પરણેલા છે તેથી તેમના બાળપણના ઓળખીતાને મળવાની ના નહિં કહે."

દરવાન જરા ખસીઆણો પડી ગયો. પહેલ વહેલો તો તેણે આ ભટકતા માણસને કહાડી મૂકવાનો વિચાર કર્યો, પણ પછી વળી તેને એમ લાગ્યું કે વખતે શેઠના સાસરા તરફનો કોઈ માણસ હોય તેનુ એવું અપમાન કરે તો શેઠ કદાપિ ગુસ્સે થઇ બેસે તેથી હેમને બેસાડીને અંદર વરદી આપવા ગયો અડધા કલાક પછી દરવાન પાછો આવ્યો અને હેમને ઘણા આવકારથી અંદર જવાનું કહ્યું. મોટા દાદર ઉપર થઈને તે એક વિશાળ દિવાનખાનામાં ગયો.

ધનંજય તેના જેવા મોજીલા મિત્રો સાથે બેઠલો હતો. હેમને આવતો જોઈને તે ઉઠયો અને તેને મળ્યો. મુખમલથી મઢેલા એક કોચ ઉપર તેને બેસાડયો. હેમને આથી સંતોષ થયો. દિવાનખાનાનો ભપકો જોઇને એ તો દિઙમૂઢ જ થઈ ગયો હતો. તેણે ઘણા યુરોપીઅનના ઘરનો ભપકો બહારથી જોયો હતો. વાઇસરોયના મહેલના વિશાળ દરવાજા જોયા હતા, પણ અંદર કદી ગયો નહોતો. મોટી વિલાયતી દુકાનોમાં કોઇ કોઈ વાર ડોકીયાં કર્યા હતાં પણ આ દિવાનખાના જેવા ભપકાબંધ ઓરડામાં તેણે જન્મારામા કદી પગ મુકયો નહોતો.

ધનંજયના કેટલાક ટીખળી અને ચતુર મિત્રો તો કયારનાએ આ હેમને જોતા હતા.

ધનંજયની જમણી બાજુએ સુમતિ નામનો એક યુવક ઝીણી કાળી કોરનુ ધોતીઉં પહેરીને કાળી કોરનો દુપટ્ટો હોડી બેઠો હતો. એ કાંઈ ખાસ મોટો શેઠીઓ નહોતો. તોએ કલકત્તાના ઘણા શેઠીઆની સાથે જ્યારે ત્યારે જોવામાં આવતો. ઘણા શેઠીઆ પાસે તે પૈસા પડાવતો; તે પૈસાની લેણદેણમાં એક બાહોશ નાણાવટી ગણાતો. ખત અને હાથ દસ્કતની ચીઠીઓ ઉપર થોડા ઘણાને તે નાણાં ધીરતો તેમ જ મોટી મીલ્કત મળવાની વકી રાખનારા સગીર શેઠીઆઓને એની સલાહ ઉપયોગી થતી. આ સર્વ તો ગુપ્ત રહેતું, પરંતુ એનાં ટીખળ અને મસ્કરી ઠઠ્ઠા જગજાહેર હતાં.

તેની પાસે જદુનાથ નામનો એક ગૃહસ્થ હતો એ બહુ જ વાતોડીઓ હતો. એ વકીલાત કરતો હતો અને વિલાયતી રીતભાત રાખતો

હતો. તેથી કાંઈ ખાણું કે ઇવિનીંગ પાર્ટી આપવી હોય તો સર્વ તેની સલાહ પૂછતા. વિલાયતી દારૂ વગેરેનો પરીક્ષક જોઈતો હોય તો તે હતો. એની બોલવાની છટા પણ બહુ હતી. સ્વદેશભક્તિ અને સ્વદેશી રીતભાત પાળવા ઉપર તેણે કલકત્તાના ટાઉન હૉલમાં અનેક ભાષણો આપ્યાં હતાં અને દરેક વખત શ્રોતાજનો તેના ભાષણના તાળીઓ પાડી વખાણ કરતા હતા. ઉમેદવાર યુવકો તથા પૈસાદાર પિતાઓનો તે મિત્ર હતો. અને લગ્નના સબંધ જોડી આપનાર તેને મેળવી લેવા ફાંફાં મારતા.

તેની પછવાડી હરિશંકર નામનો અમલી દેખાવનો માણસ દેશી કપડાં પહેરીને બેઠો હતો. ટુંકી બાંયનો બકલ ટાંગેલો તેણે પહેર્યો હતો અને ગજવામાં સોનાની સાંકળી વાળી ઘડીઆળ હતી. હરિશંકર અસલ વાગનો માણસ હતો અને તે પ્રમાણે ચાલવાનો ડોળ બહુ જ કરતો. તેનું ઈંગ્રેજી જ્ઞાન કાંઈ ઘણું નહોતું પણ તે બહુ હોશીઆર હતો. એની વ્યવહારકુશળતાની ફત્તેહ આગળ બબલા જુવાનીઆઓનું કાંઈ ચાલતું નહિં. તે ઓફીસમાં જતો ત્યારે એક મોટો લાંબો સફેદ ફેંટો માથે વીંટાળતો અને અસલી હિંદુ લોકની ઢબ પ્રમાણે ઈંગ્રેજી ઉચ્ચાર કરતો. તે પોતાના દેશના રીતરિવાજોને ચુસ્તપણે વળગી રહેતો તેથી યુરોપીઅન ઉપરી અધિકારીઓનો બહુ માનીતો હતો. જુવાન મંડળને એની વર્તણુક યુરોપીઅન અધિકારીઓ આદર્શરૂપે દેખાડતા. હરિશંકર પાકો હતો અને જાણતો હતો કે આ ઢોંગ કર્યાથી ફાયદો થશે અને થયું પણ તેમ જ. એના કરતાં વધારે ભણેલા અને હોશીઆર માણસો કરતા એને વધારે ઉંચી પાયરીએ ચઢાવ્યો હતો. અમલની રૂઢિનો આ સ્તંભ ઘેર આવી બ્રાહ્મબંધો સાથે બેસી દારૂના ગ્લાસ ગુપ્ત રીતે ઉડાવતો અને પોતાની બડાઈની વાતો કરતો.

હરિશંકરની પાસે કુમેકર નામનો માણસ બેઠો હતો એ બધી રીતે વિલાયતી રીતભાતનો હીમાયતી હતો. તે યુરોપ જઈ આવેલો હતો અને ઘણોજ ટચાક થઈ આવ્યો હતો. અસ્ત્રીબંધ અક્કડ શર્ટ, નવી જ ફેશનનો કોટ અને નેકટાઇ અને આર્મ્સ્લામ વગર તો ડગલું ભરતો નહિં અને દારૂ પીવામાં તો કાંઈ બાકી જ નહોતો રાખતો. ઇંગ્રેજી ભાષાના ઉચ્ચાર તેના બહુ જ શુદ્ધ હતા અને સર્વ રીતભાત તદ્દન ઈંગ્લીશ હતી. તેના કરતાં ઓછા કેળવાએલા લોકો તેને જોઇને બહુ જ આશ્ચર્ય પામતા અને તેનાં વખાણ કરતા. ઉછરતા જુવાનીઆ તેને પગલે પગલે ચાલવાનો પ્રયત્ન કરતા અને એમ જાણતા કે અમે બહુ કેળવાઈ ગયા છીએ.

હરિશંકરની બીજી બાજુએ દિગંબર અને વિશ્વંભર નામના મોટા

વેપારીઓ બેઠા હતા. આ સર્વની પછવાડી બીજા કેટલાએક લોક સફેદ વસ્ત્ર પહેરીને બેઠા હતા. ખુશબોદાર રસમય ફુલની આસપાસ જેમ મધમાખીઓ એકઠી થાય તેમ ધનંજયનો પૈસો ચુસી લેવાને તેની આસપાસ કેટલા લોકો એકઠા થતા. જગતમાં આવા દેખાવની ખોટ નથી.

આવી સભામાં હેમ ધનજયને શું કહી શકે? પહેલ વહેલાં તો એણે આ નવી વાડીનાં વખાણ કર્યાં. સર્વ સભાજન અલબત્ત તેમાં સામિલ થયા. ધનંજયે તેને નાચ થાય ત્યા સુધી બેસવાનું કહ્યું. હેમે તાલપુખર અને ઉમાના બાપ વિષે કાંઈ વાત કરવાનો પ્રયત્ન કર્યો પણ ધનંજયને એ વાત કાંઈ પસંદ પડી નહિ. એને એમ લાગ્યું કે એ સર્વે ગરીબ સંબધીની વાતથી હું મારા મિત્રો આગળ હલકો ગણાઈશ. વખત વીતી જતો હતો અને સર્વે અંધારા થવા લાગ્યા હતા બીજા ઓરડામાંથી નાચનારી છોકરીઓના શણગારનો અવાજ આવતો હતો એક જણે વાજીંત્ર હાથમાં લીધું, બીજાએ દારૂની બાટલી તરફ દૃષ્ટિ કરી અને વળી ત્રીજાએ ઘડીઆળ સામું જોવા માડયું. હેમ સમજી ગયો તેથી તેણે ધનંજયની પાસે ઘેર જવાની રજા માગી.

મધરાત થઈ ગયા પછી તે ઘેર આવ્યો અને બિન્દુની સાથે બોલ્યા ચાલ્યા વગર સુઈ ગયો. એને બહુ જ દિલગીરી લાગી હતી તે એટલી ઉંડી હતી કે તે તે વિષે કાંઈ બોલી શકયો નહિ.

---

## પ્રકરણ ૩ જું.

### શૂન્ય ઘર.

બીજે દીવસે પ્રાતઃકાળમાં હેમચંદ્રને લાગ્યું કે કાલની મુલાકાતનું કાંઈ પ્રયોજન થયું નહિ. તેણે વિચાર્યું કે મને લાગે છે કે દુઃખને સમયે સ્ત્રીઓ જ સ્ત્રીઓને સહાય થઈ શકે. હું સર્વ હકીકત બિન્દુને કહીશ પછી તેને યોગ્ય લાગશે તેમ કરશે.

બિન્દુએ તો જ્યારથી પતિને તે દિવસે જોયો ત્યારથી સમજી ગઈ હતી કે તે કાંઇ ઉંડી ચિંતામાં ગ્રસ્ત છે, તેથી તેણે પૂછી જોયું કે કાંઈ માઠા સમાચાર તો નથી આવ્યા? હેમે ગંભીર ચહેરે સર્વ હકીકત કહી અને છેવટે બોલ્યો, “ધનંજય હજી બાળક છે અને મુર્ખ છે. બીજાનો દોરાએલો આડે માર્ગે ગયો છે. કલકત્તાના લુચ્ચામાં લુચ્ચા લોકો તેને ચુસી લેવાને

તેના આયપાસ બસે છે મને તો લાગે છે કે એનો પંમો કાંઈ ઝાઝી વાર પહોંચશે નહિં અને એની વડુ દુઃખી અને શૂન્ય જીંદગીને લીધે હીજરાઈ હીજરાઈને મરી જશે."

આ સર્વ હકીકત સાંભળીને બિન્દુની આંખમાં આંસુ સમાયાં રહેતાં નહોતાં, પણ એકદમ આંખ લુછી નાખીને તે બોલી, "મને તો તે દિવસનુ લાગ્યું હતું અને ઉમા એ તે સર્વ સમજી ગઈ છે."

"કલકત્તે આવી ત્યાર પહેલાં એને શી રીતે ખબર પડે?" હેમે પ્રશ્ન કર્યો.

"તે તો કોણ જાણે પણ ગમે તે રીતે એના વરની વર્તણુક વિષે એ ચેતી ગઈ હતી ખરી, પણ એ જરા શરમાળ અને થોડા બોલી છે તેથી મનના દુઃખનો એક શબ્દ બહાર પાડતી નથી. એટલુ જ કે લાલ-પુખરથી નીકળતી વખતે તે બહુ જ રડી હતી. તે વખતે અમને એમ લાગ્યુ કે એને કાંઇ મનની વ્યથા બહુ જ હોવી જોઇએ."

"પણ આપણે તે કરીએ શુ? મે જોયુ તેટલા ઉપરથી મને તો એમ જ લાગ્યું કે બે એક વર્ષમાં ધનંજયની દોલત બધી પુરી થશે. તેમ એનુ શરીર પણ કાંઇ ઝાઝો વખત ટકી શકશે નહિ. તેથી ઉમાના નસીબમાં તો, સૌન્દર્ય અને જુવાની છતાં ભીખ જ માગવાનું રહેશે.'

"તમે તો એ વર્ષ પછીની વાત કહો છો પણ હાલ તરતના દુઃખનો શો ઇલાજ? ઉમા જેવી સ્ત્રી એના ધણી તરફથી આવુ અપમાન અને બેદરકારી શી રીતે સહન કરી શકે? એ તો ધનપુરના મોટા કુટુબમા સગા સબધી સાથે રહેલી છે તેને અહીં કલકત્તાના એકાંત અને નીરસ જીંદગી શી રીતે પસંદ પડે? અને છોકરાં એ નથી કે તેમા મન પરોવાય નથી કોઇ સગાં વહાલા કે નથી કોઇ મિત્ર એની પાસે કે મનનો ઉભરો ખાલી કરે. તમે એને શહેરના ઘરમા જઇને કેમ મળ્યા નહિ?"

"વાડીમાં આ પ્રકારનો રંગ જોયો ત્યાર પછી એને મળવા જવાની મારી છાતી ચાલી નહિ તું એને જઇને મળ અને તારાથી જે થાય તે કરીને એને મદદ કર. ઇશ્વર એના સામુ જુવે તો સારૂ."

તેજ દિવસે બપોરે જમ્યા પછી સુધાને છોકરાં સોંપીને બિન્દુ પડદા-વાળી પાલખીમાં બેસીને ઉમાને મળવા ગઈ. સુધાને પણ એની સાથે જવાનું બહુ મન હતું. પણ બિન્દુએ કહ્યું, "આજ નહિં, વળી ફરી જઇશ ત્યારે લઈ જઇશ."

દરવાજામાં થઈને ઠેઠ ઘરની અંદર પાલખી ગઈ. ઉત્તર હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્યનુ જોર વિશેષ હતું તેથી ઉંચાં કુટુંબની હિંદુ સ્ત્રીઓમાં પણ પડદાનો ચાલ ઘણો દાખલ થએલો છે પાલખીમાંથી ઉતરીને બિન્દુ દાદર ઉપર ચઢીને વિશાળ શયનખડમા દાખલ થઇ. ઉમા એકલી બેઠી બેઠી વાળ હોળતી હતી તેને જોઈને બિન્દુને કપારી છૂટી. જે સ્ત્રી પોતાની સુંદરતા માટે પ્રખ્યાત હતી તેના આ હાલ!

એની ચામડીનો રગ પીળો ને ફીકકો પડી ગયો હતો, આંખની આસપાસ કાળી રેખાઓ પડી ગઈ હતી, તેનાં હાડકા બહાર નીકળ્યાં હતા અને આખુ શરીર હાડપિંજર જેવુ થઇ ગયુ હતું. ચાર મહિના ઉપર તે ભર જુવાન અને ખુબસુરત દેખાતી હતી આજે તે ચાળીસ વર્ષની બાદલી સ્ત્રી જેવી દેખાતી હતી ગળાની સોનાની કંઠી એને મોટી પડતી હતી અને પાતળા કાડા ઉપર બગડીઓ પણ ઢીલી પડતી હતી.

પગથીઆં ઉંપર કોઇનો અવાજ આવ્યો તે સાંભળીને ઉમાએ ઉચું જોયુ. બિન્દુને જોઇને એના મો ઉંપર આનદની રેખા જણાઈ અને તે તેને ધીરે રહીને ભેટી

" આખરે બિન્દુ તું આવી ખરી! હુ કેટલી વાર તને હમણાંની સભારૂં છુ તુ સારી તો છે ને? તારા એ છોકરા સારા છે ને?"

ઉમાના ચહેરા ઉપરથી અને એની બોલવાની રીત ઉપરથી જ બિન્દુ સર્વે સમજી ગઈ. પોતાની દિલગીરી દાબી રાખીને તેણે જવાબ દીધો, "હા, બહેન, બધા સારા છે ઉમા! તું સારી છે ને? તું આવી સુકાઇ કેમ ગઈ છે?"

"એ તો કાંઈ નહિ. અહીં પહેલ વહેલી આવી ત્યારે મારી તબીયત ઠીક નહોતી રહેતી પણ હવે તો ઠીક છે. હજી મને ઉધરસની જરા પીડા છે. મને લાગે છે કે અહીંની હવા મને માફક નથી આવતી. ભીનપુરની ખુલ્લી હવા મને ઠીક પડતી હતી."

"તને ભીનપુર જવાનુ કે આપણે ગામ જવાનુ મન નથી થતું? અમે નવરાત્રની પૂજા વખતે જવાના છીએ. તું નહિ આવે?"

"બહેન! હું કેમ કહી શકુ? એ જો મને આવવા દે તો હું આવુ."

"ત્યારે બહેન ઉમા! અહીં કોણ તારી સભાળ લેશે? અમે તો બહુ દૂર રહીએ છીએ અને છોકરાં અને ઘર મૂકીને વારે વારે આવવું ફાવે નહિં, તને ઉધરસ સખત થઇ છે અને આવી ફીક્કી પડી ગઇ છે તે કોણ તને સભાળે છે?"

"મને તપાસવાને રોજ એક ડાક્તરને આવવાનો એમણે બંદોબસ્ત કર્યો છે, તે દરરોજ આવીને મને તપાસે છે ને તે કહે છે એમ હું દવા પીઉં છું."

"એ હશે. પણ તારી આ સ્થિતિમા તો કોઈ અંગનું માણસ તારી પાસે રહેવું જોઇએ. તું કાકીને કેમ લખતી નથી? એમને લખે તો એ થોડા દિવસ અહીં આવીને રહેશે. પછી તને જરા શક્તિ આવે એટલે તને તાલપુખર એ લઈ જાય તો ત્યા તને હવાફેરથી તરત ફાયદો થશે"

"પણ વળી માને નકામી ક્યા હેરાન કરૂ? ડાક્તર મને તપાસે છે અને દવા આપે છે. નોકર ચાકર બધા તહેનાતમાં હોય છે એટલે મને કાંઈ અગવડ પડતી નથી તો પછી એને તેડાવીને શુ કરવા એને ચિંતા કરાવુ?"

"બહેન! નોકર ચાકર ને ડાક્તર વગેરે સગવડ છે એ તો ખરૂ, પણ મંદવાડમાં તો મા હાથ ફેરવે તેથી અર્ધું દરદ મટી જાય. બહેન તારે ખરે-ખરી જરૂર છે તારા વર કાંઈ નજર નથી રાખતા?"

ઉમાએ ધીમે રહીને જવાબ દીધો, "હા બહેન, મારે જે જોઇએ છે તે એ આપે છે"

ઉમાના મનમા જે ગભરામણ થતી હતી તે બિન્દુ ચેતી ગઇ બિન્દુથી તે પોતાના દુઃખની વાત છુપાવવા માગતી હતી શી રીતે વાત ઉપાડવી તેની બિન્દુને પણ કાંઇ સુઝ પડી નહિ છેવટ તેનાથી ના રહે-વાયુ તેથી બોલી.

"ઉમા, જો મારૂ સાભળ, કાકી થોડા દિવસ આવીને અહીં રહે તો ખરેખર તને ઠીક પડશે સહુને દુઃખ ને દિલગીરીની વખતે અંગના સબંધીને લીધે ઘણું આશ્વાસન મળે છે. ઉમા! તારૂ શરીર છેક ઘસાઈ ગયુ છે આમ વારે વારે ઉધરસ આવે છે તે કાંઇ ઠીક નહિ. તારે બરોબર સભાળ લેવી જોઇએ. કાકીને આજે ને આજે લખ, અથવા તું કહેતી હોય તો હુ ઘેર જઇને લખું. વહાલી બહેન! થોડા મહિનામા તારા ચહેરામા કેટલો ફેરફાર થયો છે!" એમ કહીને તેને માથે હાથ ફેરવ્યો અને તેને છાતી સરસી દાબી

શરમ કેવી રીતે તોડવી તે સ્ત્રીઓ જ બરોબર સમજી શકે. ઉમાને આ સ્નેહની અસર થઈ. સ્નેહનો એક પણ શબ્દ તેણે ઘણે વખતે સાભ-ળ્યો તેથી તેનુ અંતઃકરણ ભરાઇ ગયુ અને આખમાં આંસુ આવી ગયાં.

"બહેન ! તું તો અસલથી જ મારા ઉપર બહુ સ્નેહ રાખે છે તે હું બરોબર જાણું છુ." આટલુ જ તે બોલી શકી. એટલુ બોલીને તેણે લુગડાના છેડાથી આંસુ લુછી નાખ્યાં.

"ઉમા ! શુ તારો સ્નેહ મારા ઉપર નહોતો ? અને હજી શુ તું કાંઇ બદલાઇ ગઇ છે ?"

"બહેન, એમ તે કહેવાય ? જીવતા સુધી હુ તને ભૂલવાની નથી."

"બહેન, ત્યારે તું તારા મનનુ દુ:ખ મારી આગળ શુ કરવા સતાડે છે ? હું કાંઇ બધુ સમજતી નથી એમ છે ? હુ શુ નથી જાણુતી કે તારી સર્વ આશા ઉમેદોનો ભગ થઇ ગયો છે અને નિરાશા સિવાય હવે તારે કાઇ રહ્યુ નથી. તને યાદ છે કે જ્યારે તારા વરનો સપૂર્ણ પ્રેમ તારા ઉપર હતો ત્યારે તું મને એના વિષે સર્વ વાત કહેતી હતી. એ સર્વમાંનુ હવે કાઇ રહ્યુ નથી, એ શુ હુ સમજતી નથી કે ? છતા સર્વ હકીકત ગુપ્ત રાખવાનો તુ પ્રયત્ન કરે છે ? આપણી વચ્ચે એવી જુદાઇ શુ કરવા તું રાખે છે ?"

ઉમાથી વધારે વખત સહન થઇ શક્યુ નહિ. આવા સ્નેહના શબ્દ આગળ તેની શરમ જતી રહી તે બિન્દુની છાતી ઉપર માથુ ઢાળી દઇને રડવા લાગી.

પછી તેણે ઉચ્ચુ જોઇને કહ્યુ, "બહેન બિન્દુ, મે એક પણ વાત તારાથી ગુપ્ત રાખી નથી, તેમ રાખીશ પણ નહિં. પણ આજ મને જવા દે. હું કોઇ બીજે વખતે કહીશ."

"ના ઉમા બહેન, આજ જ બધુ કહી દે. જો આપણું દુ:ખ આપણા મનમા શમાવવા જઇએ તો આપણુ શરીર ક્ષીણ થઇ જાય છે."

"બહેન બિન્દુ ! હું કાઈ ગુપ્ત રાખતી જ નથી અને રાખવાનું કાંઇ છે પણ નહિ."

"હુ તો ઉમા તને એટલુજ પૂછુ છુ કે તારી આ નબળી સ્થિતિમાં જેટલી ખાતરદારી કરવી જોઇએ તેટલી તારા વર કરે છે કે નહિ ?"

"મને જેની જરૂર પડે છે તે સર્વ તે પૂરી પાડે છે. મારી બરોબર સારવાર કરવાને દાક્તરને રોજ બોલાવે છે."

"બહેન મને તે કાઇ તું મરદ સમજે છે તે આવો જવાબ દઇને મારૂં મોં બંધ કરવા માગે છે ? લુગડાં લત્તાં ને ખાવાપીવાનું ને દાક્તરી સારવાર એટલાનીજ શુ આપણા વર પાસે આપણે ઇચ્છા રાખીએ છીએ ?

ઉમા, મેં કાંઇ તને એ પૂછ્યુ નહોતું. હુ તો એટલું જ પૂછુ છુ કે તારા વર પહેલાં જેટલો ભાવ રાખે છે કે નહિ ? આથી વધારે સ્પષ્ટ કહેવાની જરૂર છે ? પતિનો પ્રેમ, જે સૌથી કીમતી ધન છે, ગરીબ માણસનુ જે આશ્રયસ્થાન છે, સ્ત્રીના જીવનનો મોટો આનંદ છે, એવો પતિનો પ્રેમ તારે છે ?"

ઉમાથી જવાબ દેવાયો નહિં. તેણે મુગે મોંએ ના કહેવા માથું હલાવ્યુ અને બિન્દુની છાતીમાં મોં ઢાંકી દીધુ.

બિન્દુનો ચહેરો ગભીર થઇ ગયો તેણે ધીમેથી કહ્યુ, "ઉમા ! એવું તે કાંઈ ચાલે ? તારા વરને તારો પોતાનો કરી રાખવાને તારાથી બને તેટલુ તેં કર્યું હતુ ?"

"બહેન ! ઇશ્વર મારા સાક્ષી છે. હજી પણ મારો પ્રેમ જેવો ને તેવા જ છે. એ મારા તરફ એકવાર પ્રેમની દૃષ્ટિ કરે તે માટે હુ કેટલી આતુર રહુ છું ! પણ મને લાગે છે કે એ મારાથી કંટાળ્યા છે." એ છેલ્લા બોલમા અત્યત કડવાશ હતી

"ઉમા ! તારો પ્રેમ તો કાયમ હશે. તે તો હુ બરોબર જાણું છુ. હુ તારો સ્વભાવ નાનપણથી સારી રીતે ઓળખુ છુ અને મારી ખાત્રી છે કે જીવનપર્યંત એ બદલાવાનો નથી. પણ એકલો પ્રેમ બસ નથી. સ્ત્રી પાસેથી પ્રેમ ઉપરાત પુરુષ વધારેની આશા રાખે છે, મારા મનમા જે વાત છે તે હુ તને મારી સગી બહેન જાણીને કહી દઉ છુ. પતિને ખુશ કરવા માટે સ્ત્રીના અનેક કર્તવ્ય હોય છે અને તેને કળા કૌશલ્ય શીખવા જોઈએ છે."

"બિન્દુ, મને કહે હુ સાભળીશ "

"તુ બધુ એ જાણે છે. મારે કાઈ નવુ કહેવાનુ નથી. સ્ત્રીજાતિને એ માટે સ્વાભાવિક બુદ્ધિ જ હોય છે. આપણો પતિ આપણો જીવનમિત્ર છે, તેથી તેને ખુશ કરવાને ઘરમા હમેશ આનદ અને ઉત્સાહ રાખવો ક્રોધની વખતે સહનશીલતા રાખવી જોઈએ આકળાપણ વખતે ક્ષમાબુદ્ધિ આવશ્યક છે. રોજના વ્યવહારમાં એને કાઈ પણ તરેહનુ માઠુ ના આવે માટે સુશીલ થવુ જોઇએ. જો એટલા સદ્ગુણ શીખીશુ તો આપણી જીંદગી ખુશી આનંદમા જશે. નહિં તો જીદગી અકારી થઈ જશે. બહેન, મને ગરીબાઈમાં જેટલો અનુભવ મળ્યો છે તેટલો તને આ સ્થિતિમાં નહિં મળ્યો હોય. મે જોયુ છે કે ઘણા સદ્વર્તનશાળી પુરુષો અને મહા પવિત્ર સ્ત્રીઓ પરસ્પર અત્યંત સ્નેહ રાખવા છતા પોતાના જીવન દુ:ખદાયક કરે છે અને તેથી તેમના લગ્નનુ પ્રયોજન નિષ્ફળ જાય છે. તેમનાં ઘર સ્મશાન ભૂમિ જેવાં

શૂન્ય થઈ જાય છે. બન્ને પક્ષ જો ક્ષમાબુદ્ધિ રાખે તો અનેક માઠા પરિણામ અટકે. જો વેળાસર ચેતે તો કાંઈક ઉપાય થાય, બાકી વાત ઘણી વધી ગયા પછી તો દુઃખના જ દિવસ કહાડવાના."

"બિન્દુ ! તું કહે છે તે ખરે જ સત્ય છે. સંસારમાં ઘણાના ગૃહસ્થાશ્રમ નીરસ, શૂન્ય સ્મશાનવત્ હોય છે. આપણે બાળકપણમાં રામ, સીતા, સાવિત્રી અને સત્યવાનના પ્રેમની વાતો વાંચીએ ને સાંભળીએ છીએ. તે વખતે તો આપણને એમ જ લાગે છે કે સંસારમાં સ્ત્રીપુરુષ, સુખ અને દુઃખ સર્વે સંયુક્ત રહીને જ ભોગવે છે. જેમ મોટા થતા જઈએ છીએ તેમ સત્ય રહસ્ય આપણને માલમ પડે છે ત્યારે આપણા સર્વ સ્વપ્નવત્ ખ્યાલનો નાશ થાય છે અને આપણી આંખ ઉઘડે છે. જ્યાં આપણે આનંદ અને શાંતિની જ માત્ર આશા રાખીએ ત્યાં અખંડ પ્રયાસ કરવાનો માલૂમ પડ્યાથી આપણને કંપારી છુટે છે. પુરુષ અને સ્ત્રી ક્ષણિક સુખ, વૈભવ અને માંહોમાંહે સ્વતંત્રતા માટે નિરંતર પ્રયાસ કર્યા કરે છે તે જોઈને આપણે કંટાળી જઈએ છીએ સ્નેહના બદલામાં કઠારતા મળે છે, સ્વાર્થ નિસ્વાર્થને હણે છે અને જેમ વખત જાય છે તેમ આ પ્રયાસ વધતો જાય છે અને છેવટ બેમાંથી એક જણ મૃત્યુને તાબે થાય છે ત્યારે જ તે બંધ પડે છે પછી મરનારની પછવાડી કલ્પાંત કરવાનું શરૂ થાય છે અને તેના વખાણના ગીતો ગવાય છે. જો જીવતા એના સામા ડીમ્સાની પણ લાગણી બતાવી હોય તો બિચારાના ભાગ્ય ! સંસારનું ખરૂ ચિત્ર તો આ જ છે જો કે આપણા અસલના ભાટચારણો અને હાલના કથાકારો આવું ચિત્ર કદી વર્ણવતા નથી. બેશક ખરૂ ચિત્ર રમણીય તો હોતું નથી જ."

"વ્હાલી ઉમા ! તારા શબ્દોથી મને આશ્ચર્ય લાગે છે. મે કહ્યું તેનો તું ઉંધો અર્થ લે છે. સંસારમાં ઘણા ઘરમાં ક્લેશ કજીઆ અને સંતાપ હોય છે એ ખરૂ, પણ એ કાંઈ સાધારણ નિયમ નથી એ અપવાદ રૂપ છે. સ્ત્રીપુરુષ કોઈ સંપૂર્ણ તો હોતા જ નથી, છતાં તેઓને પરસ્પર સહાયભૂત થવાનું છે અને ઘણી અપૂર્ણતા છતાં તેઓ ક્ષમા અને સહનશીલતાથી વર્તી પોતાનું કાર્ય કરે છે. તને બહુ સંતાપ વીતેલો છે તેથી તે સંસારમાં તિમિરની જ બાજુ જોઈ છે. તું આ પ્રમાણે બોલે છે તેથી મારો જીવ જતો રહે છે. તું શું બોલે છે તેની મને કાંઈ બરોબર સમજણ નથી પડતી."

"બહેન બિન્દુ ! તને એવી વાત સમજવાનો વખત પરમેશ્વર ના આપે. પવિત્ર ઉદાર હૃદયના પતિની તારા જેવી પતિભક્ત સ્ત્રી સંસારના તિમિરની વાત સમજી શકે એ અસંભવિત છે. તાલપુખરનું તારૂં નાનું સરખું ઘર

સ્નેહકુટીર છે તે સદા એવી જ રહે મારા નસીબમાં એવું નથી. મારામાં જન્મથી ભક્તિ કે એકનિષ્ઠા નહોતી તેમ જ મારે પતિ કાંઇ સાધુ પુરુષ નથી. બહેન **બિન્દુ** ! અમારા જીવનમાં બહુ ઉંડી દૃષ્ટિ કરીને જોઇશ નહિ. અમે આ સંસારનો દાવ શરૂ કર્યો હતો અને તેમાં હાર્યા છીએ."

"પણ બહેન ઉમા, તું હજી નથી હારી," **બિન્દુએ** અત્યંત સ્નેહના ઉમળકાથી કહ્યું, "વીસ વર્ષની જુવાન છોકરી પૈસે ટકે ઘરબારે આવી સુખી છતાં માત્ર પોતાના પતિએ ભૂલ કરી માટે સર્વ આશા છોડી દઈને ગભરાઇ જાય એ મને તો જરા ગમતું નથી. કોઈ પણ સ્ત્રી પતિભક્તિ અને અખંડ સ્નેહથી નિ:સંશય પોતાના વરને સુખી કરી શકે."

"એમ આપણા ધણી કહે છે, એમ ધારીને કે એમ બોલ્યાથી કદાપિ આપણી પ્રેમવૃત્તિ દેખી તેમને ઇચ્છા થાય તો આપણને લાડ લડાવી શકે અને મરજીમાં આવે ત્યારે કુતરા પેઠે લાત મારી કહાડે."

ઉમાના અંતઃકરણમાં ઊંડો ઘા હતો તેથી દરેક શબ્દ તે કડવો ઝેર જેવો બોલતી. તેના મનની વાત કહાડી તેથી **બિન્દુ** બિચારી ઉલટી દિલગીર થઇ. કારણ કે ઉમા જરા મીંઢી હતી એટલે પોતાની મેળે કદી પણ પોતાના મનની વાત બહાર કહાડત નહિ. ક્ષણવાર **બિન્દુ** ચુપ રહી. પણ એને દૃઢ શ્રદ્ધા હતી અને એનો પ્રેમ પણ તેવો જ દૃઢ હતો. અને તેથી જ તે પોતાની આ સખી અને બહેનને આમ નિરાશામાં મુકીને જતી રહી નહિ. તે ઉમાની વધારે પાસે આવી, તેને છાતી સરસી દાબી અને માથે હાથ ફેરવીને ધીમેથી બોલી. ઉમાને આની અસર થઇ. તેની છાતી ઉપર માથું ઢાળી દઇને, ઉમા રોવા કકળવાથી થાકી ગઇ હતી તે શાંત થઈ.

**બિન્દુ** બોલી "મારી વ્હાલી ઉમા ! તું આમ ના બોલ. કારણ કે તું એમ બોલે છે તે મારાથી સહન થઈ શકતું નથી. સંતાપ, દુઃખ તો સર્વને માથે પડે. આપણે તેની સામે થઇને ગમે તેવી સ્થિતિમાં તેમના ઉપર જય મેળવવાનો પ્રયત્ન કરવો એ જ આપણું કર્તવ્ય છે. અસલના વખતમાં આપણે સર્વ સંયુક્ત કુટુંબમાં રહેતા હતા. છોકરાઓ પોતાની સર્વ કમાણી લાવીને બાપને આપતા. વહુવારૂ સાસુનું કહેલું સર્વ ઘરનું કામકાજ કરતી, અને માબાપની આજ્ઞામાં દરેક જણ રહેતા. હવે સર્વ સ્વતંત્ર ઘર પસંદ કરે છે. લગ્ન પછી તરત પુરુષ અને સ્ત્રી જૂદું ઘર માંડવાનો પ્રયત્ન કરે છે. ભાઇઓ ભાઈ પણ જૂદા રહે છે. કદાપિ તેઓ સારા હેતુથી એમ કરતા હશે, પરંતુ જૂદા ઘર માંડવામાં પુરુષ અને સ્ત્રી બન્નેને માથે

બહુ જ જવાબદારી રહે છે સ્રીને નવી વાતો શીખવાની હોય છે, તેનો આપણે અભ્યાસ કરતા નથી અને તેથી જ જ્યા સ્નેહ જોઇએ ત્યાં ક્લેશ હોય છે, શાંતિ જોઇએ ત્યા અસ્વસ્થતા માલમ પડે છે. ખરૂ પૂછાવો તો સર્વ દુઃખનુ મૂળ આપણી પોતાની અણસમજ હોય છે."

"બહેન બિન્દુ, મને ઘણીવાર વિચાર કરતા લાગે છે કે આપણી અસલની સયુક્ત કુટુમ્બની રીત બહુ સારી હતી. એથી જુવાન છોકરાઓ કાબુમા રહી શકતા હતા અને નાની વહુઓને કામકાજ આવડતું હતું."

"બહેન આપણે સ્રી જાત કહેવાઇએ તે એવી એવી વાતોમાં શુ સમજીએ ? એ કહે છે કે આખી દુનીઆમા અસલની રહેણીકરણીમા ફેરફાર થયો છે અને થાય છે. અર્વાચીન પદ્ધતિથી સ્રીપુરુષ બન્નેને જોખમદારીનુ ભાન આવે છે અને તેથી વ્યવહારમા તેઓ વધારે કુશળ થાય છે આપણા દેશમા ઘણા લોકો કુટુમ્બના સર્વ બધન તોડી નાંખીને કાઇ લોકોપયોગી કાર્યમા પ્રવૃત્ત થાય છે, અથવા તો ઇશ્વરભક્તિમાં કાળ નિર્ગમન કરે છે"

"જે પરમાત્માની સેવામા કાળ નિર્ગમન કરે છે તે ખરેખર સુખી હોવા જોઇએ આપણા શાસ્રમા પણ કહ્યુ છે કે એવા લોકો સદા આનંદમા રહે છે તેઓ સર્વ વ્યવહારિક બધનમાથી મુક્ત થઇને સર્વ લોકોનુ કલ્યાણ કરીને અતકાળે પૂર્ણ શાન્તિથી પોતાનો પવિત્ર આત્મા ઇશ્વરને સ્વાધીન કરે છે ઘણીવાર એવા સન્યાસીઓ અને સન્યાસિનીઓ ભગવાં વસ્ર પહેરીને ધનપુરમા અમારે ઘેર આવતા હતા. તેમને ઘણીએવાર મે અન્નપાણી આપીને તેમની પૂજા કરી છે, તેમની બધી જાત્રાઓના વર્ણન સાભળ્યા છે જેને અતકરણનો સતાપ હોય તેમને જ માટે આપણા વડીલોએ એ રસ્તો કહાડ્યો હશે મને એવા પ્રકારની શાતિ મળે તો કહો તેટલુ પુણ્યદાન કરૂ."

"એમનુ જીવન ઘણુ ઉન્નત છે એ વાત ખરી ઉમા, પણ સર્વથી એવી રીતે કાઈ રહેવાય નહિ આપણે પણ આપણે લાયક કર્ત્તવ્ય બજાવવાના છે. એ કર્ત્તવ્ય બજાવીને જ આપણે ઇશ્વરને પ્રસન્ન કરવાનો છે. ભગવાન મોટા નાના સર્વના કાર્ય જુવે છે. એમ છેવટ જ્યારે આપણું આયુષ્ય પુરૂ થાય છે ત્યારે આપણી શક્તિ પ્રમાણે જે સત્કર્મ કર્યા હોય છે તેનો સતોષ થાય છે. એ જ આપણા જીવનનુ સાર્થક્ય છે."

ઉમાએ ઉપકારવૃત્તિથી ઉચુ જોઇને કહ્યુ, "બહેન બિન્દુ, તારા શબ્દ અમૃત જેવા મને લાગે છે. હુ બાળક હતી ત્યારે પણ હુ તારા બો-

લથી ખુશ થતી હતી. અને હવે મોટી થઈ ત્યારે પણ તારા શબ્દોથી મને આશ્વાસન મળે છે. બહેન બિન્દુ, હું તો મંગ્ર નામની બાળક છું, મને મારાં કર્ત્તવ્ય સમજાવ, અને તારા સ્નેહને પાત્ર થવાને મને યોગ્ય કર "

" બહેન ! તું જો એમ ઝડતી હોય તો તું તને પોતાને ઓળખતી જ નથી. તારા જેટલો પૈસો અને સત્તા હોય તે તો ભાગ્યે જ પોતાના ગરીબ સગાંસબંધી સાથે તારા જેટલો સ્નેહ રાખ તારા જેવું સત્યપૂર્ણ અને સ્નેહી હૃદય તો જરૂર સર્વ પરિતાપ સામે વિજયી થાય હાલના તારા દુ ખ સામે બાથ ભીડવાનો પ્રયાસ કર, અને શ્રદ્ધાળુ અને ક્ષમાશીલ થઈને ધીરજ રાખીશ તો હજી તું બહુ સુખ જોઈશ. "

ઉમાના ફીક્કા હોઠ ઉપર મંદ સ્મિત પ્રકાશ્યું પણ તે કાંઈ બોલી નહિં. બહારના દરવાજા આગળ કોઈ ગાડીનો અને ચાકર નકરનો ખખડાટ થયો. એનું કારણ, ઉમા દુ ખદાયક અનુભવથી સમજી ગઈ તેણે બિન્દુના મોં સામું જોઈને ધીમા ધ્રુજતા અવાજથી કહ્યું, " બહેન, આ જાળીમાંથી તું જોઈશ તો અમારા સુખી સંસારનો કાંઈક ખ્યાલ તને આવશે. "

બિન્દુએ જે દેખાવ આંખે જોયો તે તેનું મન કબુલ કરી શક્યું નહિ. ધનજય વાડીએથી ઘેર આવ્યો હતો. તેના લૂગડાં અસ્તવ્યસ્ત થઈ ગએલા હતા, અને તે નિશો કર્યાથી બેશુદ્ધ થયો હતો, તેથી તેના નોકરોએ તેને ઊચકીને ઉપર લઈ જઈને પથારીમાં સુવાડી દીધો

અશ્રુપૂર્ણ આંખે બિન્દુ ઉમા આગળ પાછી આવી, અને તેને છાતી સરસી ચાંપીને કહ્યું, "ઉમા ! સ્ત્રીથી સહન થાય તે કરતાં હદપાર પીડા અને સતાપ તે ભોગવ્યા છે. આટલા મહિનામાં તારો ચહેરો બદલાઈ ગયો છે, તું ફીક્કી પડી ગઈ છે ને તારૂં શરીર તદ્દન સુકાઈ ગયું છે છતાં બહેન ! તું અકળાઈશ નહિ અને ગુસ્સે ના થઈશ મુગે મોએ સર્વ આપદા તું સહેજે, હજી તેને ખુશ કરવાને અને તેને ખરે રસ્તે દોરવાને પ્રયત્ન જારી રાખજે. એનાથી વધારે દુર્વ્યસની માણસોએ પોતાના દુરાચાર છોડી દીધા સાંભળ્યા છે, અને સ્નેહ અને સત્યને રસ્તે પાછા ચઢ્યા છે તારા સર્વ દુ ખ દૂર કરવાને હું પણ કૃપાળુ પરમેશ્વરની પ્રાર્થના કરીશ એની સહાયતા હશે તો જ કાંઈ આશા પડશે "

"અથવા મૃત્યુથી કાંઈ વળશે." એટલા શબ્દ ઉમા ધીમે રહીને પોતાના મનમાં બોલી, અને બિન્દુ અશ્રુપૂર્ણ આંખે તેને દુ:ખના સાગરમાં મૂકીને ગઈ



# પ્રકરણ ૪ થું.

## શરદુત્સવ.

શરદુત્સવ પાસે આવ્યો છે. સર્વ ઠેકાણે આનન્દોત્સવ થતો જોવામાં આવે છે. સ્ત્રી, પુરુષ, બાળકો સર્વેને માટે નવાં નવાં કપડાં શીવડાવાય છે. નિશાળો અને કચેરીઓમાં રજા પડી છે. જે ઘરમાં પૂજા મંડાય છે, ત્યાં જાત્રાનાં નાટક કરવામાં આવે છે. હોંશીઆર કુંભારો અને કારીગરો યુદ્ધની દેવી દુર્ગા માતાની રંગબેરંગી અસંખ્ય મૂર્તિઓ બનાવે છે.

દરેક ઘરમાં વૃદ્ધ તેમજ જુવાન સ્ત્રીઓ પુષ્કળ કામમાં ગુંથાએલી હોય છે. તેઓ જમાઇઓને આપવા માટે લૂગડા, અને મીઠાઇ તૈયાર કરવા માંડે છે. જુવાન સ્ત્રીઓ પરદેશ રહેતા પતિની રજામા આવવાની ચાતકની માફક રાહ જુવે છે. 'એમને આ ફેરી રજા મળશે કે નહિં ?' 'એમના યુરોપીયન અધિકારીઓ આવવા દેશે કે નહિ ?' 'મારા જેવી વિયોગિનીનો મનમાં વિચાર લાવશે કે નહિં ?'—એવા એવા અનેક તર્કવિતર્ક સ્ત્રીઓ કરે છે.

પૈસાદાર વર્ગ આ ઉત્સવ વખતે પુષ્કળ મોજશોખ ભોગવે છે. હોડીમાં બેસીને નદી ઉપર ફરવા અસખ્ય શોખીલા લોકો નીકળી પડે છે. નાટક, નાચ, અને સંગીત વગેરેના મેળાવડા થાય છે.

શહેર કરતાં ગામડામા વધારે આનદ જોવામાં આવે છે. ખેડુતો પોતપોતાના ખેતરોમાંથી ડાંગર વગેરે જે ધાન પાક્યુ હોય છે તેની કાપણી કરી લે છે. સરકારી મહેસુલ તથા શાહુકારનુ દેવું ભરી દે છે અને ઘરમાં અનાજ ભરે છે. ખેડુતોનાં બૈરાં થોડાક દાણા છાનામાના જૂદા કહાડીને પોતાના હાથના માટે બંગડીઓ, ફીંડીઆં, કોરણોવાળા લૂગડાં વગેરે વેચાતાં લે છે. પોતપોતાની ગુંજાસ પ્રમાણે સર્વ કોઈ આનંદ પ્રદર્શિત કરે છે. આ દેશના ગરીબ વર્ગ જેવી કસરવાળી અને સંતોષી પ્રજા દુનીઆમાં બીજે કોઈ ઠેકાણે નથી.

વર્ષા ઋતુ પૂરી થઇ છે. પવિત્ર સ્નાન કર્યું હોય તેવી પૃથ્વી લીલી અને તાજી દેખાય છે. શરદનો ચદ્ર પૂર્ણ પ્રભાથી પ્રકાશવા માંડયો છે. તાપ પડવો બંધ થઇ રમણીય શીતળ હવા થઈ છે. ઉત્સવ અને આનંદ યોગ્ય સર્વ વસ્તુ ભાસે છે. ખેતીનુ કામ સમાપ્ત થયુ છે. શરદુત્સવ તે માત્ર પાક ઉતારવાનો સમય મહત્ત્વનો ગણાઈ થએલો છે. સિંહ રાશિ પાછળ કન્યા રાશિ આ વખતમાં આવે છે, તે પરથી સિંહાસનવાળી દેવીની કલ્પનાની ઉત્પત્તિ થઈ છે અને તેની પૂજા થાય છે.

આ ઉત્સવના દિવસોમા ઉમાના મનમા જરા પણ ખુશી નહોતી પતિની બેદરકારી અને તેની ક્રૂર વર્તણુકથી તેની સર્વ આશાનો ભંગ થયો હતો, અને અંતઃકરણમા નિરાશા જડમૂળ ઘાલીને પેઠી હતી. ધનંજય પણ જ્યારે તેની તરફ દૃષ્ટિ કરતો ત્યારે તેની આખમા શરમ માલૂમ પડતી, અને તેનાથી આખ ઉચી કરી શકાતી નહોતી એટલુ તો કહેવુ જોઇએ કે એણે ઘણી વાર પોતાનાં દુર્વ્યસન છોડી દેવાનો પ્રયત્ન કર્યો હતો. પણ તેનુ મન દૃઢ નહોતું, તેમ તે બહુ ભોળો હતો ઘણાં વર્ષથી કુટેવ પડી ગઈ હતી, અને વારે ઘડીએ મિત્રો આવી આવીને તેને ફસાવતા હતા. દિવસે દિવસે તે વધારે દુર્વ્યસની થતો ગયો. પરતુ તેને પોતાની સ્ત્રીની લાગણી દુભાવવાની સહેજ કાળજી હતી તેથી તેણે અંદરના ઓરડામા આવવાનુ તદ્દન બંધ કરી દીધુ હતું

ઉમા પોતાના દુ:ખની વાત કોઇને કહેતી નહિ, તેમ જ કોઇનો વાક પણ કહાડતી નહિ જે વખતે બિન્દુ તેના દુખને લીધે દિલગીર થઇને રડતી હતી ત્યારે પણ ઉમાના મો ઉપર એક વિચિત્ર પ્રકારનુ મંદ સ્મિત હતું અને તે સામી બિન્દુને ધીરજ આપતી હતી. નિત્યનિયમ પ્રમાણે તે ઘરનુ કામકાજ કરતી હતી, અને બિન્દુની સાથે ખુશીથી વાતો કરતી હતી. તે ઉપરાત ઘણીવાર તે પોતાને હાથે નવી નવી તરેહના ખાવાનાં કરીને, જો કે પતિનો પ્રેમ તદ્દન નાશ પામ્યો હતો છતા, તેને માટે બહારના દિવાનખાનામા મોકલતી

શરતે બિન્દુને ઘેર આવવાનુ બંધ કર્યુ હતું બિન્દુ તો એને ઘણી વાર તેડવા મોકલતી રોજ સાજરે બિન્દુનો માણસ તેને ઘેર કાઇ કાઈ ખાવાનું લઈ જતો. કોઈ દિવસ કાઈ શરબત, નહિ તો કાઇ નવી તરેહની દાળ, કે શેરડી કે પપૈયા, કે અનનાસ, કે શીંગોડા ઇત્યાદિ જતુ. નોકરો મારફત એને તરત માલૂમ પડયુ કે આ વસ્તુઓ સુધા પોતાના નાજુક હાથે કરીને મોકલતી હતી. તેણે નોકરને કહ્યુ કે, 'હવે ફરીથી તું કાઇ લાવીશ નહિં, મારા જેવા માટે કોઇએ શા માટે તસ્દી લેવી જોઇએ?" આમ બોલતો ખરો પણ જે ખાવાનુ આવતું તે એ સ્વાદથી ખાતો હતો અને તે નોકર તેનો વિચાર પારખી ગયો હતો તેથી તે ખાવાનુ લાવ્યા કરતો હતો.

આ પ્રમાણે થોડા દિવસ વીતી ગયા છેવટ પૂજાના દિવસ આવી પહોંચ્યા. ભવાનીપુરમાં દેવીપ્રસન્નના ઘરમાં મોટો ઉત્સવ થઇ રહ્યો હતો દુર્ગા માતાની એક મોટી મૂર્તિ કરવામા આવી હતી. રાતદિવસ ગાયન

ચાલતું હતુ, અને જાત્રાનાં નાટક જોવાને હજારો લોકો એકઠા થતા હતા. દેવીપ્રસન્નની વહુએ જાત્રા નિમિત્તે ત્રણ રાતનું જાગરણ કર્યુ હતું. તે એક પડદાની પાછળ ઓટલા ઉપર બેસી રહેતી હતી. એની આસપાસ પાડોશની ઘણી સ્ત્રીઓ ગાયન સાભળવા અને નાટક જોવા બેસતી હતી. રાધા, કૃષ્ણની રસિક વાતના નાટક થતાં હતા અને ગાયનોની ચુંટણી પણ બહુ સારી હતી. સ્ત્રીઓની સાથે બાળકો તો હોય જ. સર્વ આખી રાત બેસીને પાનના બીડા ચાવતા હતા અને પૂર્ણ રસથી કથા સાંભળતા. પ્રેમવ્યથિત રાધા પ્રેમમૂર્તિ કપટી કૃષ્ણના વિરહ સમયે ગાતી તે દેખાવ આવતો ત્યારે સ્ત્રીઓ આસુ પાડતી

બિન્દુ દેવીપ્રસન્નની વહુના આમત્રણનો ઇનકાર કરી શકી નહિ. એક રાત્રે તે પોતાના બે છોકરાને સુધાને સોપીને રાધાકૃષ્ણની જાત્રા (નાટક) જોવાને ગઈ સહવાર પડતા તે ઘેર આવીને હેમને કહેવા લાગી, "આજનો ખેલ ખરેખર બહુ સારો હતો. તેમાં જ્યાં કૃષ્ણ રાધાનો રોષ શમાવે છે તે દેખાવ તો બહુ જ સારો હતો. તમે કોઈ દિવસ જોવા કેમ નથી જતા ?"

હેમે કહ્યુ, "નારે, મને મારી રાધાને સાત્વન આપતા જુવાનીમા બહુ વીત્યુ છે, ફરીથી અનુભવ લેવાની ઇચ્છા નથી."

પતિનુ મો ઢાકી દઇને બિન્દુ બોલી. "ખોટુ બોલશો નહિ. મારા ઉપર જૂઠો આરોપ મૂકીને પાપમા ના પડશો"

છેવટ વિજયા દશમી આવી પહોચી, સર્વને ઘેર મોટા ઉત્સવ કરવામા આવ્યો ઘરમા, શેરીએ નદીના ઘાટ ઉપર, બજારમા સર્વ ઠેકાણે ગાયન થતાં હતા. રસ્તામા લોકોની પુષ્કળ ઠઠ હતી ગરીબમા ગરીબ માણસે પણ નવા વસ્ત્ર પહેર્યા હતા. પૈસાદાર લોકોના ભપકાની તો કાંઇ વાત જ ના થાય. માતાની મૂર્તિને મોટી સ્વારી ચઢાવીને લોકો લઈ જતા હતા. સંધ્યાકાળ થવા આવી ત્યારે તો સ્વારીમા મોટી મોટી મશાલો અને રંગરગીન દીવાઓ સળગાવવામા આવ્યા. મૂર્તિને નદીમા ડુબાડયા પછી સર્વ સગાંસબધી એક એકને મળવા જતા હતા કુટુબના સર્વ માણસો સ્નેહથી એકએકને ભેટતા. બાળક વહુઓ પણ લાજ કહાડીને સાસુ સસરા સર્વને મળતાં અને પ્રણામ કરતા. વડીલ વર્ગ બાળક વર્ગને અનેક પ્રકારના આશીર્વાદ દેતા. આ આનદજનક ચાલ પૂર્વના દેશોમા જ પ્રચલિત છે. આ પ્રસગે કુટુંબમા જે કાઈ અદેખાઇ કે દ્વેષભાવ હોય તે ભૂલી જવાતો. વર્ષોનાં વર્ષો સુધી કોઇ વાર કોઈ કુટુબમા તકરારો ચાલતી તેનું આવે

પ્રસંગે નિરાકરણ થઇ જતુ, અને સર્વ કોઇ થોડો વખત તો એકત્ર થઈ જતા.

તે રાત્રે જમી પરવારતાં બિન્દુને અગીઆર વાગી ગયા. છોકરાં ઉંઘી ગયાં હતાં. સુધા અને હેમ પણ જમીને ઉંઘી ગયાં હતા. બિન્દુ પાછળથી જમવા બેઠી તેથી જરા મોડુ થઇ ગયુ. ઘરની ચાકરડી કામ કરીને પોતાને ઘેર ગઇ હતી. બિન્દુ રસોડાના બારણાને સાંકળ દઇને ઉપર જતી હતી એટલામાં કોઈ બારણું ઠોકતુ હોય એમ તેને લાગ્યુ. આટલી રાત્રે તે કોણ આવ્યુ હશે એમ વિચાર કરતી બિન્દુ જરા અચકી. ફરીથી બારણુ ઠોકાયુ. "કોણ છે ? એ બારણુ કોણે ઠોક્યુ ?"

કાંઇ જવાબ આવ્યો નહિ

હેમને કોઇ મળવા આવ્યુ હશે એમ જાણી તેને જગાડવાનું તેણે ધાર્યુ, પણ તે થાક્યો પાક્યો સૂઇ ગયો હતો તેથી કોણ આવ્યુ છે તેની ખાત્રી કર્યા વગર તેને ઉઠાડવાનુ બિન્દુને દુરસ્ત લાગ્યુ નહિ ગભરાતી ગભરાતી તે બારણા આગળ ગઇ અને ફિલાળો ઉઘાડયો. એક પુરુષ અંદર દાખલ થયો

અંધારામા બિન્દુએ તેને ઓળખ્યો નહિ પણ એક ક્ષણમાં તેને માલુમ પડયુ કે એ તો શરત હતો પણ તેનો ચહેરો ઘણો જ ફેરવાઇ ગએલો હતો. તેના વાળ ઘણા લાબા વધેલા હતા અને તે પણ વીખરાએલા તથા કપાળ સુધી આવેલા હતા. તેની આંખો ઘણી જ ચળકતી હતી. તેનો ચહેરો ફીક્કો હતો, અને એનુ આખું શરીર પાતળુ અને ક્ષીણ થઇ ગએલુ હતું. તેણે ખભા ઉપર એક મેલો ખેસ ઓઢયો હતો.

"બહેન બિન્દુ ! આટલા બધા દિવસ સુધી તમને મળવા ના આવ્યો માટે મને માફ કરજો. આજે વિજયા દશમી છે તેથી બહેન, હુ પ્રણામ કરવા આવ્યો છુ."

"શરત ! દીર્ઘાયુષી થજે ને પરણીને સુખી થજે, અને મારી હયાતીમાં તારો વિસ્તાર વધજો. આથી વધારે બહેન ભાઇને બીજો શો આશીર્વાદ દે ?"

શરતે કાંઇ જવાબ દીધો નહિ. બિન્દુને પગે પડીને તેણે નમસ્કાર કર્યા. ફરીથી તેને આશીર્વાદ દઇને તેણે ઉઠાડયો.

"શરત ! તું આટલો વખત નહોતો આવ્યો તેથી અમને કાંઇ ખોટુ નથી લાગ્યુ, કેમકે અમને રોજ તારી તરફથી સમાચાર મળતા હતા, અમને કાંઇ અગવડ પડી હોત તો તું આવ્યા વગર રહેત નહિં, એની અમને ખાત્રી હતી. પણ સખત અભ્યાસ કરીને શરીર આવું કેમ કરી નાંખ્યુ

છે ? તદુરસ્તી કરતાં ચોપડીઓને તું વધારે કીંમતી ગણે છે ? તારી આ-ખમાં તો ખાડા પડયા છે, અને તારો ચહેરો ફીક્કો પડી ગયો છે. અભ્યા-સને લીધે તુ ઉજાગરો કરતો હોઇશ. **શરત** તું તો સમજુ છે. ત્યારે મારે તને આ કહેવાની કાંઈ જરૂર છે ? પણ ભાઇ, આટલી બહેનની શીખામણ લક્ષમાં રાખજે અને રાત્રે બરોબર ઉંઘજે. ખોરાક અને કસરત નિયમસર રાખજે. તારા જેવા હોશિયાર માણસને પરીક્ષાની બીક કેવી ? ”

**શરતે** જરા હસીને કહ્યું. “ બહેન **બિન્દુ** ! પરીક્ષા પાસ કરવી એ જ શુ માણસને મોટામા મોટુ સુખ છે ? **હેમે** કાઇ બહુ પરીક્ષા પાસ કરી નથી, પણ એના જેટલુ સુખ અને સતોષ કોને છે ? ”

“ તુ આટલુ સમજે છે ત્યારે પરીક્ષાની ચિતાએ તે શરીર શુ કરવા બગાડી નાખ્યુ છે ? ”

“ બહેન ! મને પરીક્ષાની કાઇ ચિતા નથી. ”

“ ત્યારે તને શેની ચિતા છે ? તને દુઃખ શુ છે ? તારૂ મો આમ બદલાઇ કેમ ગયુ છે ? ”

**શરતે** કાંઈ જવાબ દીધો નહિ. આટલી ઉપર **બિન્દુને** બેસવાનુ કહીને પોતે પણ પાસે બેસી ગયો, અને તેના બે હાથ પોતાના હાથમા લઇને નીચુ જોવા લાગ્યો

“ **શરત** ! આ શુ ? તારી આખમાથી તો આસુ પડે છે, તારા મ-નનુ કાઇ દુઃખ તું મારાથી છુપાવે છે ! આપણે બન્ને ભાઇબહેનની માફક ઉછર્યા છીએ. નાનપણથી મે કોઇ દિવસ કાઇ વાત તારી આગળ ગુપ્ત રાખી નથી, તેમ જ તે તારો એક પણ વિચાર છાનો રાખ્યો નથી, ત્યારે આ વખતે તુ આપણી મિત્રાચારી, આપણો સબધ, આપણો સ્નેહ સર્વ ભૂલી જઇને મને પારકી ગણવા ઇચ્છે છે ? ”

“બહેન ! હુ જો તને પારકી ગણુ તો દુનીઆમા મારૂ પોતાનુ કોઇ રહેશે જ નહિ. હુ મારા મનનો ખુલાસો કરવા તો અત્યારે આવ્યો છુ. કાઇ પણ વાત ગુપ્ત રાખવા નથી આવ્યો. પણ ખરેખર હુ બહુ દુઃખી છું તેમ જ અપરાધી છુ.”

**શરતનુ** શરીર ધ્રુજતુ હતું, અને તેની આખ વિચિત્ર પ્રકાશથી ચળકતી હતી. **બિન્દુએ** ગભરાઇને ધીમે રહીને કહ્યુ, “ **શરત**, તું ગભરાયા વગર નિખાલસ દિલથી મને સર્વ હકીકત કહે.”

“ હુ શી રીતે કહી શકુ ? મારૂ અંતઃકરણ દુષ્ટ વિકારથી ઘેરાઇ ગયુ છે. મિત્રના ઘરમાં મે વિશ્વાસઘાત કર્યો છે અને બહેનના સ્નેહના

બદલામાં મે તેનો ગુન્હો કર્યો છે. હુ મારા દુષ્ટ અંતઃકરણની વાત તારી આગળ પણ શી રીતે કરી શકુ ? ”

**શરતે** **બિન્દુનો** હાથ એટલા જોરથી દાબ્યો હતો કે તેના આગળા લાલ લાલ થઈ ગયા. તેનુ શરીર હજુ ધ્રુજતું હતું અને તેની આંખ બળતા અંગાર જેવી રાતી હતી

**બિન્દુએ** **શરતને** આવી સ્થિતિમા કદી જોયો નહોતો જે માણસ હમેશ તેની સાથે ભાઇ જેવો સ્નેહ રાખતો હતો તેના મનમા શું છેવટ દુષ્ટ વિચાર ઉત્પન્ન થયા ? આવી વાત તો તેનુ મન કબુલ જ કરી શક્યુ નહિ. પણ **શરતની** આખ અને મો સામુ જોઇને આ અબળાને બહુ બીક લાગી. મનનો વહેમ તેણે દાબી રાખવાનો પ્રયત્ન કર્યો તથાપિ તેણે અચકાતાં અચકાતા કહ્યુ

“ **શરત** ! નાનપણથી મે તને મારા ભાઇ જેવો ગણ્યો છે અને તે મને તારી મોટી બહેન જેવી ગણી છે તો પછી ભાઇ પોતાની બહેનને જેવી નિખાલસપણે વાત કહે તેમ તુ મને કહે ’

“ અરે બહેન ! મને જે વિચાર આવ્યો છે તે હુ શી રીતે મો બહાર કહાડી શકુ ? ”

“ ત્યારે ના કહીશ ” **બિન્દુએ** જરા ગુસ્સ થઇને કહ્યુ, “હવે પછી મારા હાથ આમ પકડીશ નહિ હુ સ્ત્રી જાત કહેવાઉ, અને બહેનનુ માન રાખતા જરા શીખ ”

**શરતે** તેના હાથ છોડી દીધા અને ફરીથી માથુ નીચે નાખી દીધુ **બિન્દુ** ગુચવાડામા પડી આવા ઉદાર, સત્યનિષ્ઠ, નમ્ર યુવકના મનના વિચાર દુષ્ટ શી રીતે હોઇ શકે ! સર્વ દુષ્ટ શકાઓ દૂર કરીને તેણે હિંમતથી કહ્યુ.

“ મારે સાભળવા અયોગ્ય એવુ કાઇ તારા મનમા નહિ હોય માટે તારા વિચાર ખુલ્લી રીતે કહે. હુ સાભળીશ ’

“ બહેન, ઇશ્વર તને સદા સુખી રાખે, એટલુ જ હુ માગુ છુ, પણ હુ તને સર્વ વાત કહુ તે પહેલા મને એટલુ વચન આપ કે મારી ઇચ્છા, મારી માગણી નિષ્ફળ જાય તો કદી પણ એ વાત તુ કોઈને પણ કહીશ નહિં. હુ તો નિરાશામા અને દુઃખમા મારૂ બાકીનુ જીવન કહાડીશ પણ જેનુ મન ઘણુ ઉત્કૃષ્ટ અને પવિત્ર છે તેને માટે કોઇ કાઈ શકા કરે તે મારાથી નહિ સહન થાય.”

"શરત ! હું તને વચન આપું છું કે હું કદી પણ એ વાત બહાર નહિ કહાડું."

પછી શરતે હૃદયનો ક્ષોભ જાણે દબાવવાને છાતીએ હાથ મુક્યો અને બિન્દુના હાથમાં પોતાનું મો ઢાંકી દઈને ઘણે જ ધીરે અવાજે તે બોલ્યો, "પવિત્ર હૃદયની તારી બહેન સુધા ખરેખર એક દેવી છે એની સાથે લગ્ન કરવાની તું મને પરવાનગી આપ"

બિન્દુને શરતના મનની સ્થિતિની હવે બરોબર સમજણ પડી ગયા છ મહિનાની એની વર્તણુકની પણ હવે સમજણ પડી. વિધવાનું પુનર્લગ્ન એ તો પાપ, કલ્પાય નહિ તેવી ગાંડાઈ અને અનાચાર કહેવાય.

પરંતુ શરત તો જુસ્સામાં ને જુસ્સામાં બોલવા લાગ્યો, "બહેન બિન્દુ, હું વિશ્વાસઘાતી અને પાપી છું છતાં મહેરબાની કરીને મારી હકીકત સાંભળ છ મહિના ઉપર મેં તાલપુખરમાં સુધાને જોઈ. જોતાંવાંત જ મારા જીવનમાં એક નવો અંકુર ફૂટ્યો ત્યાર પહેલાં તો હું માત્ર વિદ્યાર્થી હતો ચોપડીઓ સિવાય મારે કોઈ સાથી નહોતો. વિદ્યાભ્યાસ સિવાય મારે કાંઈ ઉદ્યોગ નહોતો પ્રેમની કથાઓ મેં ચોપડીઓમાં વાંચી હતી. પ્રેમીને હું માત્ર રંગભૂમિ ઉપરના નાટકકારના જેવો ગણતો હતો. પરંતુ જ્યારે મેં આ ભરયૌવનમાં આવેલી, નિર્દોષ, સુકુમાર અંતઃકરણની, સ્વર્ગીય રૂપવાળી, વૈધવ્ય પામેલી, પોતાની દુઃખી સ્થિતિથી અજ્ઞાન બાળાને જોઈ ત્યારથી મારા અંતઃકરણમાં એક અવર્ણનીય ભાવ ઉત્પન્ન થયો તે છતાં તે વખતે મને એમ લાગ્યું કે વખત જતાં એ લાગણી જતી રહેશે. મારા અભ્યાસ અને અન્ય ઉદ્યમમાં એ લાગણીનો અવકાશ નહિ રહે. પણ જ્યારે કલકત્તામાં આવીને હું દરરોજ તેને જોવા લાગ્યો ત્યાર પછી તો એ જ્વાળા વધારે પ્રસરી બહેન બિન્દુ, તું તો મને રોજ ભાઈ જેવો ગણીને બોલાવતી અને હેમ પણ મને પોતાના નાના ભાઈ જેવો ગણતા આવ્યા છે પણ હું તો આ વિષજ્વાળા અને અસત્ય બન્નેથી દૂષિત થઈને આ સદ્વર્તનશાળી કુટુંબમાં આવતો જતો હતો હરરોજ એ નિષિદ્ધ સ્નેહનું પાન કરતો હતો, મારે મનથી એ દિવ્ય સુંદરી હતી. ઘણી વખત રાત્રે તારા જોતા જોતા હું સુધા પાસે બેસતો હતો અને તે વખતે આ ભાવ મારામાં પુનરુજ્જીવન પામતો. ઓ બહેન ! મારૂં ચિત્ત ઠેકાણે નથી. તું મારા ઉપર દયા લાવીને આ ભાવ માટે મને ક્ષમા કરજે."

શરત થોડીવાર થોભ્યો. તેની આંસુ વગરની આંખો ઘણી જ ચમકતી હતી. તેણે ફરીથી સ્થિર ચિત્તથી કહેવાનું શરૂ કર્યું. "એક દિવસ

હું આ સ્વપ્નમાંથી જાગ્યો જે ઘોરતર કૂપમા હુ લગભગ પડવાની તૈયારીમાં હતો તેનુ મને ભાન થયું. સુધાના ચિત્તને મે વખતે ઉદ્વિગ્ન કર્યું હશે એ ખ્યાલથી હું ગભરાઇ ગયો, ગાડા જેવો થઇ ગયો પણ મને એટલો વિશ્વાસ હતો કે મારી મર્ખાઇ અને મારા પાપમાથી ઇશ્વર તેને બચાવશે. ત્યાર પછી મે સકલ્પ કર્યો કે જે ભાવથી મને આટલી વેદના થઇ હતી તે એને મુદ્દલ જણાવવી નહિ. તે દિવસથી મેં આ ઘર છોડયુ અને ફરી આ ઉમરા ઉપર પગ મકયો નહિ આ સર્વનો મને વિસ્મૃતિ થાય એ આશા રાખવી તો વ્યર્થ જ હતી મનની કેટલીએક લાગણીઓનો જીદગીના અત સાથે જ અત આવે છે બાળકની માફક મે એક વહેતા ઝરણુના વહેણની દિશા બદલવાન પ્રયત્ન કર્યો નાટકશાળાઓમા જઇને જૂદા વિચારોમા મન લગાડવાનો યત્ન કર્યો. મારી કોલેજના વિદ્યાર્થીઓ સાથે રમતગમતમા ભાગ લેવા માડયો મ ગીતસભાઓમા જવા માડયુ. પણ એક ક્ષણ પણ આ વાત મારાથી ભલાતી નથી.

"આ બે મહિનાની બીનાઓ કહીને હુ તને થકવીશ નહિ. રસ્તામા રઝળતા ભીખારીને પણ આટલુ દુ ખ નહિ પડતુ હોય.

"મારા મનની વાત કહેવાને, બહેન, તે મને કહ્યુ તેથી મે સર્વ હકીકત કહી દીધી છે મને વિશ્વાસઘાતી ગણીને તારો સ્નેહ લઇ ના લઇશ, અને મને કહાડી ના મકીશ મે ઘોરતર પાપ કર્યું છે—ઇશ્વર જાણે છે કે મે તમને દગો દીધો છે, પણ જો તમે મારો તિરસ્કાર કરશો તો આ વિશાળ જગતમા મારો બેલી કોણ રહેશે?

"હુ મારા મનથી એમ જાણતો હતો કે મારુ અત કરણ બહુ કઠણ છે, પણ હવે માલમ પડે છે કે એક બાળક કરતાએ મારુ દિલ પોચુ છે. બહેન બિન્દુ, મને સહાય થજે અને મારો તિરસ્કાર ના કરીશ."

બિચારી બિન્દુ આનો જવાબ શી રીતે દઇ શકે? વિધવાના પુનર્લગ્નનો વિચાર કરવો એ જ મૂર્ખાઇ કહેવાય. સાધારણ ગુન્હા કરતાં એ પગલુ તો ઘણી મોટી શિક્ષાને પાત્ર થાય. પરતુ આ સર્વ આ વખતે તે શરતને સમજાવે પણ શી રીતે? નિરાશાને લીધે એ માણસ તો કાંઇનું કાઇ કરી નાખે. તેમ નહિ તો નિરાશાને લીધે તેના મનપર અસર થાય અને મૃત્યુ સરખી યાતના તેને ચિરકાલ થાય!

પરતુ સ્ત્રીને યોગ્ય સમયસૂચકતા રાખીને શાંતિ ધારણ કરવાનો દેખાવ રાખી. તેણે દયાની લાગણી બતાવીને જવાબ દીધો.

"શરત તું મુઝવાઇશ નહિં, અને પાપ કે ગુન્હાનું આળ તારા પોતાના ઉપર મુકીશ નહિં. હુ તને નાનપણથી ભાઇ જેવો ગણું છું તે તારો તિરસ્કાર કરૂ એ કદિ સંભવિત છે? મારે સગો ભાઇ તો છે જ નહિં, તો તારા ઉપરનો એટલો સ્નેહ ભૂલી જઇને તને હવે ધિક્કારૂ? મારાથી તો એવું કદી થાય નહિં અને તે એવો ધિક્કારને પાત્ર કાંઇ અપરાધ પણ કર્યો નથી. આપણી રૂઢિ પ્રમાણે વિધવાનુ પુનર્લગ્ન નિષિદ્ધ ગણાય છે. પરંતુ સુધારકોએ તે બાબતની થોડા વખતથી છૂટ આપવા માંડી છે. તારી માગણી ઘણી ગંભીર છે. મારે આ બાબતમાં એમની સલાહ લઇને નિશ્ચય કરવો યોગ્ય છે, મારા કરતાં એ વધારે સમજે, પણ તેટલો વખત શરત! તું મુઝવાઇશ નહિં. એ ગમે તો હા કહેશે કે ના તોપણ તારા ઉપર અમારો સ્નેહ નિરંતર અમે કાયમ રાખીશુ, તેની તુ ખાત્રી રાખજે."

"ઈશ્વિર તને સો વર્ષની કરે. હું આજનો દિવસ કદી ભૂલીશ નહિં. અંધારી રાત્રે હુ મારૂ પાપ સ્વીકારવા આવ્યો તે વખતે તે મારો તિરસ્કાર કર્યાને બદલે સ્નેહનાં વચન કહ્યાં એ તારા ઉપકારનો બદલો હું કેવી રીતે વાળું?"

"શરત, તું અમારા ઉપર આટલો ભાવ રાખે છે અને આટલી માયા રાખે છે તેના બદલામાં હું જો ગુસ્સે થાઉં અને તારો તિરસ્કાર કરૂં ત્યારે તો મારા જીવનનો અંત ના આવે! હવે એ સર્વ વાત જવા દે ને કાંઈ બીજી વાત કર. તું જમ્યો નહિં હોય, હું કાંઈ લાવી આપુ? મેં એમને માટે નાનખટાઈ કરી હતી તેમાંની ઘણું કરીને થોડી વધી છે તે લાવું? હાથ મોં ધોઇ નાંખીને ઘેર જતા પહેલાં થોડુ ખાઇ લે."

"બહેન મને માફ કર. મને કાંઈ પણ ખાવાની વૃત્તિ નથી. મારી તબીયત બગડશે. હુ ઘેર જઇને સુઇ જઇશ એટલે મને આરામ મળશે."

"ત્યારે કાલે સહવારે આવીને એમની જોડે વાત કરી જોજે. તારી સર્વ હકીકત એમને કહીને એમની પાસે નિર્ણય કરાવજે."

"બહેન! મારી તરફથી તું જ કહેજે અને મારી વકીલાત કરજે. કેમકે આ વાતનો ગમે તે પ્રકારે નિર્ણય થયા વગર હેમને મળવાની મારી હિંમત નહિં ચાલે."

"વખતે આ નહિં ધારેલી માગણીનો જવાબ દેતાં એમને વાર લાગશે. માટે એટલો વખત પહેલાંની માફક આવતો રહેજે."

"બહેન, એ પણ માફ કર. આ બાબતનો નિશ્ચય કર્યા વગર હેમ કે સુધા એમાંથી એકેને મારાથી નહિં મળાય. પણ એમાંનો એક પણ શબ્દ

એ બિચારીને કાને પડવા ના દઇશ. મારા નસીબમા વખતે દુઃખ કે નિરાશા હોય માટે એને શુ કરવા દુઃખમા નાખવી ?"

"ઠીક ત્યારે, તું જો ખરેખર ના જ આવવાનો હોય તો એ જે જવાબ દેશે તે તને હું લખી જણાવીશ."

"ના, લખીશ તો નહિ. હુ મારૂ ભાગ્ય જાણવાને જાતે જ આવીશ. માટે હું કયે દિવસે આવુ તે મને કહે.'

"શરત, એ તે કેમ કહેવાય ! એ કાઇ એક બે દિવસમા નિર્ણય કરવા જેવી વાત નથી. એને માટે તો સંપૂર્ણ વિચાર કરવો જોઇએ, અને એમને જરૂર વખત વધારે લાગશે બે ત્રણ અઠવાડીઆ પછી તુ આવીશ ?"

"આઠ, અમાસ હશે એટલે દીવાળીનો દિવસ આવશે તે દહાડે આવીશ."

---

## પ્રકરણ ૫ મું.

### બૈરાંની ચર્ચા.

જેવો **શરત** બર બહાર નીકળ્યો કે **દેવીપ્રસન્નને** ઘેરથી ચાકરડી કાઇ પૂજાનો પ્રસાદ **બિન્દુને** આપવા આવી.

તેણે કહ્યુ, "મારા શેઠાણીએ આટલો પ્રસાદ તમારે બધાને માટે મોકલ્યો છે. મારે બીજે ઘણે ઠકાણે જવાનુ હતું, તેથી બા, જરા અહીં આવતા વાર લાગી."

"થાળી અત્યારે રહેવા દે, હુ કાલે પાછી મોકલી દઈશ."

થાળી ત્યા રહેવા દઇને તેણે ચાલવા માડયુ ચાલતાં ચાલતા તેણે લૂગડાનો છેડા આઘો ઓઢયો અને મો ફેરવીને કાંઈ મસે હસી.

**બિન્દુએ** પૂછયુ. "કેમ વારૂ ? તને હસવુ કેમ આવે છે ? કાઇ વળી નવુ નાટક કે ફારસ તમારે ઘેર થયુ હતું કે શુ ?"

"ના, ના, મારા શેઠાણીના ઘરમા તો કાઈ થયુ નથી." પછી તે ધીમે રહીને, **બિન્દુને** સંભળાવવા બોલી, "નાટક તો ખરૂ, મોટા લોક આવુ કામ કરે ત્યારે ગમ્મત કહેવાય. જો અમારા જેવા ગરીબ માણસે એવુ કર્યુ હોય તો તો લોકો ટીકા કરે."

"એ તું શું બોલે છે ? શેની ગમ્મત ?"

"નારે, એ તો કાંઈ નહિ અમે પગારદાર નોકર, મોટા લોકોની વાત કરીને અમે ક્યાં રહીએ ?"

"પણ છે શું ? કાઈ સમજણ તો પડે ?"

તે ચાકરડીએ ફરીથી આધુ ઓઢ્યુ અને મોં મરડીને હસી. "અરે કાંઇ નહિં રે બા. પણ હમણાં આ તમારા ઘરમાંથી કોણ બહાર નીકળ્યુ, આટલી રાતે તમને કોઈ મળવા આવ્યુ હતું કે શુ?"

બિન્દુ જરા ગભરાઈ. બહારનો દરવાજો આટલો વખત ઉઘાડો હતો. રખેને આ વૈરીએ શરત સાથેની વાતચીત સાંભળી હોય! તેણે જરા ગભરાઇને જવાબ દીધો, "તું આધળી બાંધળી થઇ છે કે શુ? શરતને તેં શુ ઓળખ્યો નહિ? વગર કારણની અજાણી શુ કરવા થાય છે?"

"નારે બા હુ કાંઇ હજી આધળી નથી થઇ. મે ધાર્યુજ કે એ શરતચદ્ર હશે. પણ મોટા ઘરના છોકરા એ આમ વર્ત્તે એ મને નવાઈ લાગી. હુ તમારા ગામડાની રીતભાત તો જાણતી નથી. પણ આ કલકત્તામા તો હુ ઓગણત્રીસ વર્ષથી નોકરી કરૂ છુ, પણ આવુ તો કદી જોયુ નથી. પણ મારે મોટા લોકની ટીકા શુ કરવા કરવી પડે! અમને અમારો ગેટલો ને મજુરી મળે એટલે બસ. આગળ પાછળ શુ થાય છે તેની અમારે શી પીડા!"

દેવીપ્રસન્નના નોકરો બહુ જ બેઅદબ હતા તે બિન્દુ જાણીતી હતી. પણ આતો હદ થઇ ગઇ. તેમ છતા તેને લાગ્યુ કે જો વધારે ગુસ્સો બતાવીશ તો વાત બગડશે. તેથી હસતે ચહેરે જ બોલી, "શરત તો વાઈયાત છે, એની રીત તું નથી જાણતી? હજી એ કુવારો છે અને ભણવામા ને ભણવામાં એનુ મગજ ખસી ગયુ છે. એ જે બોલે કે કરે તે આપણે ગણકારવુ જ નહિ."

"એ વખતે વાઇયાત હશે પણ તે માટે આવી રીતે શા માટે વર્તે છે? લગન કરવાને માટે ઘેલો થયો હોય તો જઇને પરણે. પણ અહીં આવીને આવુ આવુ શુ કરવા બોલે છે! તમારી સાથે તો એને કાંઇ પરણવું નથી?"

"બળ્યુ તારૂ મો, તને આવુ બોલતા લાજ સરખી નથી આવતી! એ તો શરતે કોઈ ફુટડી છોકરી જોઈ એટલે તેને પરણવાનુ તેને મન થયુ. એની મા તો બનારસ છે એટલે એને શી રીતે કહે તેથી એ મારી પાસે આવ્યો."

"એ ફુટડી છોકરી તે કોણ વારૂ?"

"એ તો ધીરે ધીરે માલુમ પડશે. વિવાહ થશે ત્યારે તને ખબર પડશે."

"બા, છાનુ શુ કરવા રાખો છો? અમારે એ શું આંખ કાન નથી? હજી કાંઈ અમે એવાં ઘરડા થયાં નથી. સુધાનુ નામ દઇને એ રડતો હતો

તે શું અમે નહિ સાંભળ્યુ હોય ? પણ તમે સંતાડો તેમાં નવાઇ એ શી ! કોઇ પોતાનુ કલંક કદી ઉઘાડુ કરે કે ? બાપરે ! વિધવાનુ લગન એ તે વાત શી ? કોઇ ગરીબના ઘરમાં એવી જરા વાત સરખી થઈ હોય તો એ તેને ન્યાત બહાર મૂકે. હલકી વરણમાં એ એવાં લગન તો નથી થતા.”

આ વખતે તો બિન્દુ ખરેખરી ગભરાઈ. શરતની વર્તણુક માટે જ્યા સુધી એ બોલતી હતી ત્યાં સુધી તો એણે કાંઈ ગણકાર્યું નહિં. બિન્દુનુ સદ્‌વર્તન અને સુશીલ સ્વભાવ કોઇને અજાણ્યો નહોતો. એટલે એક બેઅદબ ચાકરડીના બોલવાથી કાંઈ ફેર પડે નહિ. સુધા બાળવિધવા હતી. તેથી જો એને જરા કલક લાગે તો જન્મારા સુધી એનુ નામ બદનામ થાય. શરતની માગણી મૂર્ખાઈ ભરેલી હતી તે બિન્દુ જાણતી હતી, અને સુધાનુ ફરી લગ્ન કદી થવાનુ હતું નહિ પણ કદાપિ એ બન્ને જણને માટે વાત થઇ તો પછી એ નિર્દોષ છોકરીની આબરૂને ડાઘ લાગી તેનો આખો ભવ બગડે.

એક ક્ષણ બિન્દુ ઘણી જ ગુચવાઇ છેવટ સમયસૂચકતા વાપરીને તેણે પોતાની પૈસાની પેટી ઉઘાડીને એક રૂપીઓ તે ચાકરડીના હાથમા મૂક્યો અને તેને કહ્યુ, “ તુ દેવીપ્રસન્નના ઘરની જૂની નોકર છે. તો આજે પૂજાને દહાડે આ રૂપીઆનુ એક નવુ લૂગડુ લેજે અને શરતની વાત કોઇને જઈને કહીશ નહિં. સમજુ માણુસ ઘેલા માણુસનુ બોલવુ જરા લક્ષમાં ના લે. એ વાત કદી બનવાની નથી. વિધવાનુ લગ્ન તે કદી કોઈએ સાભળ્યુ છે ? અમારી એ ન્યાતજાતમા જે થોડી ઘણી આબરૂ છે તે સાચવવાની છે મિત્રોમાં તેમ જ પાડપાડોશીમાએ એમની આબરૂ સારી છે. શરતની મા બનારસમાં ભક્તિમાં જીવન ગાળે છે તેથી તેનુ પણ લોકો બહુ માન રાખે છે. શરતની બ્હેન પણ અસલના કુળવાન કુટુબમા પરણી છે. આ સર્વ માન મરતબો છોડીને અમે શુ એવુ કાર્ય કદીએ કરીએ ? ડાહ્યા મનુષ્યે ગાંડાના બોલવા તરફ લક્ષ જ ના આપવુ. માટે તું કોઇને મોએ એ વાત કરીશ નહિં.”

ચળકતા રૂપીઆ તરફ જોઈને તે ચાકરડી જસ ઠંડી પડી અને માન સહિત બોલી, “ બા ! તમે ખરૂ કહો છો. ઘેલા માણુસનુ બોલવુ તે કોણ સાભળે ? શરતભાઇએ આજે રાત્રે જરા ભાંગ બાંગ લીધી હશે. આજ તો ભાગ પીવાનો રિવાજ એટલે લે જ. અમારા ઘરના છોકરાઓ એ શું બીજુ કરે છે ? રાતને પહોર છાનામાના વિલાયતી દારૂની બાટલી લાવે છે ને પછી એમની રીતભાતની તો વાત જ શી કહું ? જુવાન છોકરા

માબાપનું કહ્યું માનતા નથી અને સગા સબંધી કે પોતાના વડીલની તો તેમને લાજ જ હોતી નથી. આજકાલનો વખત જ ખરાબ છે. છોકરાંઓ તેમનો ધર્મ ભૂલી જાય છે ને આડે રસ્તે જાય છે. શરતભાઇનો હું શું કરવા વાંક કહાડું, ને મારે એમની ચાડી શું કરવા કરવી પડે બા ! એ બાબત નિશ્ચિત રહેજો."

ઘરમાંથી નીકળતી વખતે તો આમ સંતોષ પામીને તે ગઇ, પણ એના પેટમાં વાત ટકાવી રાખવી બહુ અઘરી લાગી. બિન્દુએ પહેલેથી જાણ્યું હોત તો નકામો રૂપીઓ ફેંકી ના દેત, કેમકે ચાકરડીને વાત છાની રાખવાનું કહ્યું એટલે તો જરૂર એ બહાર પડવાની. વીજળીના તાર જેટલી ઝડપથી જાય છે તેના કરતાંએ વધારે ઝડપથી નોકર વર્ગથી ઘરની વાત બહાર ફેલાય છે.

દેવીપ્રસન્નની વહુ બીજે દિવસે સહવારે જાજમ ઉપર બેસીને એક બે વિધવા સાથે આ જ કુથલી પીંજવા બેઠી હતી.

"બહેન ! મને તો પહેલેથી જ લાગતું હતું હું તો પહેલેથી જ જાણતી હતી કે આ પરિણામ આવવાનુ છે. કેમકે આજ કાલ ઉંચા નીચા કુટુંબમા ભેદ ક્યા રહ્યો છે ? ગામડામાથી ગમે તેવો માણસ કાયસ્થનુ નામ ધારણ કરીને આવે છે ને આપણા જેવા કુટુબમા ભળે છે એ લોકો કાંઈ આબરૂદાર કાયસ્થ હોય છે ? આબરૂદાર કુટુબ સાથે એ લોકોએ આજ વીસ વર્ષ થયા એક પણ સબધ જોડયો છે ? બળ્યુ ! એવા લોક જોડે સંસર્ગ રાખવો મને તો ના ગમે. આજ સાંજરે કચેરીમાંથી એમને તો આવવા દો પછી સર્વ હકીકત હુ કહી દઇશ. એ શુ એમનો માન મરતબો નથી સમજતા, તે આવા માણસો સાથે સબધ રાખે ? નક્કી મે જાણ્યુ જ હતુ કે આમાથી કાંઇ બોપાળુ નીકળવાનુ છે. ભવાનીપુરમા આવીને એમને અમારે ઘેર મળવા આવવાનોએ વખત નહોતો મળ્યો, ત્યારથી જ અમે તો એમનો સ્વભાવ જાણી લીધો, ને તમે કાંઈ જાણો છો ? એ વિધવા છોકરી છે ને તે તો ખાસી કોરણુ દીધેલી સાડીઓ પહેરે છે અને સર્વ સૌભાગ્યવતી સ્ત્રી જેવો જ વેશ રાખે છે. અરે હારે, એ તો એ લોકોની જન્મથી જ એવી રીતભાત પડી રહેલી તે કેમ ફરે ? મુસલમાન લોકોમાં અને વિશ્વાસી લોકોમાં વિધવાઓ ફરીથી પરણે છે ને ! ત્યારે આમનામાં ને વિશ્વાસી લોકમાં ફેર પણ શો છે !"

શ્યામાની માએ જવાબ દીધો, "ખરૂ કહો છો બહેન, ખરૂ કહો છો. જોને એ છોકરી વિધવા છે તોએ આપણી રીત પ્રમાણે અગીઆરસ કે

બીજા કાંઇ વ્રત ઉપવાસ કરતી નથી ! સૌભાગ્યવતીની પેઠે માછલી પણ ખાય છે. લ્યો આજે અગીઆરસ છે તે સવારનો અન્નનો એક દાણો સરખોએ અમારા મોમાં કાંઇ ગયો છે ?"

વળી વામીની મા બોલી, "અરે એ તે શુ ! પણ એ તો ગાડીમા બેસીને ફરવા પણ જાય છે, મ્યુઝીઅમ ને જાનવરવાળો બાગ જોવાએ એ ગઇ હતી. ખરેખર એ તો બહુ ખોટું કહેવાય."

આવી પોતાને મળતા વિચારની વાતથી દેવીપ્રસન્નની વહુને વધારે જુસ્સો આવ્યો. તે બોલી, "ધિક્કાર છે એ છોકરીને ને એની જનેતાને હેમની સાથે એ માથાની ફરેલી છોકરી ઉઘાડે માથે કરારે વાત કરે છે, અને શરતને માટે કાંઈ કાંઇ ખાવાના ને શરબત કરી કરીને મોકલે છે. બહેન ! શરતનો તે આપણે શો વાંક કહાડીએ ! એ તો મરદ છે ને હજી કુવારો છે આ બે બહેનો આવી રીતે એને ફસાવવાના પ્રપચ રચે તેમા એ બિચારો ફસાય તેમા નવાઈ શી ! મારા ઘરમા તો ઘરી એ છોકરીઓને પગ નહિ મૂકવા દઉ"

કુવા ઉપર કેટલાક બૈરા પાણી ભરવા આવ્યા હતા, તેમને કાને પણ આ વાત પડી. ઘરની વહુ દીકરીઓના મનમા ઉછળી રહેલી પરનિંદા કરવાનુ કુવો એ એક સ્થાન છે. તેમાની એક બોલી, "પણ બહેન ! થયુ છે શુ આ બધુ તોફાન શેનુ છે ?"

"કેમ તે નથી સાભળ્યુ ક ? હાય ! હાય ! ત્યારે તને ખબર શેની છે ?"

'બહેન, મને કહે તો ખરી ! કાની વાત છે ?"

"ઉભી રહે, ઉભી રહે, હુ કહુ છુ ભવાનીપુરમા પેલા હેમચદ કરીને કોઈ માણસ કાઈ ગામડેથી રહેવા આવ્યા છે તે તુ જાણે છે ? એની વહુ ને એની સાળી એની સાથે છે એ તો તુ જાણતી હોઇશ ઠીક, ત્યારે એની એ સાળી છે તે વિધવા છે. તેનુ હવે શરતચદ સાથે પુનર્લગ્ન થવાનુ છે"

"જા જા બહેન ! આવુ ખોટુ શુ કરવા બોલે છે ? એવી ગપ તે હુ કદી માનુ કે ? વિધવાનુ તે વળી ફરી લગ્ન થતું હશે !"

"ના કેમ થાય બહેન ! વિદ્વાન પંડિત વિદ્યાસાગરનુ નામ તે નથી સાભળ્યુ ? તે દિવસે તું એની ચોપડી 'સીતાવનવાસ' વાંચતી હતી ને ? વારૂ ત્યારે એ વિદ્યાસાગરે એવો નિર્ણય કર્યો છે કે વિધવાઓનુ પુનર્લગ્ન શાસ્ત્ર પ્રમાણે કરી શકાય. એમણે પોતે કેટલાક પુનર્લગ્નના વિધિસસ્કાર કર્યા છે. એમના પોતાના છોકરાએ વિધવા સાથે લગ્ન કર્યુ છે."

"નાની વિધવાને માટે ફરીથી વર મેળવી આપે એવા પંડિત તો ખરેખર બહુ જ્ઞાની ને બુદ્ધિમાન હોવા જોઇએ. ત્યારે તો ઘરડી ઘરડી વિધવાઓ એ ફરીથી લગ્ન કરી શકે."

"નહિ કેમ? એવી ઘરડી વિધવાઓનો જેને મોહ હોય તે ઘરડીને પરણે."

ત્યારે તો શ્યામીની ને વામીની માનાં નસીબ ઉઘડશે ખરાં. એ બન્નેને બિચારીને વિધવા થવાથી અનેક સંકટ વેઠવાં પડે છે, અને કોઈ કોઈ વાર તો માછલી અને બીજુ નિષિદ્ધ ખાવાનુ છાનું ખાવું પડે છે. પંડિત વિદ્યાસાગર એમની વહારે ધાય તો સારૂ."

"એવુ તેવુ કાંઈ બોલીશ નહિ. એ લોક જો સાંભળશે તો તે તને જીવતી નહિ રહેવા દે પણ શરત તો બહુ હોશીઆર ને સારો છોકરો ગણાય છે એ શુ કરવાને એવુ કલંક લગાડે?"

"બહેન! કહેવત જ છે કે સ્ત્રીની મોહિનીમા માણસ ફસાયો એટલે એનુ બધુ ડહાપણ જતુ રહેવાનુ શરત બિચારો આ નવયૌવના વિધવાના પાશમા ફસાયો છે એટલે એનુ આવી બન્યુ છે"

"એ છોકરીની ઉમર કેટલીક છે?"

"સોળ વર્ષની તો કહે છે વળી કહે છે કે બહુ ફુટડી છે ને શરત સાથે તો કેવી હસી હસીને વાત કરે છે એને માટે તે શરબતો મોકલે છે અને બીજી કોણ જાણે કેવી ઔષધિઓ મોકલતી હશે! શરત બિચારો શુ કરે? એ તો નહિ નહિ તો એ મરદ કહેવાય એ છોકરીઓ તો અષ્ટાવિધાની છે, તે કાંઇ કાંઈ રીતે શરતને ફસાવ્યો હશે એટલે એ એના ઉપર મોહિત થઇને ઘેલા જેવો થઇ ગયો છે"

"એ લોકોને ઓળખાણ પહેલાનુ હશે, નહિ વારુ?"

"હાસ્તો, એમના ગામમા એ બધા પાસે પાસે જ રહેતાં હતા. ત્યા કોણ જાણે શેનુ શુ ચાલતુ હશે? મારે શુ કરવા જાણે અજાણે કોઇનુ વાંકુ બોલવુ પડે! પણ કલકત્તે આવ્યા પાછીથી તો જે થયુ છે તે તો જગજાણીતુ છે શરતે એ વિધવા છોકરીને અને એનાં બહેન બનેવીને કેટલા દિવસ તો પોતાના ઘરમા રાખ્યા હતા. હેમચંદ્રને કાંઇ વહેમ પડયો હશે કે શુ એટલે એણે જૂદુ ઘર ભાડે રાખ્યુ અને ત્યા પોતાની વહુને ને સાળીને લઇને રહેવા ગયો. અરે બહેન, હુ તે તમને શુ કહુ? કૃષ્ણ જ્યારે રાધા પાસેથી જતો રહેતો ત્યારે રાધાને વિરહનુ દુઃખ કેટલુ લાગતું હતું તે કાંઇ તું નથી જાણતી? એમ જ શરત ના હોય ત્યારે આ છોકરી માંદી પડતી, એટલે શરત એકદમ આવીને તેની પાસે બેસીને રાત

દિવસ તેની સારવાર કરતો અરે હજી તો એની કથા બહુ લાંબી છે ! બધુ તે હુ તમને શી રીતે કહી શકુ ? વિદ્યા અને સુંદરીની પ્રેમકથાની ખબર નથી ? એ બે જૂદા રહી શકતાં જ નહોતાં. ભોંયતળીએથી એક એકના ઓરડામાંથી જવાનો રસ્તો કરેલો હતો. એ જ ધોરણે આમની પણ વાત છે. બધા જુવાનીઆઓ આજકાલ સુંદરની માફક જ વર્ત્તે એવા છે બધાં એ સમજજો "

કુવા ઉપરથી નોકર વર્ગમા વાત ફેલાઇ એટલે તો પછી પૂછવુ જ શુ ? દરેક જણને મોએથી બીજી કાંઇ વાત જ નહોતી નીકળતી. એક બોલી " બહેન, આ વાત શુ ખરેખર ખરી હશે ? એ વિધવા ખરેખર પરણવાની હશે ? "

" હજી તારી ખાત્રી નથી થતી ? વિવાહ તો થઈ પણ ચૂક્યો છે ને બધી ગોઠવણ થઈ ગઈ છે. હેમે સાળીને માટે ઘરેણા એ ઘડવા આપ્યા છે છતા તુ હજી પૂછે છે કે આ વાત ખરી છે "

" પૈસાદાર લોકોમા વિધવામા લગ્ન થશે ત્યારે તો ગરીબ લોકોમા એ થશેસ્તો ? "

" હાસ્તો વળી, નહિં કેમ ? તારૂ એ નસીબ ખુલશે ખરૂ. પેલો કૈબા-રતનો છોકરો છે. બજારમા તુ ઘણીવાર એની સાથે જાય છે ને વાતો કરે છે. એ જો તારા જેવી જબરજસ્ત વિધવા જોડે લગ્ન કરવાની આના-કાની ના કરે તો એ તારે માટે ચાલે, નહિ ? "

" અરે જારે, હૈયાફુટી ! ફરી એવુ મારે માટે જો બોલી છે ને તો જોજે હુ જાણે તારી વાત નહિ જાણતી હોઉં ! પેલો વાણીઓ તારી ન્યાતનો જે કરીઆણાનો વેપાર કરે છે તેની વહુ હમણા જ મરી ગઈ છે. અને એ બિચારાનુ ઘરબાર સભાળનાર કોઈ કરતા કોઈ ન નથી તું એની દુકાનમા ઘણીવાર મશાલો લેવાને બહાને જઇને અર્ધો અર્ધો કલાક બેસીને શુ વાત નથી કરતી ? એ પોતાનુ ઘર સંભાળવાને વખતે તારા જેવી ખબ-રદાર બૈરીની માગણી ના કરે શું ? "

" તુ મસાણમાં જાય ! એ તું શુ બકે છે ? "

તાલપુખરમાં ઉમાની માને કાને આ વાત પડી. એ બિચારીને તો સાભળીને બહુ જ દુઃખ લાગ્યુ અને કેટલાક કલાક મુગે મોંએ તેણે આંસુ પાડયાં કર્યાં. એણે તો બિન્દુને કાગળ લખીને આવુ શરમ ભરેલુ કામ ના કરવાની તથા મલિકના કુળની આબરૂ ના ખોવાની કેટલી કેટલી શીખા-મણો લખી, " તારા બાપ જો જીવતા હોત તો પોતાની વિધવા છોકરીનુ

ફરી લગ્ન કદી કરત ! જો તારાં મા જીવતાં હોત તો આવુ શરમ ભરેલુ પગલું ભરત કે ? સુધા તો બિચારી બાળક છે. એને મા કે બાપ જેમાં ગણો તેમાં તુ છે. એને માથે વગર કારણનુ વધારે દુઃખ ના વહોરીશ. વિધવાપણુાના દુઃખ ઉપર વળી એના નામને કલંક લગાડીને એનો જન્મારો રદ ના કરીશ. ”

બરદ્વાનમાં કાલીતારાનો વર ભરમ દવાડમાં ખાટલાવશ પડચો હતો, ત્યાં પણ આ વાત ગઇ. કાલીએ એટલા સંતાપમાં બિન્દુ ઉપર કાગળ લખ્યો

“ હમણાં તો એ ખાટલાવશ છે મદવાડ સખત છે, રાતદિવસ મારે ખડાં ને ખડા રહેવુ પડે છે. વૈદ દાક્તરો શિયાળા માટે રાણીગંજ હવાફેર કરવાને લઈ જવાનુ કહે છે ત્યા અમે એક ઘર રાખ્યુ છે. તેથી અમે એકાદ અઠવાડીઆમા ત્યા જઇશુ. સુધાને મારી તરફથી અનેક પ્રેમાશીર્વાદ કહેજે, તેમ જ તુ પણ સ્વીકારજે.

“ આ સુધાને માટે મે જે વાત સાભળી છે તે ખરી છે કે શુ ? શરતભાઇ અમારા આવા પવિત્ર કુળને કલક લગાડશે કે શુ ?

“ બહેન બિન્દુ ! તુ ડાહીને સમજુ છે જો મારો ભાઇ ગાડો થઇ ગયો હોય તો એને ઘરમા પેસવા ના દઇશ લાજ જાય તેવુ પગલુ ભરવાની તું હા ના કહીશ જો તુ હા કહીશ તો મારા સાસરામા મારૂ મોં ફરી કોઇ જોશે નહિં અને તમે કોઇએ કાલીતારાને ફરી જોવા નહિ પામો ”

બિન્દુએ આ બધા કાગળ પોતાના પતિને બતાવ્યા હતા અને એકાંતમાં તેને માટે તે અશ્રુપાત પણ કરતી હતી. જે વાત તે છૂપાવવા માગતી હતી તેની ગપ તો પવનવેગે બધે ફેલાઇ ગઇ અને સુધાનુ નામ વગોવાયુ.

આ બાબતનો જ્યા સુધી આમ કે આમ કાંઇ પણ નિર્ણય થાય ત્યાં સુધી હેમ તથા બિન્દુએ સુધાને કાને આ વાત પડવા ન દેવા પ્રયત્ન કર્યો હતો.

કદાપિ તેનુ લગ્ન ના જ થાય તો એ બિચારીના દુઃખમા નકામો વધારો થાય, અને લોકનિંદાએ તેનુ નામ જગતની બત્રીશીએ ચઢાવ્યુ હતું તે જાણી તેને અત્યત ક્લેશ થાય.

થોડો વખત તો ધાર્યા પ્રમાણે ચાલ્યુ. પણ ઘરમાં આ બાબતપર વાત થાય તે છાની કેટલો વખત રહી શકે ? પોતાની બહેનનો વિચારવંત ચહેરો અને ગભીર વર્તણુક જોઇને સુધા તરત ચેતી ગઇ કે કાંઇ છૂપી વાત છે. પણ તે વાત શી છે તે તે જાણતી એ નહોતી, તેમ તેની પૂછવાની પણ હિંમત ચાલી નહિ. હેમચદ્રને ઘણા લોકો મળવા આવતા અને સવારમા તે પુષ્કળ કાગળ, ચીઠીઓ લખતો. રાત્રે પણ મોડે સુધી બેસી

બિન્દુ સાથે વાત કરતો, તે બધું તે જોતી હતી ખરી. એક વાર તેમની દૂધવાળીને પણ કોઈ ચાકરને મોંએ કાંઈ પોતાનુ અને શરતનુ નામ સાથે બોલતા સાંભળી હતી. સુધાને માટે ઘરની ધાંયજી આવી તે પણ કાંઈ જાણે જાણતી હોય તેમ સુધાને જોઇને હસવા લાગી. ધોબણ આવી તે પણ કહેવા લાગી કે, 'બહેન, તમારાં બન્નેના કપડાં અમને જ ધોવા આપજો, હો કે' ' સુધાને કાંઇ ગમ પડતી નહોતી. આ બધા બૈરાં તે એની કાંઇ મશ્કરી કરતા હતા કે શુ? એણે તો કોઇ દિવસ કોઇને ઉંચો શબ્દ કહ્યો નથી ને એ સર્વ આજ સુધી તો તેનો મોભો જાળવતા હતા. ત્યારે હમણા આવી વાતો કેમ બધાંએ કરવા માંડી હશે' પણ કોઇએ તેને પાધરો જવાબ દીધો નહિ.

ખરી વાત સુધા સમજી હતી કે નહિ તેનુ અનુમાન કરવુ બહુ અઘરૂ છે પણ સરલમા સરલ છોકરી એ આવી વાતોમાં આપણને લાગે છે તેના કરતા હમેશ વધારે સમજે છે. વાતનો થોડો ઘણો મુદ્દો તો સ્ત્રી-ની જાત તે સમજ્યા વગર રહેજ નહિ હવે પહેલા કરતાં તેણે આ સર્વ વાતો ઉપર જરા વધારે લક્ષ આપવા માડયુ તેના પોતાના ભાગ્ય અને ભવિષ્યનો આ ભેદ ખોલવા તેણે કાંઇક પ્રયાસ કરવા માંડયો તે કોઇને કાંઈ પૂછતી નહિ અને કાંઈ જાણવા માટે બહુ ઇતેજારીએ બતાવતી નહિ, પણ તેના ફીક્કા ચહેરા ઉપરથી લાગતુ કે એના મનમાં કાંઈ વહેમ પડયો છે ખરો

અતે સર્વ ભેદ ફૂટી ગયો એક દિવસ તે પથારીમા સુવા જતી હતી, ત્યારે જમીન ઉપર એક ચોળાઇ ગએલો કાગળનો કકડો તેણે જોયો. તે તેણે ઉચકીને જોયો તો તેની કાકીના અક્ષર માલૂમ પડયા. કાકીએ બિન્દુને શો કાગળ લખ્યો હશે તે જાણવાની જીજ્ઞાસાએ દીવા આગળ જઇને તેણે તે વાચવા માડયો. બિન્દુ ઉપર થોડા દિવસ ઉપર તેની કાકીએ તેના લગ્ન સબધી જે કાગળ લખ્યો હતો તેજ આ કાગળ હતો બિન્દુથી ભૂલમા પડી ગયો હતો. વાચતા વાચતા સુધાની છાતી ધડકવા લાગી અને હાથ ધ્રુજવા લાગ્યા. કાગળ હાથમાંથી પડી ગયો, તેને ચક્કર આવી ગયા તેથી ગભરાઇને તે પથારીમા જઇને પડી.

પ્રથમ તો સ્વાભાવિક રીતે એને બહુ દુઃખ લાગ્યુ અને શરમ ઉત્પન્ન થઇ. શરત જેવા ડાહ્યા, સમજુ અને ભણેલા માણસે આવી બે-અદબ માગણી કેમ કરી હશે? પોતાના ઉપર નકામુ કલક શા માટે લગાડયુ હશે? તેની કાકીને ખબર પડી હતી અને કાલીતારાને ખબર

પડી હતી. આખુ જગત્ એ વાત જાણતું હતું. હવે એ સગાંવહાલા કે સ્નેહીઓ આગળ પોતાનુ મોં કેવી રીતે બતાવી શકે? એને એ લજ્જાસ્પદ, અપવિત્ર લાગ્યુ. તકીઆ ઉપર માથુ નાંખી દઇને છાનેમાને તેણે પુષ્કળ આંસુ પાડ્યાં.

આખી રાત એને જરા ઊંઘ આવી નહિ, અને કાંઇ ચેન પડયુ નહિ. પોતે ઘણી વાર રામાયણ વાંચેલું હતુ. તેમાની સીતાની પેઠે ધરતી માર્ગ આપે તો તેમાં સમાઈ જવાની તેને ઇચ્છા થઇ. એમ કરતાં કરતાં વહાણું વાયુ, પણ એને કાઇ ચેન પડયુ નહિ સવારના પહોરમાં એ ફરીને પોતાનાં બહેન બનેવીને પણ શી રીતે મોં દેખાડે? .

સવારનુ ઝઝકળુ થયુ એટલે એ ફરીને બોલ્યા ચાલ્યા વગર બિન્દુ ના જુવે તેમ નીચે ચાલી ગઇ, અને રોજનુ ઘરનુ કામકાજ કરવા મડી ગઇ. વાસણ માંજ્યા અને વીછળ્યા, ચોક આગણુ વાળ્યુ, કુવેથી પાણી ભરી આવી, ને સર્વે વાત ભૂલી જવાને માટે કામમા ગુથાઇ બારણું ઉઘાડીને ચાકરડી અદર આવી ત્યારે તે ધ્રુજવા લાગી દૂધવાળી આવી ત્યારે દેવતા સળગાવવાને બહાને તે રસોડામાં જતી રહી.

આવી રીતે છાના દુઃખમા ને દુ:ખમા એક પછી એક દિવસ જતા હતા. શરમની છાપ એના મન ઉપર પડી રહી અને તેના સુકુમાર હૃદયમા અત્યત ઉદ્વેગ થવા લાગ્યો. આટલી આટલી મુઝવણમા પણ તેને એક પ્રકારની ગૂઢ આશા હતી. શરતે આખા જગતના અભિપ્રાયની દરકાર છોડી દઇને પોતાની સાથે લગ્ન કરવાની માગણી કરવાની હિમત કરી હતી તે વિચારથી તેનુ મન પ્રફુલ્લિત થતું હતું. તેને લાગતું હતું કે એ આનંદ અપવિત્ર કહેવાય. પરતુ એના સરખા ખીલતા હૃદયના ગાઢ તિમિરમા એક કિરણ પણ રહેવા ન દેવુ એ કાતો અમાનુષી શક્તિવાળી અથવા ગૌણ સ્ત્રીથી થાય તેવું કાર્ય હતુ

એક દિવસ બપોરે બિન્દુ સુવાના ઓરડામા આવીને જુવે છે તો સુધાને બારી આગળ બેસીને એક ચોપડી વાચતાં જોઈ તેને જેવી આવતાં જોઇ કે સુધાએ ચોપડી બંધ કરી દીધી.

બિન્દુએ પૂછ્યુ, "બહેન એ તું કઇ ચોપડી વાચતી હતી વારૂ?"

સુધાએ લજવાઇને નીચુ જોઇને કહ્યું, "એ તો બકીમચદ્રની ચોપડી."

"પણ એ ચોપડીનુ નામ શુ?"

"એનું નામ વિષવૃક્ષ છે."

બિન્દુએ ગભીર મો રાખીને જરા ઠપકાથી કહ્યુ, " મને એ ચોપડી આપી દે, તારે એવી ચોપડી વાંચવી નહિ. "

સુધાએ ચોપડી આપી દીધી અને ધીમેથી પૂછ્યુ, " કેમ બહેન, એ ખરાબ ચોપડી છે ? "

" ના સુધા, બગાળીમા એ સૌથી સરસમા સરસ નવલકથા છે, પણ તુ હજી બાળક છે તેથી તારે એવી ચોપડીઓ વાચવાને વાર છે. "

" ત્યારે બહેન એની વાત તો જરા કહે, એનુ પરિણામ શુ આવે છે તે જાણવાનુ મને બહુ મન છે. "

" વાત તો ટુકી છે. એક બાળ વિધવા વાર્તાના નાયક સાથે પરણે છે, પણ છેવટ દુઃખી થાય છે તેથી ઝેર પીને મરી જાય છે. "

ઓરડામાથી ફરતી વખતે સુધાના મો ઉપરથી તમામ લોહી ઉડી ગયુ હતુ

---

## પ્રકરણ ૬ ઠું.

### દીવાળીનો ઉત્સવ.

દીવાળીની રાત આવી પહોચી. કલકત્તાની રોશની અને આતશબાજીનુ તો કાઇ પૂછવુ જ નહિ. મોટા વિશાળ મકાનો, ગૅસના દીવા અને વિજળીના પ્રકાશથી ઝગઝગી રહ્યાં હતા. નહાનામા નહાના ઘરોમા પણ દીવા મૂકેલા હતા છોકરાઓ પુષ્કળ દારૂખાનુ છોડતા હતા. હવાઇઓ ઉંચે ઉંચે જઇને નીચે પડતી હતી ફટાકા અને ટેટાના અવાજથી આખુ ગામ ગાજી રહ્યુ હતુ. નાના છોકરા રગરગીત દીવાસળીઓ અને ફુલકરણીઓ છોડીને ખુશ થતા હતા ને કૂદતા હતા કેટલાક સુકી ભાડીની સાંઠીઓ સળગાવી ભડકા કરતા હતા.

આ સર્વ રોશનીનો ભપકો, આતશબાજી તથા તે દહાડે ઘેર ઘેર પૂજાતી ભયાનક કાલીની મૂર્તિઓ જોયા વગર શરત નીચી નજર રાખીને ધડકતી છાતીએ ભવાનીપુરની સાંકડી ગલીમાં ચાલતો ચાલતો હેમચંદ્રને ઘેર આવી પહોચ્યો· કબુલાત પ્રમાણે બિન્દુ તેને મળશે એમ તેણે ધાર્યુ હતું, પણ તેને બદલે હેમ પોતે જ બારણામાં ઉભો હતો. શરતનો હાથ પકડીને આગલા ઓરડામા તે તેને લઇ ગયો, શરત બિચારો માથુ નીચું ઘાલીને આશા અને ભયની વચ્ચે ઝોકાં ખાતો ચાલતો હતો.

હેમે દીવો સકોરતા સકોરતા કહ્યુ, "શરત તારી માગણી વિષે બિન્દુએ મને વાત કરી છે."

શરતે ગભરાતા ગભરાતાં કહ્યુ, "જો મારી ઘણી બેઅદબી થઇ હોય ને તમારી માયાનો મેં ગેરઉપયોગ કર્યો હોય તો તમારા સ્નેહની ખાતર મને માફ કરજો."

"શરત, તે કાઇ ખોટુ કર્યુ નથી એટલે માફ કરવાનુ કાઇ નથી આખી દુનીઆ ભલે તારો વાક કહાડે પણ મને તો તારે માટે ઘણો ઉચો અભિપ્રાય છે અને તે હમેશ કાયમ રહેશે."

શરતને કાઇ જવાબ સૂઝયો નહિ પણ એની આખ ઉપરથી જ એના મનની ઉપકારવૃત્તિ જણાઈ આવતી હતી

હેમે તે જોયુ અને તેણે બોલવાનુ જારી રાખ્યુ

"બિન્દુ પણ તારા ઉપર નાનપણથી ભાઇ જેવો સ્નેહ રાખે છે તે કદી તેનો સ્નેહ શિથિલ નહિ કરે. તે જે હિમત અને ઉદાત્ત બુદ્ધિથી આ માગણી કરી છે તેથી તો ઉલટો તારે માટે અમારો વધારે સારો મત થયો છે"

'તમારી અને બિન્દુ બાહેનની માયા હુ જીવતા સુધી વીસરીશ નહિ,' શરતે કહ્યુ પણ હેમની બોલવાની ઢબ ઉપરથી એને લાગ્યુ કે છેવટે એમા કાઇ વળવાનુ નથી

હેમે પૃછ્યુ, ' આ માગણી કરતા પહેલા તે ચારે તરફનો વિચાર કરી જોયો છે? એક પળના જુસ્સાના આવેશમા તો તે કાઇ નિશ્ચય નથી કરી દીધો ને?"

"હેમ' હુ ખરૂ કહુ છુ કે મે ઘણા વખત સુધી એ વિષય ઉપર તર્કવિતર્ક કરીને જ તમારી આગળ વાત કરી છે મને લાગે છે કે મેં જે કયુ છે તે સારાને જ માટે છે."

"શરત, મારા કરતા તુ વધારે કેળવાએલો છે. પણ ઉમરમા તુ મારા કરતા નાનો છે. તેથી વખતે એકાદ બે વાત તારા લક્ષમાં ના આવી હોય માટે મને બે બોલ કહેવા દે તુ જાણે છે કે જુના વિચારના લોકો વિધ્વાના પુનર્લગ્નને બહુ નીચ કામ ગણે છે."

"હેમ' જે લોકો માત્ર દુરાગ્રહની ખાતર ગાડરીઆ પ્રવાહ પ્રમાણે ચાલે છે તે લોકોના મતની હુ બહુ દરકાર કરતો નથી. જરા પણ આચકા વગર એવી નિદા તો મે ઘણીવાર સહન કરી છે અને જીવનના સુખની ખાતર હજી પણ સહન કરી શકું"

"શરત ! તુ જાણે છે કે તને આ કાર્યને માટે ન્યાત બહાર મુકશે ?"

"જો એ લોકોને ફાવે તો ભલે મને ન્યાત બહાર મુકે"

"તું જાણે છે કે તારા કુળવાન ખાનદાનને એથી કલંક લાગ્યુ લેખાશે ?"

"જો એ પાપનુ કાર્ય ના હોય તો અમને કાંઈ કલંક લાગી શકે નહિ. જો તમને પોતાને આ પગલુ પાપ અને અપવિત્રતા ભરેલુ લાગતું હોય તો મને ખુશીથી કહી દો કે હુ ત્યા જ અટકુ."

"વિધવાનુ ફરી લગ્ન કરવામા કાંઈ પાપ તો છે જ નહિ આપણા અસલના શાસ્ત્રો અને પ્રાચીન રૂઢિ પ્રમાણે તો એને માટે કાંઇ પ્રતિબંધન છે જ નહિ એ તો માત્ર અર્વાચીન સમયમા જ એની વિરુદ્ધ લાકલાગણી થઇ છે."

"જો એમ જ હોય, ને તેમા કાંઈ પાપ ના હોય અને ઉલટુ સારૂ પરિણામ થતુ હોય તો માત્ર દુરાગ્રહની ખાતર વાંધો કહાડવાની કાંઇ જરૂર છે ? પચાસ વર્ષ ઉપર સમુદ્રપ્રયાણ કરવાની સામે કેટલો વિરુદ્ધ લોકમત હતો, પણ હવે દર અઠવાડીએ સેંકડો માણસો આફ્રિકા, બ્રહ્મદેશ, મદ્રાસ ને સીલોન દરીઆને રસ્તે જાય છે. એનુ નામ તે ઉત્કર્ષ કાંઇ પણ ફેરફાર કર્યા વગર એકની એક સ્થિતિમા પડી રહેવાથી તો પ્રજાત્વનો નાશ થવાનો સંભવ છે"

"સાંભળ શરત, તુ ડાહ્યો ને સમજુ છે તેથી હુ તને ખરેખર કહી દઇશ. આપણા મનના આવેશ અને ઉત્સાહ જીવન પર્યંત પહોંચતા નથી હુ જાણુ છુ કે હાલ તો સુધાને માટે તને અત્યંત ઉદાર પ્રેમ છે, પણ કદાપિ વખત જતા એ પ્રેમ જેવો ને તેવો ટકે નહિ—મને બોલતા ગેરાશ નહિ હુ કહુ તે લક્ષપૂર્વક સાંભળ તારા હમણાના ઉત્કટ પ્રેમને માટે મને કંઈ શંકા નથી પણ એ ભાવ ધીમે ધીમે ઓસરાઇ જાય એવો પણ સંભવ છે, અને ઉતાવળુ પગલુ ભર્યાને લીધે જીવન પર્યંત પસ્તાવો રહી જાય. તને ન્યાત બહાર મુકે ને તારા કુટુંબ સાથે આપણા લોકો કાંઇ સંસર્ગ રાખે નહિ તો તારી પ્રજાના લગ્નપ્રસંગે કેટલો વાંધો ઉઠે ? તારી છોકરીઓને કોઇ પરણશે નહિ ન્યાતજાતના મંડળોમા તારા છોકરાઓને કોઇ બોલાવશે નહિ, તે વખતે કદાપિ તને લાગે કે જુવાનીમા આવુ ઉદ્ધત પગલુ ના ભર્યુ હોત, મિત્ર, સગાસંબંધી સર્વના મતની વિરુદ્ધ ના ચાલ્યો હોત તો ઘડપણમાં આવુ દુઃખ ના પડત, ને સુખશાંતિમાં દિવસ ગાળત, અને છોકરાઓને સહુ કોઈ આદર કરીને બોલાવત, અને કોઈ તુચ્છકારી ના કહાડત; હજી તારૂ મન ફેરવવાને વખત છે. સુધાના કરતા ઘણીએ દેખા-

વડી કન્યાઓ આપણી ન્યાતમા છે. તારા જેવા છોકરાને કન્યા આપવાને કોઇ પણ માબાપ નાખુશ નહિં હોય. તે માટે તું છેવટનો નિશ્ચય કરે તે પહેલાં બરોબર વિચાર કરી જો. હજી તો આગળ તારે ઘણાં વર્ષ કહાડવાના છે, તેથી જુવાનીમા વિચારીને પગલુ ભરજે કે ઘડપણમા પસ્તાવો ના થાય. ”

શરતે સર્વ વાત ધ્યાનપૂર્વક સાભળીને પછી નમ્રતાથી જવાબ દીધો:— “ હેમ, મારા ઉપર વિશ્વાસ રાખજો. હુ સત્ય કહુ છુ કે મે ઉદ્ધતપણામા કે મોહાધ થઇને આ કાર્ય નથી આરભ્યુ. જીવનમા સુખ મેળવવાની હુ આશા રાખુ છુ, સુખનો નાશ કરવાની મારી ઇચ્છા નથી. ઘડપણમા મને દુ:ખ પડશે ને પસ્તાવો થશે એમ તમે કહો છો. પરતુ આપણા અગ્રગામી સુધારકો તરફ દૃષ્ટિ કરો ! તેમણે જુવાનીમા હિમત અને પ્રતિષ્ઠાના કાર્ય કર્યા હતાં તેથી શુ તેમને હવે પસ્તાવો થાય છે ? આપણા દેશમાં તો સત્ય ધર્મનો પથ દર્શાવનારા અનેક લોકોને ન્યાત બહાર મુકવામાં આવ્યા છે તેમ જ વિદ્યા, કળા, પદ્વી, માન વગેરે મેળવવાને યુરોપ જવાને લીધે અનેક સદ્‌ગૃહસ્થોને ન્યાત બહાર મુક્યા છે. ઘણા એકને સસારસુધારો ગ્રહણ કરીને પોતાના કુટુબમા તે દાખલ કરવાને માટે ન્યાત બહાર મુકે છે ! સાસારિક સ્થિતિ સુધારનાર આમાના કોઇને પોતાની હિમત ભરેલી વર્તણૂક માટે પસ્તાવો થતો હોય એવુ તમને ભામે છે ? ન્યાત બહાર મુકશે ! એમા તે હવે આગળ જેવો ત્રાસ કયાં રહ્યો છે ? ન્યાત બહાર રહેવામા જે બહાદુરી ગણાતી હતી તે પણ હવે નથી રહ્યું. અને જુના વિચારવાળાના ન્યાત બહાર મુકવાના હથીઆરનુ આજ કાઇ બળ રહ્યુ નથી. હવે કલકત્તામા દરેક પ્રતિષ્ઠિત કુટુબમાથી છોકરાઓ અભ્યાસને અર્થે યુરોપ જાય છે તેમને ન્યાત બહાર કોણ મુકે છે ? અને જો બધાને ન્યાત બહાર મુકે તો પ્રતિષ્ઠિત વર્ગમાથી ન્યાતમા રહેશે પણ કોણ ? મહાન સુધારકો જે આપણને સદ્દબોધ આપે છે અને સત્ય માર્ગે દોરે છે, જેઓ સાસારિક અને રાજકીય ઉન્નતિ માટે પ્રયાસ કરે છે તેમને શુ લોકો આપણા હિંદુ સમાજમાથી નિવારી મુકે છે ? ઉલટુ એ લોકોના મહાન પ્રયાસને લીધે તો આપણા દેશની પ્રજાકીય ઉન્નતિ થાય છે. એમના દૃષ્ટાત આપણને આધારરૂપ છે અને તે આપણને ઉત્કર્ષના માર્ગમા ઉત્તેજી પ્રેરે છે. માનનીય વિદ્યાસાગર, વિદ્વાન મધુસુદન, ઉત્સાહી કેશવચદ્રસેન, દેશભક્ત સુરેદ્રનાથ આ સર્વને જો કે નામની ખાતર ન્યાત બહાર મુકેલા, પણ એ લોકો વગર આપણો જનસમાજ ચાલે તેમ કયા છે ? આપણી જ ન્યાતના લોકો આ

સર્વ મહા પુરુષોને માટે અભિમાન ધરાવે છે મારા મૂર્ખાઇ ભરેલા બોલવા માટે મને માફ કરજો. તેમ જ આ સબધે આ સર્વ યશસ્વી ગૃહસ્થોના નામ દઉં છુ તે માટે પણ માફ કરજો. હુ કાઇ મોટો સુધારક નથી તેમ જ કાઇ અગ્રેસર નથી હુ તો એક ક્ષુદ્ર વિદ્યાર્થી છુ, અને મારા પોતાના સ્વાર્થ અને સુખની આકાક્ષા રાખુ છુ હુ માત્ર એટલુ જ કહુ છુ કે ન્યાત બહાર મુકવાની તો હવે માત્ર બીવડામણી રહી છે સત્ય ને ન્યાયનો માર્ગ ગ્રહણ કરવાથી કોઇને દુ ખ પડવાનુ નથી ”

શરત, તે ઘણી સારી રીતે અને હોશીઆરીથી તારો પક્ષ રજુ કર્યો છે ઉદ્ધતાઇ કે મોહાધપણાને લીધે આ માગણી કરી નથી એ તારા વચનોથી મને પૂર્ણ સતોષ થયો છે એટલુ માનજે કે આપણી મૂર્ખાઇ અને ઉદ્ધતાઇથી આપણા ઉપર જેટલા દુ ખ પડે છે તેટલા બીજા કશાથી પડતા નથી ”

“ હેમ, એ હુ જાણુ છુ, મે જેટલો વિચાર કર્યો છે તેટલા ઉપરથી મને તો એમ જ લાગે છે કે હુ કાઇ દુ.ખ વહોરતો નથી, પણ ઉલટુ જીવનપર્યતનુ મને સુખ મળશે એવી આશા રાખુ છુ દિવસોના દિવસો સુધી મેં એની પરીક્ષા કરી લીધી છે એ પોતાનો પ્રેમ અર્પી મને કૃતાર્થ કરશે તો મારા જેટલો સુખી દુનીઆમા બીજો કોઇ રહેશે નહિ એનુ નિર્દોષપણુ, તેમ જ એની શ્રદ્ધા, સુકોમળતા, દૃઢતા, સત્યનિષ્ઠતા અને પવિત્રતા એ સર્વ જ મારા પ્રેમનુ કારણ છે જે સદ્‌ભાગી પુરુષનુ હૃદય એનો પ્રેમ પામશે તેને ખરેખર સ્વર્ગનુ સુખ મળશે આ બે મહિના એનાથી દૂર રહેવાને લીધે મારા હૃદયમા કેવી વ્યથા થઇ છે તથા હુ ઘેલા જેવો થઇ ગયો છુ, તે સર્વ હુ કહેવા માગતો નથી હુ માત્ર એટલુ જ કહુ છુ કે જો મારી આ આશાભગ થઇ તો પછી આ જગતના મારા સર્વ પ્રયાસ, સર્વ ઉમેદોનો પણ અત જ આવ્યો જાણજો. ત્યાર પછીના નીરસ, આનદરહિત જીવનમા પ્રયાણ કરવા યોગ્ય કાઇ રહેશે નહિ ”

“શરત ! જરા લાજ પોતે ધારેલી એક કન્યાનો કર ના ગ્રહણ કરી શકવાથી તારા જેવા જુવાન મરદે અન્ય સર્વ વ્યવહારિક પ્રયાસ, ઉમેદ છોડી દેવાની વાત સરખી પણ કરવી ના જોઇએ સુધાને તુ તારી પોતાની ના કરી શકે તેથી તુ શુ તારી આટલી અક્કલ, ડહાપણ ને આવડત આ જીવનના બીજાં મહાન કર્તવ્ય છોડી દઇશ ?”

‘ હેમ, તમારો જવાબ એ જ છે ને ? જીવનના કર્તવ્ય સફળ કરવાને માટે અન્ય ઉમેદ અને આશાની સર્વ કોઇને જરૂર પડે છે આશાને લીધે તો મનુષ્ય જીવી શકે છે અને ગુલામની પેઠે વેઠ નથી કરતો પણ તમે જો

આ જ નિશ્ચય કર્યો હોય તો પછી મારી દલીલ કાંઇ ઉપયોગની નથી, અને મારૂં ધાર્યું નથી થવાનું તો તમારો ને બિન્દુ બહેનનો ગુન્હો કર્યો છે તેને માટે મને કૃપા કરીને માફ કરજો. તેમ જ અજાણપણે મારી મૂર્ખાઇથી જે નુકસાન થયું હોય તેને માટે પણ માફ કરજો. અને નાનપણથી મારાં ઉપર જે બંધુભાવ રાખો છો તે કાયમ રાખશો એવી હું આશા રાખું છું.”

શરતની આંખમા પાણી આવી ગયા હતા તે છુપાવવાને તેણે મોં ફેરવી દીધું અને તે ઉભો થયો. હેમે ધીમે રહીને તેના ઉપર હાથ મુક્યો અને કહ્યું, “શરત, મારા બોલવાથી તને દુ:ખ લાગ્યું હોય તો મને માફ કરજે. તે ઉછાંછળાપણામાં કે એક પળના આવેશમાં આ માગણી નથી કરી એ મારે જાણી લેવું હતું. ઉંડો વિચાર કરતા હજી જો તને આ ડહાપણ ભરેલું પગલું લાગતું હોય તો મારી સંપૂર્ણ ખુશીથી હું તને હા કહું છું, તેમ જ તારી હિંમત અને ઉદાર બુદ્ધિ માટે હું તને શાબાશી આપું છું બિન્દુ એને પોતાને મોઢેથી હા કહેવાને તત્પર થએલી છે, અને તે ઉપર તારી જ રાહ જુવે છે. જો દયાળુ ઇશ્વરની મરજી સુધાને સુખી કરવાની હોય તો પછી અમારે શું કરવા આડે આવવું જોઇએ? એ મહાકૃપાળુ પ્રભુ તમને અખંડ સુખ આપો અને નિરંતર તમારૂં રક્ષણ કરો.”

શરતથી જવાબ દઇ શકાયો નહિ. પરંતુ અત્યાર સુધી એણે જે મહા પ્રયાસે આંસુ ખાળી રાખ્યા હતા તે હેમના હાથ ઉપર પડયાં. પછી તે ઉપર ગયો.

બિન્દુ એક દીવેલનો દીવો સળગાવીને સાદડી ઉપર બેઠી હતી. એટલામા શરત ત્યાં આવ્યો તેનો ચહેરો ઉશ્કેરાયલો હતો. તે ઉપકાર અને માનની વૃત્તિથી બિન્દુને પગે પડયો.

“મારા શૂન્ય જીવનને આટલું સુખી કર્યું તેનો બદલો બહેન, હું શી રીતે વાળી શકીશ?”

બિન્દુ શરતને હવે બનેવી જ ગણતી હતી, તેથી તેણે સાળીના હકથી તેની મશ્કરી કરવા માંડી. “જા ભાઇ, મને અહીં એકલી બેસી રહેવા દે અને મારા પગને સ્પર્શ કરીશ નહિ. હવે તો તમે બીજા કોઇને પગે પડો તે યોગ્ય ગણાય. મને પગે લાગવામા કાંઇ ફાયદો નથી.”

શરતે ફરીથી કહ્યું, “બહેન, તેં તારા પતિ આગળ મારી માગણી રજુ કરી મારી વતી વકીલાત કરીને તેની સમ્મતિ મેળવી; જીવનપર્યંતનું સુખ મને તમારે લીધે મળ્યું તે ઉપકારનો બદલો હું શી રીતે વાળી શકું?”

“અરે જવા દેને ભાઈ, અમારી સમ્મતિની જરૂર જ શી હતી?

વરકન્યાએ એકએકને પોતાનાં હૃદય અર્પણ કરી દીધાં હતાં ત્યાં અમારી સમ્મતિની જરૂર શી રહે?"

"વહાલી બહેન બિન્દુ! એક ક્ષણ તો મારી મશ્કરી કરવાનું બંધ રાખો, અને તમારી પૂર્ણ સમ્મતિ આપીને અમને આશીર્વાદ દો. સુધા હજી ઘણી બાળક છે. તે તમારી ઇચ્છા વગર શી રીતે સમ્મતિ આપી શકે?"

"એ હવે તો કાંઇ બાળક નથી. અમારા બધાં કરતાં આ બાબતમાં એ વધારે સમજે છે. વાર્તાઓ ને નવલકથાઓ વાંચી વાંચીને પ્રેમના બધા માર્ગ એ જાણે છે."

"બહેન! એક ક્ષણ મશ્કરી રહેવા દઇને ગંભીરપણે બે બોલ કહેવાની હુ નમ્રતાપૂર્વક વિનતી કરૂ છું."

"ભાઇ! મને આટલી નમ્રતાથી વિનવે છે તે સુધાને કદાચ અદેખાઈ આવશે! મારી બહેનનુ મન દુભવવાની કે એનો હક્ક છીનવી લેવાની બેશક મારી ઇચ્છા નથી."

"હુ તો હવે ખરેખરો મહાત થયો! મે ધાર્યું હતું કે આ પ્રસંગનો લાભ લઇને હું તારી સલાહ લઇશ અને બધો બંદોબસ્ત કરી દઇશ. પણ તને તો જરા દયા નથી. મારી બધી આજીજીને જરા ગણુતી નથી."

"હવે બંદોબસ્ત કરવાનો બાકી શો છે? મે તો જાણ્યુ કે વરકન્યાએ બધુ ચોક્કસ કરી દીધુ છે. માત્ર લગ્નવિધિ કરવાને ગોરને બોલાવવાનો બાકી છે–કે વખતે કૉલેજના છોકરાઓને તો ગોરનીએ જરૂર નહિ પડતી હોય. પોતાની મેળે જ સર્વ વિધિ કરતા હશે. અને રીતભાતે બધી સુધા મેળે જ કરી લેશેને! એને બોલાવુ?"

શરત થાકીને ઉઠયો, કેમકે બિન્દુની મશ્કરીનો અંત આણવો મુશ્કેલ હતો. તેના હાથ પોતાના હાથમાં લઇને ફરીથી એકવાર તેણે વિનતી કરી. "બહેન! તું મારૂ જરા સાંભળતી નથી, તેથી હું તો હવે જાઉં છુ. પણ હું જાઉં તે પહેલાં એકવાર અમને આશીર્વાદના બે બોલ કહે, તારો આશીર્વાદ મેળવવાને હુ બહુ જ ઉત્સુક છું. જગતની સર્વ વસ્તુ કરતાં મારે મન તેનું વધારે મૂલ્ય છે."

હવે બિન્દુથી રહેવાયુ નહિ, તેથી તે બોલી, "શરત, મારી બહેનને સુખી કરવાની ઇશ્વરની જ જ્યારે મરજી થઇ છે તો હું શુ કરવા વાંધો લઉં? એ પતિતપાવન દીનદયાળુ પ્રભુ મારી બહેનને નિરંતર સુખમાં રાખે ને તને તારા સરખા સુદૃઢ મનના અને ઉદાર વૃત્તિવાળાને યોગ્ય સમૃદ્ધિ

અને યશ આપે. અને સુધા તારી આજ્ઞા પાળી તારા ઉપર સદા પ્રવિત્ર પ્રેમ રાખે એટલું જ હું ઇચ્છું છું.”

મોડી રાત્રે જ્યારે શરત ઘેર જવા નીકળ્યો ત્યારે તે પોતાને અત્યંત સુખી થયેલો ગણવા લાગ્યો. ધીરેથી તે આંગણા નીચે ગયો. તેણે કાંઈ અવાજ સાંભળ્યો તેથી તે સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. સુધા કોઠારનાં બારણાં બંધ કરીને દીવો લઇને ઉપર જતી હતી. લગભગ બે મહિના થયા એણે એના મોં સામુ જોયું નહોતું. તે આ વખતે એ પવિત્ર મધુર અને પ્રેમમય મૂર્તિના ચહેરા તરફ એક દૃષ્ટિથી જોઈ રહ્યો. અવર્ણ્ય ગહન વિચારોથી તેનું અંતઃકરણ ઉન્મત્ત થઇ ગયુ હતું. તેથી બોલ્યા ચાલ્યા વગર તે ત્યાં જ ઉભો રહ્યો.

બારણાંની સાંકળ દઈ તાળુ વાશીને સુધા બીજી તરફ ફરી.

શરતને પોતાની તરફ દૃષ્ટિ કરતો બોલ્યા ચાલ્યા વગર ઉભેલો જોયો તેથી તેનુ મોં લજ્જાયમાન થઇ ગયુ. લજ્જાને લીધે તેણે નીચું જોવા માંડયુ. શરત તેના સામુ ન જુવે માટે તેણે જરા આધુ ઓઢયુ. ઉભે ઉભે તેનુ શરીર કંપવા લાગ્યુ, અને તેના મોં ઉપર, ધસી આવેલા લોહીને લીધે રતાશ પ્રસરી રહી. તેણે દીવો હોલવી નાંખ્યો અને લજ્જા છુપાવવાને તે ઉપર દોડી ગઇ.

---

## પ્રકરણ ૭ મું.

### માની આજ્ઞા.

મધ્ય રાત્રિ વીતી ગઈ હતી, અને દીવાળીની રાતના બધા દીવા હોલવાઇ ગયા હતા. લોકોની ઠઠ પણ વીખરાઇ ગઈ હતી. શાંત અને એકાંત રસ્તામાં થઇને શરત પોતાને ઘેર જતો હતો. સંધ્યાકાળના બનાવના વિચારોથી એનું હૃદય ધડકતું હતું. એના નસીબમાં સર્વે સુખની આશા ફળીભૂત થવાનું હશે કે પ્રગટીને હોલવાઈ ગએલા દીવાળીના દીવાની પેઠે નિરાશારૂપી ઘોર અંધારામાં જ રહેવાનું હશે !

અવાજ કર્યા વગર તે ઘરમાં દાખલ થયો, એટલે નોકરે આવીને તેના હાથમાં એક પત્ર મુક્યો, તે વખતે તેનું આખુ શરીર ધ્રુજ્યુ. દાદરમાં દીવો નહોતો. ઉપર જતાં જતાં કાંઈ વિચિત્ર ભયને લીધે એને બીક લાગી. છેલ્લા બેચાર અઠવાડીઆંના મનના થાકની હવે અસર જણાવા લાગી. ઉપર આ-

ધીમે દીવા આગળ પત્ર વાચતા વાંચતાં એના હાથ કપવા લાગ્યા. પત્ર ઉપર બનારસની છાપ જોઇને એને ગભરામણ છુટી. એની મા તરફથી એ પત્ર આવ્યો હતો અને તે નીચે પ્રમાણે હતોઃ—

"ચિરંજીવી શરત—

" તારી માના અનેક પ્રેમાશીર્વાદ વાચજે. ભુવનેશ્વર તને હમેશ સુખ શાંતિમાં રાખે, ને તારી સર્વ મનોવાચ્છના સફળ કરે એટલી જ એ મહા પ્રભુ પાસે નમ્ર પ્રાર્થના છે.

" દીકરા, કાઇક માઠી હકીકત મે સાભળી છે, તેથી મારા જીવને બહુ વ્યથા થાય છે. પણ તું શાણો છોકરો છે અને મારા ઉપર અત્યત સ્નેહ રાખે છે તેથી હુ તારે વિષેની ઉડતી ગપ માનતી નથી, હુ જાણુ છુ કે તું તારી દુ.ખી વિધવા માતાને કદી દુભવે જ નહિ.

" પુત્ર ' મે સાભળ્યુ છે કે વિધવા સુધાની સાથે લગ્ન કરવાની તારી ઇચ્છા છે. આ કાર્ય તો બહુ પાપ ગણાય છે તે જો તું કરીશ તો તારા બાપનુ નામ બોળાશે, ને તારી માતાનુ મન દુભાશે. તારા જેવો આજ્ઞાંકિત છોકરો મને દુખ નહિ જ દે એ મારી ખાત્રી છે

" મારા વહાલા પુત્ર ' મે આ સસારમા બહુ દુ:ખ વેઠ્યા છે તારા બાપ મને અપાર દુખમા નાખીને ચાલી ગયા મે તારી બહેનને માટે કેટલુ દુખ વેઠ્યુ છે તે તુ જાણે છે. તુ માત્ર મારૂ હૃદય-રત્ન અને જીવનનો આધાર છે મારી સર્વ આશા તારા ઉપર છે. ત્યારે મારા ઘડપણના પાછલા વખતમા તું મને દુખ નહિ દે એવી આશા છે

" રે મારા શરત ' તારૂ આયુષ્ય સો વર્ષનુ થજો, અને દયાનિધાન ભગવાન તારા જીવનમા સુખ વર્ષાવે અને તને નીતિ તથા સદાચારનો રસ્તો સુઝાડે. મારા જેવી ગરીબ મા બીજો શો આશીર્વાદ દે ? મારા વહાલા દીકરા, હુ તને મળવા કલકત્તે જલદીથી આવવાની છુ. "

શરતે પત્ર એકવાર પુરો વાચ્યો, વળી પાછો વાંચ્યો એમ બે ત્રણ વાર આખો પત્ર વાંચી જોયો પછી તેના હાથમાંથી કાગળ સરી પડયો, તેનુ શરીર કપવા લાગ્યુ, તેની આંખે અધારા આવ્યાં અને બેશુદ્ધ થઇને તે જમીન ઉપર પડી ગયો. તે શુદ્ધિમાં કેટલી વારે આવ્યો તેનુ તેને કાંઈ સ્મરણ નહોતું. ઉઠીને તેણે બારી ઉઘાડી અને બહાર અધારા તરફ જોતો બેઠો. પછી પોતાના અપાર દુ:ખનો વિચાર તેના મગજમા આવ્યો. જાણે મૃત્યુની છાયા તેના ઉપર પડી હોય તેમ તે સ્થિર આંખ રાખીને મૌન ધારણ કરીને બેસી રહ્યો.

તેની પોતાની નિરાશાનુ દુઃખ તો તેને કાંઇ જ ગણતરીમા નહોતું. તે તો અવશેષ રહેલો કાળ, જીવનના સર્વ સુખની આશા તજી આનંદ અને ઉમેદરહિત નીરસતાથી ગાળે, પણ બિન્દુ, હેમ અને નિર્દોષ સુધાનો વિચાર આવતા તેનુ અંતકરણ કંપી કરતું નહોતું. એના લગ્નની વાત ચારે દિશાએ ફેલાઇ હતી, તે તે જાણતો હતો. તેથી જો હવે પોતે આપેલું વચન તોડે તો પણ લોકો તો સુધાના નિષ્કલંક કુટુંબનો તિરસ્કાર અને અવગણના કર્યા વગર રહે નહિ એમ તેને લાગ્યુ. જે કુટુંબમા તે સ્નેહ અને મમતાથી રહી મોટા થયો તથા જેમણે તેના શૂન્ય જીવનને સુખમય કર્યુ તે કુટુંબની તે પોતાની વર્તણુકથી અપકીર્તિ કરશે ? બિન્દુ તેને સગા ભાઈ કરતા પણ વધારે ગણતી હતી, તેમ જ હેમ પણ પોતાના નહાના ભાઇ સમાન તેને ગણતો હતો, તે સર્વનો આવો બદલો દેશે ? ઘરમા રહી ઝેરી નાગની માફક ડંખ દઇને તેમના ગૃહસુખનો નાશ કરીને જતો રહેશે ? "ઓ મા ! એક વાર તારી આજ્ઞા પ્રમાણે ના ચાલુ તો મને માફ નહિ કરે ? મારાથી તેમનો વિશ્વાસઘાત નહિ કરાય." શરતચી ઘાંટો પાડીને બોલાઈ જવાયુ.

પછી તેને નિર્દોષ, શુદ્ધ, વિશ્વાસુ સુધાનો વિચાર આવ્યો. છ મહિના અગાઉ તો એ સરળ બાળા એક બાલિકા જેવી હતી. અજાણપણે જ તેણે તેના મનમા નવા વિચાર–નવુ જીવન ઉત્પન્ન કર્યુ હતુ. તેના હૃદયમા એક નવા જ પ્રકારનો આનંદ તેણે પ્રેર્યો હતો હવે શુ તેને તજી દેવી પડશે અને તેનુ જીવિત તે દુઃખિત તેમ જ તિરસ્કારપાત્ર કરશે ? કારણ કે દરેક જણ એના સામી આંગળી કરશે સદ્ગુણી સ્ત્રીઓ એનુ નામ દેતાં પણ શરમાશે અને તે અનાથ બાળા મનના દુઃખને લીધે ક્ષીણ થતી જશે તથા છેવટ અકાળે મૃત્યુવશ થશે તેનુ મગજ કરવા લાગ્યુ, રાતની શીતળ ઝાકળને લીધે મગજ કાંઈ શાંત થાય એ આશાથી માથુ બારીની બહાર કહાડીને તે બેસી રહ્યો. સર્વ જગત્ નિદ્રાવશ હતુ. અંધકારનુ રાજ્ય પ્રસરી રહ્યું હતુ અને શાંત ભૂમિ તરફ અગણિત તારા દૃષ્ટિ કરી રહ્યા હતા

એમ કરતા કરતા પૂર્વમા ઉષાનો આભાસ થવા માંડયો. પોતાની પ્રિય માતા જેણે અનેક સંકટ વેઠીને તેને મોટો કર્યો હતો તેને હવે આ જીવનમા ઘણો લાંબો કાળ કહાડવાનો નહોતો રહ્યો "મને વૃદ્ધાવસ્થાનુ સુખસ્થાન ગણે છે તે માતાની આજ્ઞા વિરુદ્ધ શું હુ પગલુ ભરીશ ? હુ શુ તારા મનને દુભવીને તારા અવશેષ રહેલા કાળમા દુઃખ દેખાડીશ ? તારી વૃદ્ધ વયમાં આવા નવા પ્રકારનો સંતાપ કરીને તારૂ આયુષ્ય ટુકું

કરીશ ? હું મારી માતાની આજ્ઞાનો ભંગ કરૂ તેના કરતાં તો મરી જાઉં તો સારૂં." આવો વિચાર શરતને થયો.

અજાણપણે તેણે બારીના કઠેરા ઉપર માથુ ટેકવ્યુ હતું, અને પ્રાતઃકાળની શીતળતાને લીધે તે જરાવાર નિદ્રાવશ થયો. તે જ્યારે જાગ્યો ત્યારે ઓરડામાં સૂર્યનાં કિરણ પૂર્ણ જોસથી પ્રકાશતાં હતાં. એક ફીક્કા ચહેરાવાળી સ્ત્રી તેના ઉપર સ્નેહભરી દૃષ્ટિ કરીને પાસે ઉભી રહી હતી.

તેની મા પરોઢીઆમા આવી પહોચી હતી. તેણે કહ્યુ, "દીકરા શરત, તારો ચહેરો ફીક્કો પડી ગયો છે, અને તારૂ શરીર છેક લેવાઈ ગયુ છે. લોહીનુ તો નામનિશાન પણ તારા મોં ઉપર નથી. તું આખી રાત આમ બેસી કેમ રહ્યો હતો ? પથારીમા જઇને થોડીવાર આરામ લે."

માતાના અવાજથી શરતના હૃદય ઉપર અમૃતનુ સિચન થયુ હોય એવી અસર થઇ. ખુરશી ઉપરથી તે ઉઠયો અને તેને પગે પડીને ગળગળા અવાજથી તે બોલ્યો,

"મા ! મે જો તારા મનને કષ્ટ આપ્યુ હોય તો મને મૂર્ખને ક્ષમા કરજે. હુ જીવતા સુધી તારી આજ્ઞા કદી ઉથાપવાનો નથી."

માતા ઉપરના અત્યત પ્રેમને લીધે જ શરત પોતાનો વિચાર ફેરવી શક્યો હતો. આપણા દેશના લોકમા બીજી સર્વ લાગણીઓ કરતા વાત્સલ્ય વધારે હોય છે.

આસુ ભરી આખે તે બોલી, "બેટા ! હુ જાણુતી જ હતી કે તારી વૃદ્ધ માતાને તું નાહક દુઃખ નહિ દે. મારી આજ્ઞા તે હજી સુધી કદી ઉથાપી નથી. ઇશ્વર તને હજી ઘણુ સુખ દેખાડશે."

આ વાતને એક અઠવાડીઉ વીતી ગયુ ત્યાર પછી એક દિવસ એક યુવક એકલો હુગલીના પુલ ઉપર થઇને હાઉરાના રેલવે સ્ટેશન ઉપર જતો હતો. મુસાફરોના ટોળાં જતાં હતા, અસખ્ય ગાડીઓની હારની હાર જતી હતી અને રસ્તા ઉપર પુષ્કળ ગડબડાટ થઈ રહ્યો હતો. પરંતુ આ યુવક તો સીધો ચાલ્યો જ જતો હતો. પુલ ઉપરના દીવા પ્રકાશતા હતા અને નદીના પાણીમાં તેમના પ્રકાશના પ્રતિબિંબ ઝળકતાં હતાં. ધંધાર્થું લોકોની ધમાલ આ મોટા શહેરમાં પુષ્કળ મચી રહી હતી. પણ શરત દિલગીરીમાં ગરક થઈ ગયો હતો, તેથી કશાની દરકાર કર્યાવગર ધીમે ધીમે ચાલતો હતો.

દીવાળી પછીનુ અઠવાડીઉં તેણે કલકત્તામાં અત્યંત સંતાપમાં કહાડયુ. સગા, મિત્ર કોઇને મળવા સરખો તે નહોતો ગયો. ઘરની બહાર જ નીકળ્યો નહોતો. એક ચોપડી પણ ઉઘાડી નહોતી. કાંઇ પણ ઉદ્યોગમાં એનું ચિત્ત

લાગતું નહિ. જીંદગી એના મનથી તદ્દન નીરસ તથા શૂન્ય થઈ ગઈ હતી. માની આજ્ઞા પાળવાને માટે તેણે પોતાની સર્વ આશાનો ત્યાગ કર્યો હતો અને સર્વ સુખના મૂળનો તથા જીવનના હેતુનો ઉચ્છેદ કરી નાંખ્યો હતો.

કાલી તરફથી પત્ર આવ્યો હતો કે તેના પતિની તબીયત સારી ના હોવાથી તેઓ સર્વ રાણીગંજ જઈને રહ્યાં છે. આ પત્ર વાંચીને શરતને એક નવો જ વિચાર સુઝયો. રાણીગંજ બનેવીની સારવાર કરવાને જાય તો તેની પ્રેમપાત્ર સુધાથી દૂર રહી શકે અને પોતાની મેળે જ દેશવટો ભોગવી શકે. "દેશના ગમે તે અજાણ્યા ભાગમાં વસુ તો મારા મિત્ર, સગાં સર્વ મને વિસરી શકશે. કલકત્તામા સંતાપમાં દિવસ ગાળવા કરતાં એવા એકાંત સ્થાનથી મારૂ મન સ્વસ્થ થશે. એ સિવાય મારે જગતમાં સુખ રહ્યું નથી," આમ તેણે ધાર્યું.

શરતે તેની માતાને કહ્યું, "બિચારી કાલીતારા ગભરાતી હશે. તેના પતિની બરોબર માવજત કરવાને એના કુટુંબમાં કોઇ એવુ આવડીઆત છે નહિ. માટે મને ત્યાં જવાની રજા આપો."

"પણ મને અહીં કલકત્તામા એકલાં તારા વગર શી રીતે ગમે ?"

"પણ મા, તમે એકલા નહિ પડો કેમકે હેમ મારા કરતાં પણ તમને વધારે સારી રીતે સંભાળશે અને બિન્દુ બહેન પણ તમને મા જેવાં ગણશે."

"પણ તારી પરીક્ષા આટલી પાસે છતા તારાથી અભ્યાસ છોડીને કેવી રીતે જવાશે ?"

"મારાથી જો આ વર્ષે પરીક્ષામા નહિ જવાય તો હું આવતી સાલ જઇશ. પણ જો કાલીતારાના પતિની બરોબર સંભાળ ના લેવાય તો વખતે આપણને જન્મ પર્યંત પસ્તાવો રહી જાય."

આના જવાબમાં કાંઈ કહેવાનું રહ્યું નહિં, તેથી શરતની માએ તેને જવાની આજ્ઞા આપી અને રાણીગંજથી સારા સમાચાર આવે ત્યાં સુધી પોતે તો કલકત્તામાં જ રહેવાનો નિશ્ચય કર્યો, અને પછીથી પાછાં બનારસ જવાનુ ધાર્યું.

એટલા માટે શરત તે દિવસ સાંજરે હાઉરાના સ્ટેશન તરફ જતો હતો. જતા પહેલાં હેમ અને બિન્દુને એકવાર પણ તે મળ્યો નહોતો. પણ તેને ખાત્રી હતી તેમ કરવાનું કારણ તેઓ બરોબર સમજશે. ખોટું લગાડવાને બદલે તેની નિરાશા તેમ જ સંતાપને માટે તેના ઉપર તેઓ દયા લાવશે.

સ્ટેશન ઉપર કોઇ જાણીતું માણસ નજરે ના પડે એવી તેની ઇચ્છા હતી. રખેને હેમ તેને મળે તો એને પોતાને બહુ દુઃખ લાગશે એ ચિંતા તો તેને ઘણી જ હતી પણ કમનસીબે સ્ટેશન ઉપર પહેલવહેલો જ તેણે હેમને દીઠો

શરતનો હાથ પકડીને હેમે કહ્યું, " તું કેમ આમ સતાતો હતો ? અમને મળવા સરખોએ આવ્યો નહિ ? અમારે એટલા બધા મિત્રો નથી કે આપણો આટલો ગાઢો સબંધ સહેલથી છોડી શકીએ "

"હેમ ! તમે બધુ સમજો છો મને વિનાકારણ પૂછીને મારા નીચ સ્વભાવનુ અને મારી બીરુતાનુ ફરી સ્મરણ ના કરાવશો "

" શરત ! જગતને તારો દોષ કહાડવો હોય તો ભલે કહાડે તું તારી મેળે નાહક તારા પોતાના ઉપર દોષ મુકીશ નહિ તુ અસલ તો બહુ જ દૃઢ મનનો હતો અને હજી પણ તુ જો એમ જ માનવાનો પ્રયત્ન કરીશ કે તે કાંઇ ખોટુ નથી કર્યું તો તારી સહનશક્તિ સજીવન થશે તારી વૃદ્ધ માતાની આજ્ઞા વિરુદ્ધ સુધાને પરણવુ એ શુ તારૂં કર્તવ્ય કહેવાય કે ? એમના અંતઃકરણને આટલો પરિતાપ થવાથી કદાપિ દેહનો અંત આવે એવુ જો જાણ્યુ હોત તો અમે કદીએ સમ્મતિ આપત કે ? જો તે તારી ફરજ બજાવી જ છે તો જગતમા કોઇનો પણ ડર રાખીશ નહિ, અને યાદ રાખજે કે તારો એક મિત્ર તો તને હમેશ બંધુ પ્રમાણે જ ગણશે ને તારે માટે કદી હલકો વિચાર લાવશે નહિ "

ગાડી ઉપડવાનો ઘંટ થયો જવાબ દેવાનો શરતને વખત પણ નહોતો તેમ જ તેનામા હિંમત પણ નહોતી " ઓ મારા ભાઇ ! અરે ભાઇ કરતા પણ અધિક ! જ્યા હોઇશ ત્યા તમારો સ્નેહ અને ક્ષમાબુદ્ધિ હુ કદી ભૂલવાનો નથી. મારી માતાને પ્રણામ કહેજો બિન્દુ બહેનને બોલાવજો ને "—તીણી સીસોટી વાગી ને ટ્રેન ઉપડી ગઇ અને છેલ્લો બોલ બોલ્યા વગરનો જ રહ્યો

## પ્રકરણ ૮ મુ.

### પતિનું રૂદન.

હેમનુ ઘર હવે શૂન્ય અને શોકગ્રસ્ત લાગતું હતું, અને એ પોતે તાલપુખર જવાને ઘણો જ આતુર થઇ રહ્યો હતો શરતના જવાથી આખા ઘરમા અન્ધકાર થઇ રહ્યો હતો સર્વને તે લાગતું પણ ખુલ્લી રીતે કોઇ તે

વિષે એક શબ્દ પણ કહાડતું નહિ. હેમને બંધુ સમાન મિત્રની ખોટ પડવા લાગી. શિયાળાની લાંબી રાતની વખતે બિન્દુને પણ તે ઉદાર યુવક, જેની મહાકાંક્ષાઓથી તે ગર્વ માનતી અને જેની ઉત્સાહપૂર્ણ વાતો પોતે આનંદથી સાંભળતી તે વારંવાર સાંભરતો. મૃત્યુ સમાન સર્વત્ર શૂન્યકાર લાગવા માંડયો અને મિત્રનો વિરહ મોટી આપત્તિ જેવો લાગ્યો.

સુધાએ કદી મોંમાંથી એક શબ્દ કહાડયો નહોતો. સાંજ સહવાર તે બહેનના છોકરા સંભાળતી અને આખો દિવસ ગૃહકાર્યમાં ગુંથાએલી રહેતી. ભૂત કાળનો કદી મનમાં વિચાર આવતો તોએ તે કાંઈ પણ બોલતી નહિં. તેની આંખનો ચળકાટ કાંઇક ઝાંખો થયો હતો. હરિણી જેવી રમતી કુદતી બાળા મટીને તે ગંભીર બની ગઇ હતી અને તેના સુંદર મુખ ઉપર ગૂઢ ચિંતાની છાપ પડી રહી હતી.

કલકત્તે આવ્યાનું આવું સંતાપજનક પરિણામ થયું, તેથી એકાંત તાલપુખર પાછા જવાની તૈયારીઓ થવા માંડી હતી. એક દિવસ સાંજને પહોર બિન્દુ થાકીને મો ઉપર હાથ ટેકવીને બેઠી હતી એટલામાં એના નામની ચિઠ્ઠી આવી. શીરનામા ઉપર અક્ષર ઉમાના જેવા લાગતા હતા.

શિયાળાની રમણીય ઋતુને લીધે ઉમાની તબીયત સુધરી હતી અને તેને સારૂ થવા માંડયું હતું તેની ખબર બિન્દુને મળી હતી. પણ ચિઠ્ઠી ઉઘાડતાં તેની આંખમાં ચિંતાના ચિહ્ન જણાયાં અને અજાણ્યા ભયને લીધે તેનું હૃદય ધડકવા લાગ્યું ચિઠ્ઠી ટુંકી જ હતી અને આ પ્રમાણે હતી:—

"બહેન બિન્દુ,

"આજ સાંજરે તને મળવાનું બહુ જ મન છે, તેથી તું જરા આવી જઇશ ?"

કેટલાંક અઠવાડીયા થયા મારા મગજમાં કાંઈક નવા જ તુરંગો ભરાયા છે અને કાંઇ વિચિત્ર નિર્ણય મે કર્યો છે. તને એ સર્વ કોઈ દિવસ ખબર પડશે—હમણા નહિ. અસલથી તારા ઉપર બહેન જેવો સ્નેહ રાખ્યો છે તે સ્નેહની ખાતર આજે સાંજરે તને આલિંગન કરવાનું મને ઘણું જ મન થયું છે.

"હાલની મારી સ્થિતિનો હું વિચાર કરૂં છું તો મને લાગે છે કે હું વખતે ગાંડી થઈ જઇશ. તાલપુખરમાં કહાડેલા સુખના દિવસ યાદ કરૂં છું તો મારૂં મન સ્વસ્થ થાય છે. જે સૃજનારે આપણને ઉત્પન્ન કર્યાં છે તે આપણને સુખ અથવા શાંતિ પણ આપશે જ. તું એમ નથી ધારતી બિન્દુ ?"

"તારા સ્નેહને લીધે મને આ જીવનમાં બહુ સાંત્વન મળ્યુ છે. મારી ખુદ માતાના પ્રેમ કરતા તારો સ્નેહ વિશેષ છે, તેથી જ બહેન આજે તને મળવાનું આટલું મન થયુ છે. તુ આવીશ ખરીને ?"

આ ચિઠ્ઠી વાંચતાં વાંચતાં બિન્દુને કાંઇક વિચિત્ર ભયના વિચાર આવવા લાગ્યા. એના ઢગધડા વગરના લખાણથી એને ધાસ્તી લાગવા માડી. ઉમા જેવી થોડાબોલી અને શરમાળ છોકરીએ આવી ચિઠ્ઠી કેમ લખી હશે ? તેના મનમા કેવા તુરગો આવ્યા હશે ? શો વિચિત્ર નિર્ણય તેણે કર્યો હશે ? જગત્કર્તા પાસે કેવા પ્રકારની શાતિની એ આશા રાખતી હતી ?

બિન્દુને કાંઇક ભયસૂચક અગમચેતી થવાથી ઘણી જ ધાસ્તી લાગવા માડી.

તે એકદમ ઉઠી અને બહેનને બોલાવીને તેણે કહ્યુ, "બહેન સુધા, આજનો દિવસ જરા છોકરાંને તુ સભાળજે ને રાત્રે દૂધ પાઇને બરોબર સુવાડી દેજે. બિચારી ઉમા કાઇ મનના દુખને લીધે બહુ જ ગભરાઇ ગઇ છે, તેથી મારે એને મળવા જવુ પડશે. એ આવે તો કહેજે કે મારી વાટ ના જુવે ને જો મને પાછા આવતા મોડુ થાય તો ચિતા ના કરે મને લાગે છે કે ઉમાને કાંઈ અથાગ દુ:ખ પડચુ હશે."

ચિઠ્ઠીની સાથે ઉમાએ પાલખી પણ મોકલી હતી, તેમા બેસીને બિન્દુ તરત તેને મળવા ગઇ.

ઘરમા પેસતા એનુ હૃદય ઘણા જ જોરથી ધડકવા લાગ્યુ, પણ ઉમાને જ્યારે નજરો નજર જોઇ ત્યારે એને જરા નિરાત વળી. ઉમા લૂગડા ગો-ઠવતી હતી બિન્દુને જોઇ કે તરત તે તેને ભેટી પડી. તેના મો ઉપર દુઃખ સતાપ કે ગાડપણનુ કાઇ ચિહ્ન નહોતુ. માંદગી ગઈ હતી તેને લીધે તેનુ મો જરા ફીકકુ પડેલુ હતુ અને તેની આખમા કાંઇક નવા જ પ્રકારનુ તેજ હતુ બિન્દુ પણ તેને ઘણા જ સ્નેહથી ભેટી અને પછી બોલવાનુ શરૂ કર્યું.

"બહેન, તારી ચીઠી વાચીને તો મને જરા બીક લાગી પણ એ તો મારી જ ભૂલ હતી. મારે તને વધારે વખત મળવા આવવુ જોઇતું હતું—અને તને એકલી રહેવા દીધી તે યોગ્ય ના કર્યું. પણ અમારા ઉપર અનેક વિટંબનાઓ આવી હતી અને અનેક સકટ પડયાં હતાં, તેથી બહેન ! મારાથી ના અવાયુ, માટે મને ક્ષમા કરજે. મારો સ્નેહ તો જેવો ને તેવો જ છે."

"બહેન ! હુ તારો સ્નેહ પણ જાણું છુ અને તમારા ઉપર જે આ-

ફત આવી હતી તે પણ હુ જાણું છુ. પણ તને મળવાનુ મને ઘણું જ મન થયુ હતું તેથી મે આજે તને લખ્યુ. હુ જાણતી જ હતી કે તું આવ્યા વગર રહીશ નહિં. તું તો હમેશ મારા ઉપર ઘણી જ માયા રાખે છે. **સુધા** બિચારી કેમ છે? **શરત** તમને બધાને મુકીને કલકત્તામાંથી જતો રહ્યો કે?"

"એમ ના કહીશ બહેન. તેથી તો અમારો શોક ઉલટો વધારે તાજો થાય છે. **સુધા**ની દુઃખમય જીંદગીના વિચારથી તો મારૂ હૃદય ચીરાઇ જાય છે. **શરત** પણ બિચારો રઝળી ગયો"

"**શરત**ની મા આ સર્વે નથી જાણતી? એક જૂની અર્થહીન રૂઢિની ખાતર પોતાના પુત્રની જીદગીના સુખનો સર્વથા નાશ કરશે?"

"પણ ઉમા! એમા **શરત**ની માનો શી રીતે વાક કહડાય? એના જેવી પવિત્ર અને ભક્તિમાન સ્ત્રી મે કોઇ જોઇ નથી. પણ એને એમ લાગે છે કે આ લગ્ન તદ્દન ધર્મવિરુદ્ધ છે અને એનો પોતાનો જ પુત્ર ધર્મવિરુદ્ધ કાર્ય કરે તો એના જીવ જતો રહે વાક બધો અમારો જ છે. અમે વગર વિચારે સમ્મતિ આપીને દુઃખ વહોરી લીધુ."

"ના, ના, **બિન્દુ**! તમે તો સારા માટે હા કહી. પણ દુનીઆમા ઘણા દુઃખ એવા છે કે કોઇના ડહાપણથી તે ટાળી શકાતા નથી. આ જગતૂમાં એટલા સકટ છે કે આપણુ નિર્બળ મનુષ્ય જાતથી સહન પણ ના થાય."

"એ તો બધું ઠીક છે, ઉમા! પણ તારા દુઃખની કાઇ તો વાત કહે. તને અસહ્ય દુઃખ પડયુ છે અને તે ઘણી જ ધીરજથી તે સહન કર્યુ છે."

"બહેન! મારૂ દુઃખ તો કાઇ વિસાતમાં નથી. એ તો જેમ દિવસ જશે તેમ મારામા સહનશક્તિ આવતી જશે."

"હવે તારી તબીયત તો બરોબર ઠીક થઇ છે ને? પહેલા કરતા કાંઇ શક્તિ આવી હોય એમ લાગે છે?"

"અરે હારે! શક્તિ તો રાક્ષસ જેટલી આવી છે. હવે વધારે તે કેટલી જોઇએ છે. અને દુષ્ટતા પણ તેવી જ. હુ તો ધારૂ તે કરી શકુ."

"એવું ના બોલીશ. તારા શબ્દોથી મને તો બીક લાગે છે. ગમે તેવા વિચાર કરીશ નહિ. દુનીઆમા જે સંકટ પડે તે ધીરજથી સહન કરવાં એ જ આપણુ કર્ત્તવ્ય છે."

"પણ બ્હેન! મે વાચ્યુ છે કે ઘણા ધીરજવાન માણસ પણ દુઃખનો બોજો સહન કરી શકતાં નથી તેથી સર્વ તજી દે છે."

"બહેન ઉમા ! તું આમ ગમે તેમ બોલ નહિ. આજ તો કાંઈ તું જુદી જ રીતે વાત કરે છે. પણ તારા જેવી પ્રેમમય તેમ જ સહનશીલ છોકરીનો વાંક હુ શી રીતે કહાડી શકુ ? પરતુ બહેન, તારૂં પોતાનુ જ અતઃકરણ કબુલ કરશે કે સુખમાં ને દુઃખમા આપણુ કર્ત્તવ્ય બજાવવુ જોઇએ. આપણે હિમત પણ હારવી ના જોઇએ તેમ ત્યાગી પણ ના થવુ જોઇએ. અસહ્ય કષ્ટ પડે તોપણ કર્ત્તવ્યના માર્ગમા ચૂકવુ નહિ. કર્ત્તવ્ય કરતાં વિનાશ થાય તો તે પણ કર્ત્તવ્ય બજાવ્યાનો સતોષ માની સહેવુ જોઇએ. આપણી સ્ત્રીઓને તો આ શીખામણ માતાના દૂધ સાથે જ મળે છે, તેથી ઉમા ! હુ આશા રાખુ છુ કે તું એ સર્વ લક્ષમાં રાખીશ "

થોડીવાર ચૂપ રહ્યા પછી ઉમા બોલી, "બહેન બિન્દુ ! તુ હમેશ જે ખરૂ હોય છે તે જ કહે છે અને સુશીલ છે બાળકપણુમા પણ તુ આ જ શીખામણ આપતી અને તે જ પ્રમાણે તું તારા જીવનમા વાસ્તવિક રીતે કરી બતાવે છે. પણ આજ કાઇ મારૂ મગજ ભમી ગયુ છે, તેથી તારી શીખામણ બરોબર મનમા ઉતરી નથી કાંઈ બીજા વિષય ઉપર વાત કર. મારૂ હૃદય શૂન્ય થઇ ગયુ છે અને મારા મનને ચેન પડતું નથી "

" ઉમા ! તારી ચિઠ્ઠી ઉપરથી જ મને એવુ લાગ્યુ હતુ પણ તું આ એકાત જગાએથી બીજે કાંઈ કેમ જતી નથી ? "

" બહેન, હુ ક્યા જઇને રહુ ? "

" કેમ વળી, તારે પીયર કાંઈને અહી બોલાવવાનુ મે તને કહ્યુ પણ તે તારી હઠ છોડી નહિ હવે તારી તબીયત જરા સુધરી છે તો તુ જ તાલપુખરમા જઇને થોડા દિવસ રહે આ શિયાળાની ઋતુમા ગામડાની હવા સ્વચ્છ અને તાજી હશે "

" પણ બહેન તુ જાણે જ છે તો કે પરણ્યા એટલે પીયર કાઇ હમેશ પડી રહેવાય ? ત્યા હુ વધારે દિવસ રહુ તો જરૂર લોકો ચર્ચા કરે."

"ત્યારે ધનપુરમા તારા સસરાને ઘેર જા. ત્યા તારા સાસરાના બધા સગાવહાલા હશે એટલે તુ એકલી નહિ પડે ને અહીંની માફક અણગમતું નહિં આવે "

" બહેન ! ત્યાં તો ઉલટુ વધારે અણગમતું લાગે. ધનપુરના ઘરના મોટા ખંડ ને દિવાનખાનામા તો અમારા નષ્ટ થએલા સ્નેહનો વધારે સાક્ષાત્કાર થાય અને તે વધારે સાભરે. એ તો બહેન વાત જ જવા દે. મારાથી તો કદી એ ઘરમાં એકલાં પગ નહિ મુકાય "

" અરે મારી દુઃખીયારી બહેન ! હું તારે માટે શુ કરૂ ? અમે તાલ-

પુખર જઇએ ત્યા સુધી અમારે ઘેર થોડા દિવસ આવીને રહીશ ? અમે તો તારાં કેટલા નિકટના સગા ને સબધી કહેવાઇએ એટલે મને નથી લાગતું કે અમારે ઘેર આવવાની તારા પતિ ના કહે. ”

“ બહેન બિન્દુ ! તારા દુઃખમા હુ વળી કયા ઉમેરો કરવા આવુ ? તુ જ્યા વસે છે ત્યા હમેશ શાંતિ જ હોય છે. તો હુ વિના કારણે આવીને તારા કુટુબમા દુઃખ ને દિલગીરી શુ કરવા દાખલ કરૂ ? મારૂ મગજ ભમી ગયુ ત્યાં સુધી મે આ બાબત વિચાર કયા કર્યા છે ને મને એક પણ ઉપાય સઝતો નથી પણ હજી મને લાગે છે કે હુ મારા સકટને જીતી શકીશ. કોઇ પણ અનાથ સ્ત્રી જો શોધે તો તેને માટે આશ્રયસ્થાન છે.”

ઉમાના મો ઉપર મદ હાસ્ય હતુ અને આખમા કાઇક જૂદા જ પ્રકારનુ તેજ માલૂમ પડતું હતું

“ પણ તું શુ કરવાનુ ધારે છે તે ઉમા હજી તે મને નથી કહ્યુ. તારા ઉપર મારો ભાવ હજી સુધી અસલ જેવો જ છે ત્યારે તારી આ બાલસખી પર તને ભરૂસો નથી ? ”

“બહેન ! મે હજી બરોબર નિશ્ચય કાઈ નથી કર્યા તરેહવાર વિચાર મારા મગજમા તો ભમે છે ને મારૂ તો માથુ ફરી જાય છે. તારા સ્નેહથી મને સાત્વન આપ. મને આજે બહુ જ મુઝવણ થાય છે. પ્રસગ આવ્યે, મારા મનમા શુ ધાર્યુ છે તે તથા મારા સર્વ વિચારની તને ખબર પડશે.”

“ ઠીક ત્યારે, હુ પાછી બે ચાર દિવસ પછી તને મળવા આવીશ તે વખતે તારા મનની વાત જાણ્યા વગર હુ જવાની નથી આજ તો હવે મધરાત થઇ ગઇ છે તેથી હુ જાઉ છુ ઇશ્વર તારૂ રક્ષણ કરો ”

“ અને ઇશ્વર તો સર્વને આશરો આપનાર છે.” ઉમાના આ છેલ્લા બોલ હતા

બિન્દુને માટે પાલખી તથા ભોઈ નીચે ઉભા હતા ઉમા તેને મુકવાને નીચે સુધી ગઇ પગથીયા આગળ બને જણા એક એકને ફરી ભેટયા અને બિન્દુની છાતી ઉપર ઉમાએ મો સતાડી દીધુ. દુઃખનો ડુમો ભરાઇ રહ્યો હતો, તે રોકી શકાયો નહિ તેથી તે ડસકા ખાઇ ખાઇને રોવા લાગી થોડી વાર સુધી તો એક પણ શબ્દ કહાડયા વગર તેણે રડયા જ કર્યુ અને હૃદય ચીરાઇ જાય એટલા નિશ્વાસ નાખ્યા. સ્નેહશીલ બિન્દુને એકવાર ફરીથી દૃઢ આલિગન દઇને તે એકદમ ઉપર જતી રહી.

“ ગરીબ બિચારી છોકરી ! તારે આસુ પાડયા સિવાય બીજો આશરો નથી. કમનસીબે તને એટલુ દુઃખ છે કે તું રૂવે તેમા જરા નવાઇ નથી.”

એકાદ કલાક પછી ઉમા એના લૂગડા ઘરેણા સભાળીને ગોઠવતી હતી. ગળા ઉપરથી મોતીની માળા ઉતારી, સુશોભિત હસ્ત ઉપરથી સોનાની બગડીઓ ઉતારી લીધી. અને પગમાથી નૂપુર કહાડી નાંખ્યા. કોરવાળો સાળુ કહાડી નાખીને વિધવા પહેરે એવુ સાદુ લૂગડુ તેણે પહેર્યુ. તેણે ઓરડામાનો દીવો હોલવી નાંખ્યો ને ધીરે રહીને બહાર નીકળી ગઇ. તે વિશાળ મકાનમા તદ્દન અધકાર વ્યાપી રહ્યો હતો, અને સર્વ શાત હતું. નોકરો સર્વ ઉઘી ગયા હતા. એક પછી એક ચોકમા થઇને ઉમા બહારના દરવાજા આગળ આવી તેણે અવાજ કર્યા વગર ઉલાળો ઉઘાડયો. બારણુ ઉઘાડયુ એટલે શિયાળાનો ઠડો પવન અદર આવવા લાગ્યો, અને તે અધારામાથી બહાર આવી એટલે રસ્તાપરના દીવા પ્રકાશતા તેની નજરે પડયા ક્ષણવાર તે હિમત હારી ગઈ ઉમરા ઉપર ઉભી રહીને તેણે પાછળ જોયુ પણ એ ક્ષણ વીતી ગયા પછી આ વીસ વર્ષની નવયૌવના સ્ત્રી, મોટા લક્ષાધિપતિની પત્ની, અત્યત શીતળ મધ્ય રાત્રિના શૂન્ય અધકારમા એકલી રસ્તામા ચાલવા લાગી

અર્ધોએક કલાક ચાલીને તે થાકી ગઇ રસ્તાની બાજુ ઉપર એક ઝાડને ટેકવીને તે ઉભી રહી, અને ટાઢને લીધે ધ્રુજવા લાગી વળી તે હિમત હારી ગઇ હજી પાછા ફરવાનો વખત હતો ઘર તરફ જવાનો રસ્તો કાઇ અજાણ્યો નહોતો, અને ઘરનો દરવાજો પણ ઉઘાડો જ હતો. ફરીથી પહેલાની માફક તે રહી શકે, કેમકે જગતને કાઇ એના ક્ષણિક સાહસની ખબર પડવાની નહોતી. બિન્દુની શીખામણ એના મનમાથી ખસી નહોતી ગઇ અને સ્ત્રીના કર્તવ્ય વિષે તેનુ અતકરણ પણ સાક્ષી પુરતુ હતુ ઉમા થોડી વાર અચકાઇને ઉભી રહી એનુ ઘર તો પોતાનુ જ હતુ પણ ઘર બહાર આ વિશાળ જગત્મા એનો બેલી કોણ ?

એટલામા એક મોટી બપકાબધ, કાળા ઘોડાની જોડી વાળી, ઝળકતા દીવાવાળી બગી એના મો આગળથી એકદમ ચાલી ગઇ અદરથી સ્ત્રીઓના હસવાનો અવાજ આવ્યો વળી એક બીજી બગી બાખી ઘોડાવાળી વધારે પાસે થઇને ગઈ. એના ફાનસમાથી પૂર્ણ પ્રકાશ એના મો ઉપર પડયો. તે એકદમ ચમકી અને ઝાડ પછવાડી સતાઇ ગઇ.

ફાનસના પ્રકાશથી અદર બેઠેલા મનુષ્યની દૃષ્ટિ તેના ઉપર પડી, તેથી તે પણ ચમક્યો તેની પાસે બેઠેલા મિત્રે તે જોયુ, અને ઝાડ પછવાડી સંતાએલી સ્ત્રી તરફ તેણે પણ જોયુ અને તે બોલ્યો,

“ કોઈ ઘણી સુદર સ્ત્રી જણાય છે. એના જેવી સુદર આખ તો મે જોઇ જ નથી. ”

"હુ એની સુંદરતા વિષે વિચાર જ નહોતો કરતો, પણ એનો ફીક્કો ચહેરો જોઇને મારા ઓળખાણની એક સ્ત્રી જેને મે કેટલો વખત થયાં જોઇ નથી તેનુ મને સ્મરણ થયુ. હુ ધારૂ છુ કે અકસ્માત જ એવો વિ-ચાર આવ્યો હશે "

બને ગાડીઓ ચાલી ગઇ ઝાડ પછવાડીથી ઉમા આગળ આવી દૂર આઘા જતા દીવા તરફ દૃષ્ટિ કરતાં તેની આખમા વળી પેલુ નવા પ્રકારનુ તેજ દેખાયુ.

"હે મારા પતિ ! તમારો ઉપકાર માનુ છુ. હુ હિમત હારી ગઈ હતી તે તમારી આ વર્તણુક જોઇને મને પાછુ બળ આવ્યુ છે, ને હવે મારે કયો રસ્તો ગ્રહણ કરવો તેનો નિશ્ચય હુ મહેલથી કરી શકીશ."

બીજે દિવસે સહવારમા ધનંજયના ઘરમા ગભરાટ અને શોક વ્યાપી રહ્યો હતો ઘરની દાસી ઉપર જઇને જુવે છે તો તેની શેઠાણીની પથારી ખાલી હતી આંગણામા કે કુવા આગળ એકે ઠેકાણે શેઠાણીનો પત્તો મળ્યો નહિ બહારના ચોકમા તેની એક જુની શાલ પડેલી કોઈ ઉચકી લાવ્યુ, દરવાને જોયુ તો દરવાજો ખુલ્લો હતો દરેક ઠેકાણે શોધાશોધ થઇ, પણ સર્વ વ્યર્થ આ મોટા મકાનની શેઠાણી અદૃશ્ય થઇ ગઇ હતી

આખા શહેરમા શોધ કરવાને માણસો મોકલ્યા, તેમ જ દરેક સગાસં-બધીને ઘેર તપાસ કરાવી સર્વે પાછાં ફર્યા અને કાંઇ પત્તો મળ્યો નહિ. બિન્દુને ઘેર માણસ મોકલ્યો હતો તે ખબર લાવ્યો કે મધરાત સુધી તો ઉમા ઘરમા જ હતી

બરદ્વાન, ધનપુર, અને તાલપુખરમા માણસો મોકલ્યાં, સાઝ પડે સર્વે શેઠાણીનો પત્તો મેળવ્યા વગર એમને એમ પાછા આવ્યા

કલકત્તાની પોલીસને પણ ખબર કરી જેટલા પૈસા વેરાયા એટલા પોલીસમા વેર્યા પણ સર્વે તપાસ નિષ્ફળ ગઇ, કાંઈ પત્તો લાગ્યો નહિ

સર્વને અમગલ શંકાઓ થવા લાગી. કુવા, તળાવ સર્વેમા તપાસી જોયુ, પણ વ્યર્થ.

ધનજયના ઘરમા નિરાશા ફેલાઇ રહી હતી. રોવા કકળવાનો અવાજ કાંઈ આવતો નહોતો, પણ મૃત્યુવત્ સર્વત્ર શૂન્યતા વ્યાપી ગઇ હતી. શિયાળાનો ટુંકો દિવસ પુરો થયો અને સધ્યાકાળ પડી. સર્વે તપાસ નિ-ષ્ફળ થઇ હતી, અને શોધ કરીને સર્વ માણસ પાછાં ફર્યાં હતાં. કાંઇ પણ ખબર મળી શકી નહોતી અને કોઇએ ઉમાને નજરે જોઈ નહોતી.

સંધ્યાકાળે ધોબણ કપડા લાવી તેની આસપાસ ઘરના બધા માણસો એકઠા થયા, કેમકે એને કાંઈ થોડી ઘણી ખબર હતી. પરંતુ એની વાત ટુંકી પણ દુઃખમય હતી. તે દિવસે પ્રાતઃકાળે અંધારામાં નદીના ઘાટ ઉપર તે ધોબણે ઉમાને જોઇ હતી એણે ધાર્યું કે શહેરના લોક જાગે તે પહેલા ઘેર પહોચી જવાય તે માટે એટલી વહેલી નદીએ સ્નાન કરવા એ આવી હશે. તેની જોડે તે ધોબણ જરા વાગ વાત કરીને જતી રહી હતી. પછી ફરી તેણે તેને જોઇ નહોતી

આ વાત જે વખતે થતી હતી તે વખતે સર્વે ગંભીર મૌન ધારણ કરીને ઉભા રહ્યાં હતા કલકત્તામા તેમની શેઠાણીના મનની સ્થિતિ કેવી હતી તે કોઇને અજાણ્યુ નહોતુ, તેથી સહુ એના મનના વિચાર કળી ગયા હતા. છેવટ જ્યારે એમ લાગ્યુ કે તેમની શેઠાણી સ્નાન કરવા નહિ ગઇ હોય પરંતુ સર્વ દુઃખનો અંત આણવાની ખાતર પવિત્ર નદીના જળની અંદર તેણે આશ્રય લીધો હશે ત્યારે સર્વેએ કલ્પાંત કરવા માંડયુ

પહેલી રાત્રે ધનંજય એના મોજીલા મિત્રો સાથે શહેર બહાર ગયો હતો, અને ઘણો મોડો ઘેર આવ્યો હતો ગાડીમાથી ઉતર્યો ત્યારે દારૂનુ ઘેન એને ઉતર્યું નહોતું, એના પગ લથડતા હતા. નોકરો એને ઉચકીને ઉપર એના સુવાના ઓરડામા લઇ ગયા, અને થોડો વખત રહીને ઉમાની હકીકત કહી એ સાભળીને એ તો દિંડમૂઢ જ બની ગયો ઘેનમા હતો અને વળી આ કટકો લાગવાથી તે બ્રુજી ગયો

તે રાત્રે ધનંજય એની સ્ત્રીના ઓરડામા ગયો અને અંદરથી બારણા બંધ કરી દીધાં મધરાતથી તે છેક પ્રાતઃકાળ સુધી તેણે આમ તેમ કર્યા કર્યુ. એના મૂળથી ઉદાર અંતઃકરણમાથી સર્વ લાગણીનો વિનાશ નહોતો થયો, અને દુઃખના ઘાથી એનો નિશો ઉતરી ગયો

ઉમા પરણીને પ્રથમ એની પાસે આવી ત્યારે કેવી સુંદર, નાજુક, આનંદી અને એક નિષ્ઠાવાળી કન્યા હતી જગત્‌માં પતિ સિવાય તે બીજા કોઇના પ્રેમની ઇચ્છા નહોતી રાખતી દરરાત્રે તે તેની પાસે બેસતી, અને તેની છાતી ઉપર વિશ્રામ લેતી, અને પોતાની સર્વ ઉમેદ આશાની વાતો કરતી. એની નજર આગળ તે નાની બાળા ઉછરીને રૂપવતી સુંદરી થઇ હતી એક લતા વૃક્ષને વળગીને રહે તેમ તે પતિના પ્રેમને અવલંબીને રહી હતી. છેવટ સુધી તે બિચારી પતિ તરફ નમ્ર દૃષ્ટિએ જોતી તથા કાંઇપણ તેનો દોષ કહાડતી નહોતી. તે શૂન્ય ઓરડો જોઇને તેમજ પોતાની વિશ્વાસુ અને પ્રેમાળ સ્ત્રીના વિચાર એક પછી એક આવવાથી તેની આં-

ખમાંથી એક પછી એક આંસુ પડવા લાગ્યાં તેણે વચિાર્યું, " છેવટ શું એ બિચારીની આ દશા મારે લીધે થવા પામી ! "

ગાડીમાં બેસીને આવતાં રસ્તા ઉપર જે ફીક્કો ચહેરો જોયો હતો તે પાછો તેની આંખ આગળ ખડો થયો. માંદગીની નિશાનીઓ એના ચહેરા ઉપર તો હતી જ, પણ તે ઉપરાંત મનની વ્યથાની નિશાનીઓ વધારે દેખાતી હતી. એક ક્ષણ તેણે તેની તરફ આશાભરી દૃષ્ટિ કરી હતી. પણ પતિની તરફથી કાઇ પ્રત્યુત્તર મળ્યો નહોતો તેથી તે દૃષ્ટિ સદાને માટે બધ થઈ ગઈ.

ધનજય પોતાની સ્ત્રીના વસ્ત્ર એક પછી એક ગોઠવવા લાગ્યો. આઠ વર્ષ થયાં એ જે આભૂષણ પહેરતી હતી તે સર્વ બહાર કહાડીને નિહાળીને જોવા લાગ્યો. તેના મનોહર કપાળ ઉપરની હીરાની નખલી, નાજુક લાંબા કઠને દીપાવતી મોતીની માળા, લગ્નની રાત્રે તેણે પોતાને જ હાથે આપેલી હીરાની બગડીઓ, સુશોભિત કાળા ચળકતા વાળમાં તેણે પ્રેમથી પહેરાવેલુ હીરાનુ ફુલ,–સર્વ તેણે એક પછી એક બહાર કહાડયાં, અને પોતાની નજર આગળ ગોઠવ્યા. દરેકને જોઇને એને ભૂતકાળના પ્રેમનુ સ્મરણ થયુ. કેટલા મહિના અને વર્ષો થયાં જે વિચાર એના મગજમાં નહોતા આવ્યા તે એકદમ હવે આવવા લાગ્યા. પ્રથમના જે જે દેખાવ અને વાતચીતથી તેનુ જીવન સુખમય અને આનદમય થયુ હતું તે સર્વેનું સ્મરણ એના શન્ય હૃદયમા થયુ

તે સ્વેચ્છાચારી થઈ ગયો હતો. તેણે પોતાના પિતાની આબરૂને લાછન લગાડયુ હતું, તેમ જ માતાની આજ્ઞાની અવગણના કરી હતી, પિતાની સર્વ દોલત ગુમાવી દીધી હતી. છેક અધમમાં અધમ કીટ સરખા સ્ત્રીપુરુષોનો સગ કર્યો હતો, અને જે પતિવ્રતા સ્ત્રી એના ઉપર અખંડ પ્રેમ રાખતી આવી હતી તેનો અનાદર કર્યો હતો. તેણે પ્રેમના હકની અવગણના કરી હતી, માનુષી લાગણીનો તિરસ્કાર કર્યો હતો, અને સર્વ ઉચ્ચ ભાવનાનો નાશ કર્યો હતો. અને પોતાની પ્રેમમય સ્ત્રીને અગાધ દુઃખસાગરમા રઝળતી મુકી મરણને શરણ થવા દીધી હતી. પોતાની કુચાલથી જે વિનાશ કર્યો હતો તેનો વિચાર આવવાથી તે વ્યસની અને દુરાચારી મનુષ્યને પણ લાજ આવી. પોતાની સ્ત્રીનાં વસ્ત્રઆભૂષણું તથા ખાલી પડેલા ઓરડા તરફ દૃષ્ટિ કરતા નિરાશા અને દુઃખથી તેણે અત્યંત કલ્પાંત કર્યું.

પ્રાતઃકાળના સૂર્યનાં કિરણ એ ઓરડામા બેઠેલા માણસના ઉતરી

ગમેલા ચહેરા ઉપર પડવા માંડયાં. એટલામાં પોતાની પત્નીની સાડીની એવડમાં એક સફેત વસ્તુ ઉપર તેમી દષ્ટિ પડી. ધનંજયે પોતાના વિખરાઈ ગયેલા વાળ સમા કરીને તે વસ્તુ હાથમાં લીધી અને જુવે છે તો અનેક આંસુના ડાઘાવાળો અને ધ્રુજતે હાથે લખેલો એક પત્ર માલૂમ પડયો.

" મારા પતિઃ—

" હું જતી રહુ તે પહેલાં એક વાર મને આ મધુર નામે તમને બોલાવવાની પરવાનગી આપશો એવી આશા છે–જો કે તમારા મનથી તો હુ તમારી પત્ની છુ જ નહિં.

" મેં તમારા ઘરમાં આઠ વર્ષ રહીને તમારૂ અન્ન ખાધુ છે, અને તમારા પ્રેમની પણ ભાગીઅણ થઇ છુ. આજ હવે છેલ્લી ઘડીએ હુ તમને એક પણ ક્રોધનો બોલ કહેવાની નથી. તેમ મનમાં પણ કાંઈ લાવીશ નહિ. હુ તો છેવટ સુધી તમને સ્નેહથી જ સંભારીશ. એકવાર તમે જે સ્રી ઉપર અત્યત સ્નેહની દષ્ટિ રાખતા હતા તેના ઉપર હવે દયાની દષ્ટિ રાખી તેનુ સ્મરણ કરશો.

"પ્રથમના પ્રેમમા ગાળેલા સુખના દિવસના સ્મરણ સહિત મૃત્યુ પામવાની મારી ઇચ્છા છે, કારણ કે તે વખતે તમે મારાથી કટાળેલા નહોતા. લાંબી રાત્રે હુ તમારા ચરણને સ્પર્શ કરીને તમારી સ્નેહભરી આંખ તરફ દષ્ટિ કરતી હતી, અને તમારા મુખમાના પ્રેમમય શબ્દનુ પાન કરતી હતી, તે સર્વનુ સ્મરણ હાલ સુખકર લાગે છે. તમે મને પ્રેમઊર્મિથી વધાવતા તે વખતે મને એમ જ લાગતું કે સર્વ સુખનુ સ્થાન તમારો પ્રેમ જ છે, તથા તમારી પ્રેમમૂર્તિના આલિગનમાં જે સુખ રહેલુ છે તેવું સ્વર્ગમાં પણ નહિ હોય.

"મને એમ આશા હતી કે એ સર્વ આનદ ચિરસ્થાયી હશે. પણ નસીબની ગતિ ન્યારી છે; અને તેથી જ હુ કોઇનો દોષ કહાડતી નથી. મેં મનની વ્યથા પુષ્કળ વેઠેલી છે, મારૂ મગજ ભમી ગયું છે, અને મારી શૂન્ય સ્થિતિમાં મે મહાન ઇશ્વિરનો આશરો લીધો છે, કારણ કે જગતમાં તો મને સર્વ અંધકાર અને નીરસતા લાગે છે.

" આટલી આટલી વિપત્તિમાં મે મારૂ કર્ત્તવ્ય બજાવવાનો પ્રયત્ન કર્યો છે, પણ તેમાં જો કાંઈ ચુક થઈ હોય તો, પતિ ! મને ક્ષમા કરજો. અંતઃકરણની વ્યથા અને ઉદ્દેગને લીધે જો મે ક્રોધના બોલ કહ્યા હોય, અને દુઃખની વખતે વિમુખ થઈ હોઉં તો મને ક્ષમા કરજો. આ જીવનમાં

મારી આ છેલ્લી જ વિનંતી છે અને તે અશ્રુપૂર્ણ આંખે તમારી આગળ કરૂં છું. હવે બીજી વિનંતી કરતા સુધી હું જીવવાની નથી.

"મારા ગયા પછી તમે સુખી થજો. તમે મોટા કુળમાં જન્મ લીધો છે, અને આખા દેશમાં તમારૂં નામ પ્રખ્યાત છે. જો બને તો ભૂતકાળના જીવનના દોષ છોડી દેજો, અને તમારી અસલની પવિત્રતા ગ્રહણ કરજો. તમારૂં અંતઃકરણ તો ઉદાર જ છે. તે પ્રમાણે વર્તણુક રાખજો.

"વળી નિરાધારના આધાર પરમાત્માનું સ્મરણ કરજો. બારદ્વાનમાં એક પવિત્ર સ્થાન છે, ત્યાં એકસો ને આઠ દેવનાં એકસો આઠ દેવાલયો છે. તે જગ્યાએ કોઇ કોઇ પ્રસંગે આવજો. અને જે અમૂર્ત ઇશ્વરનું આપણે મૂર્તિમાં આવાહન કરવાનો વ્યર્થ પ્રયત્ન કરીએ છીએ તે પ્રભુનું ધ્યાન ધરજો. સત્પથે ચાલવાનો અને ઉન્નત સ્થિતિએ પહોંચવાનો પ્રયત્ન કરજો. જીવનમાં સુખી થજો, અને કોઈ કોઈ વખત જે મંદભાગ્ય સ્ત્રી તમારા ઉપર મૃત્યુ પર્યંત પ્રેમ રાખતી હતી તેનો વિચાર લાવજો."

તેના ધ્રુજતા હાથમાથી પત્ર પડી ગયો, અને તે દુઃખી મનુષ્ય થોડાં પગલાં ચાલીને તમ્મર ખાઇને પડી ગયો. તેના હાથ પગ તણાઇ ગયા અને બેશુદ્ધ થઈને તે જમીન ઉપર પડી ગયો.



# ખંડ ત્રીજો.

## દેવસ્થાન.

### પ્રકરણ ૧ લું.

#### સ્વપ્ન.

કર્તવ્યપરાયણ કાલી રાણીગંજમા પોતાના સ્વામી જગત્કીશોર રાયની ચાકરી કરતી હતી. રાણીગંજ કલકત્તાથી રેલવેને રસ્તે એકસોવીસ માઇલ છેટે છે અને ત્યાની કોલસાની ખાણોને લીધે છેલ્લા પચાસ વર્ષમાં તે ઘણું આગળ વધ્યુ છે. અંગ્રેજ વેપારીઓ ઘણા મજુરો રાખી દેશના વધતા જતા ખપ મુજબ પુષ્કળ કોલસો કઢાવે છે કેટલાક દેશી શ્રીમતોએ પણ સ્વતંત્ર ખાણો ખોદવા માંડી છે અને ઘણીએક નાની ખાણો તેમના નાણાથી ચાલે છે. હિંદુસ્તાનમા ચાલતી તમામ રેલવેઓ તથા આગબોટોમાં એ ખાણોમાંથી કોલસો પૂરો પડે છે અને તે ઉપરાત કલકત્તા તથા બીજા મોટા શહેરોમા ઘરમા વપરાતા લાકડાની જગાએ પણ ત્યાના જ કોલસા વપરાય છે

ખાણના બધા પ્રદેશોની પેઠે રાણીગંજ પણ ગંદુ શહેર છે, અને ત્યાંની હવા કોલસાની રજથી ભરપૂર છે. તે છતા એ પ્રદેશ ઢોળાવવાળો અને ઉંચાણમા હોવાને લીધે ત્યાની હવા બલવર્ધક છે ખાણોથી દૂર સુદર મકાનો છે ત્યાં શિયાળામા આનંદદાયક લાગે છે. કલકત્તેથી તથા બરદ્વાનથી ઘણા લોક પોતાની તબીયત સુધારવા માટે ત્યાં આવે છે. જગત્કીશોરને માટે પણ એક સુંદર મકાન ભાડે રાખવામા આવ્યુ હતું.

દરદીને દુર્ભાગ્યે તેની સાથે તેનુ આખું કુટુંબ–તેની વૃદ્ધ માતા, ત્રણ કાકીઓ અને છોકરાનુ લશ્કર–તેની સાથે આવેલુ હતું. તે સર્વ કોમળ લાગણીથી આવ્યા હતાં, અને સ્ત્રીમંડળ જગત્કીશોરને જોઈતી સર્વ સામગ્રી તૈયાર કરવામાં તેની સ્ત્રી સાથે કામ કરવા લાગતું હતું. જગત્-

ફીશોર તે બધાની કદર જાણતો, પણ મોટા ઘરખટલાના ગડબડાટથી કોઈ કોઇ વાર પોતાની મદવાડની પથારીમાં કંટાળતો. એને થએલા છેલ્લા ઉથલાથી વિશેષ કાળજી થઈ હતી અને જરા ભય પણ લાગતો હતો.

ત્યાંનો અંગ્રેજ દાક્તર ઘણી કાળજીથી દવા કરતો હતો. પરંતુ ઘરની સ્ત્રીઓ તે સિવાય વૈદરાજો તથા સંન્યાસીઓની સલાહ લેતી. વળી કેટલીક વૃદ્ધ સ્ત્રીઓ આવીને જગતફીશોરની માને પવિત્ર દેવમંદિરમાં રોગીઓને મટયાના દાખલા કહી સંભળાવતી.

તેમાંની એકે કહ્યું, " માજી, રાણીગંજનો અંગ્રેજ દાક્તર વહાડકાપના કામમા હોશીઆર છે અને તેની દવાથી એકાએક આવેલા રોગમાં ફાયદો થાય છે, પણ આપણા દેશના અને આપણા લોકના લાબો વખત રહેલા વ્યાધિઓ વિષે અંગ્રેજ દાક્તર શુ જાણે ? ખરૂ માનજો કે આપણા જૂના વૈદ્યો ધીમી અને ઉગ્ર નહિ એવી દવાઓ કરે છે, તેઓ એ રોગ વિષે વધારે સમજે છે અને તેનાથી ગમે તો મોડુ પણ મટે છે ખરૂં. મારો છોકરો બરદ્વાનના 'મેલેરીઅલ' તાવથી થોડા મહીના હેરાન હતો તેને ક્વીનીન અને સોમલ જ અંગ્રેજ દાક્તરોએ આપ્યા કર્યુ. ક્વીનીનથી તાવ થોડો વખત અટક્યો ખરો પણ મૂળમાથી ખસ્યો નહિ. અંતે મે મારા છોકરાને સનાતન વાટીના દેશી વૈદ્યને ત્યા મોકલ્યો. એ અદ્ભુત રીતે રોગ મટાડે છે અને એમનુ નામ આખા દેશમા પ્રસિદ્ધ છે. તેણે છોકરાને છ અઠવાડીઆ પોતાને ત્યા રાખ્યો, તેના ખોરાક સબંધી માવજત કરી અને ઔષધ પણ આપ્યુ છોકરો પાછો આવ્યો ત્યારે આરોગ્ય અને મજબુત હતો. અરે એવો તો જન્મારામા કોઈ વખત પણ નહોતો. કોઇ વૃદ્ધ વૈદ્યની સલાહ લો. તેઓ આપણા લબાણુ રોગની બરોબર પરીક્ષા કરશે અને તમારા પુત્રને આરામ થશે. સર્વનિયંતા એનુ આયુષ્ય લંબાવે અને સમૃદ્ધિ વધારે."

જોવા આવનારમાંથી બીજી વૃદ્ધ સ્ત્રી બોલી, " નારે ના ! વૈદ્ય દાક્તરો શુ કરી શકે ? જીવાડવુ ને મારવુ એ તો પ્રભુના હાથમાં છે. દુઃખ નાખે એ અને મટાડનાર પણ તે જ છે. મને જ પેટનુ દરદ વરસો સુધી નહોતું પહોચ્યુ ? અને બધી દવા કરી તે ફોગટ. અંતે એક સન્યાસીએ તર્કેશ્વરની જાત્રાએ જવાનુ કહ્યુ. તેપરથી હુ ચાલીને ત્યાં ગઈ, દેહકષ્ટ કર્યું તથા કેશ અર્પણ કર્યા ત્રીજી રાતે તર્કેશ્વરે મને સ્વપ્નુ દીધુ અને કોઇ અદૃશ્ય હાથે કાંઈ ખાવાનુ આપ્યુ જે બધાં ઔષધો કરતાં ચઢીઆતુ હતું. તર્કેશ્વરમાં હુ એક અઠવાડીઉં રહી અને પાછી ફરી ત્યારે જાણે બદલાએલી જ. ત્યાર

પછી મને કોઈ દહાડો દરદ થયુ નથી. પ્રભુને દયા આવે ત્યારે એ જ આપણને સારૂ કરી શકે છે. તમારા સુપુત્રને પરમેશ્વર મટાડી દે. એ તો કેટલાંનો પાળક છે."

ત્રીજી એક સ્ત્રી જે પોતાના બે છોકરાંને લઇને મળવા આવી હતી તેણે કહ્યું, "અરે બાઇ એ તો આપનાર પણ ભગવાન્ છે અને પાછું લેનાર પણ એ જ છે એ વાત સાચી છે. મારાં બે બાળક જગન્નાથજીની કૃપાથી જ ઉછર્યા છે. કેટલાં છોકરાં એમના પહેલાંના વરસ બે વરસનાં થઈ મરી ગયાં. અમારૂ ઘર અમને વેરાન જેવુ લાગવા માંડયુ અને જીવતર નિરાશાભરેલુ લાગ્યુ. એટલામા જગન્નાથનો એક બ્રાહ્મણ અમારે ત્યા આવેલો તેણે અમારા દુર્દૈવની વાત જાણી, મને આશીર્વાદ દીધો અને કહ્યું કે જગન્નાથજી જ માત્ર એ દુ:ખ ટાળશે. તેણે જગન્નાથપુરીની જાત્રા કરવાનુ કહ્યુ. કેટલે બધે દૂર જવાનુ હતુ. આગગાડીમા અમે કલકત્તે જઇ ત્યાંથી આગબોટમા દરીઆના કાળા પાણીપર મુસાફરી કરવા માડી. દરીઆમાં તો મોજા ધસી આવે અને તોફાન મચેલુ. ચારે તરફ પાણી ઉછળે ને મે તો ફરી જમીન જોવાની આશા મૂકી. તોપણ જગન્નાથ ઉપર મારી સર્વ આશાઓ રાખી. હુ આખી રાત તેમનુ પવિત્ર નામ જપતી બેઠી સવારના પહોરમા તો અમે બ દરે સહીસલામત ઉતર્યા. સાત દહાડા અને સાત રાત ત્યાંના પવિત્ર સરોવરમા મે સ્નાન કર્યુ અને રથજાત્રા પણ જોઇ. સાતમે દહાડે જગન્નાથજીએ મને સમણુ દીધુ. ત્યાંથી હુ મારે ગામ પાછી ફરી અને આ બે છોકરાં ઉછર્યા એવી ભાગ્યશાળી હુ થઈ એકને સાત વરસ થયાં છે અને બીજાને પાચ થયા છે માજી તમે એમને આશીર્વાદ દો. તમે પુણ્યશાળી જીવ છો. તમારો આશીર્વાદ ઇશ્વર સફળ કરશે અને મારા છોકરાઓને એમના બાપના આનદરૂપ અને કુટુબના આધારરૂપ રાખશે."

જોવા આવનારા સહુ વેરાયા ત્યારે મોડુ થઈ ગયુ હતું મ દવાડની પથારી આગળ દિવસોના દિવસો બેસી રહેવાથી તથા રાતના ઉજાગરાથી આ પૂજ્ય સ્ત્રી ( જગતકીશોરની મા ) ઉપર કાઇ અસર થએલી નહોતી. બીજાંને સુખ દેવુ એ આપણી ઘણીખરી વિધવાઓને મન ખરૂ જીવન લાગે છે. રાત ગઇ હતી તોપણ તે દરદીના ઓરડામા ગઇ. ત્યાં તે ઉંઘેલો હતો, અને તેના પગ આગળ તેની સ્ત્રી ઉંઘતી હતી. ત્યાંથી તે પોતાના બ ડમા ગઇ અને છેક પાછલી રાત્રે નિદ્રામા પડી.

પરોઢમા તેને એક સ્વપ્નુ આવ્યુ. એ સ્વપ્નુ તેના ચિંતાતુર મનને ટાઢક આપનાર હતું. તેને એવુ સ્વપ્ન આવ્યુ કે જાણે તે અંધારી ભયા-

નક રાત્રે જંગલમાં છે. તે વનમાં તે પોતાના છોકરાની પાછળ ભટકે છે. ચળકતી આંખોવાળાં જંગલી પ્રાણીઓ ઝાડીમાં દેખાય છે અને દૂરથી શી-આળવાં બૂમો પાડે છે. તેઓ બને આગળ ચાલ્યા જાય છે, થાકી જાય છે અને તેમના પગ દુઃખી જાય છે પરતુ તેમને રસ્તો જડતો નથી. દુઃખથી ગભરાઇ તેણે પોતે રૂદન કર્યું અને જગન્નાથની સહાયતા માગી, અને જોયું તો પૂર્વમા તેજની એક રેખા દેખાઇ અને દૂરથી એક હાથ તેને દિશા બતાવતો જોયો. આથી તેને હિમત આવી અને તેઓ ચાલવા મં-ડયા અને જગલ વટાવી સહવારમા ખેતરો અને ગામ પાસે આવી પહો ચ્યા. તેનો છોકરો સાજો થઇ ઘેર પાછો ગયો પણ તે પોતે તો પેલા દિવ્ય હાથની પૂજા કરતી ત્યાં જ બેસી રહી. એટલામા કોઇ અદશ્ય અવાજે તેને કહ્યું, " હુ સમુદ્ર પાસે વસનાર દેવ છુ. ઓ વૃદ્ધ સ્ત્રી ! હુ જ તારૂ સ્થાન છુ." જ્યારે તે જાગી અને તેણે આખ ઉઘાડી ત્યારે બારીમાથી તડકો આવતો હતો અને પેલો અવાજ તેના કાનમા રમી રહ્યો હતો.

તે દહાડે ઘરમા ઘણો ગડબડાટ થઈ રહ્યો ઘણા આતુર પૂછનારાં આગળ એ સ્વપ્નુ તેણે વારંવાર કહી સભળાવ્યુ અને કેટલીક વૃદ્ધ સ્ત્રીઓએ હર્ષના આંસુ આણી કહ્યુ કે જગતકિશોર હવે જલદીથી આરોગ્ય થશે. ગોર તથા પંડયાઓની સલાહ પૂછવામા આવી તેમણે પણ એમ જ કહ્યુ કે જગતકિશોર પુરીની જાત્રા કરે.તો જગન્નાથજી તેને આરામ કરે. જગ-તની માને મન તો સ્વપ્નનો અર્થ એથી પણ વધારે ગૂઢ હતો પણ તે વિષે કોઇને કાંઇ તેણે કહ્યુ નહિં

બીજે દહાડે કલકત્તેથી શરત આવી પહોચ્યો તેની બહેન કાલીએ જ્યારે સર્વ હકીકત તેને કહી ત્યારે તે ગભરાયો. " ભાઈ, એ તો એક સૂચક ચિહ્ન છે. જગન્નાથની આજ્ઞા થઇ છે, એ ઇચ્છા પારપાડવામા તમે અમને મદદ કરો."

" પણ બહેન તારા વરની આવી અશક્ત સ્થિતિ છતાં તેમને જાત્રા-એ લઈ જવા એ ગાંડાઇ છે. મુસાફરી ઘણી લાબી છે અને તેમાં તે કદી ટકી શકશે નહિ."

" ના ના, જગન્નાથની ઇચ્છિા હશે તો તે સહાયતા કરશે. સાસુની મરજી છે, કાકીઓની મરજી છે, તારા બનેવીએ પણ વિચાર કર્યો છે. માટે હવે તુ પણ મદદ કર, અમારામાં ફક્ત તું જ બળવાન પુરુષ છે. આ પુ-ણ્યકારી યાત્રા અમને કરાવ."

શરત દિડ.મૂઢ થઈ ગયો. દરદીને યોગ્ય સારવાર કરી પોતાનાથી બનતું કરી તેને બચાવવાની ઉમેદમાં તે આવ્યો હતો અને અહીં તો એક વૃદ્ધ સ્રીના વૃથા સ્વપ્નને આધારે તેની જીંદગી ધૂળ મેળવવાની તૈયારી ચાલી રહી હતી.

એ યાત્રા અટકાવવાને તે અશક્ત હતો એ પોતે જાણતો હતો. તથાપિ એ યોજનાની સામા બને તેટલુ થવુ અને તેનો બનેવી જાત્રાની મુસાફરી ખમવા યોગ્ય થાય ત્યા સુધી તે મુલતવી રાખવાનો પ્રયત્ન કરવો એ તેની ફરજ છે એમ તેને લાગ્યુ.

પાછલે પહોરે તે ત્યાંના અગ્રેજ દાક્તરને મળવા ગયો. દરદીની તે ઘણી સભાળ લેતો તથા તેનામા ઘણુ ધ્યાન આપતો એ તેને ખબર હોવાથી દાક્તરનો અંતઃકરણપૂર્વક તેણે પાડ માન્યો.

દાક્તર પોતાની શાંત રીતે બોલ્યો, " ઉપકાર માનવાની કાંઈ જરૂર નથી. તમારા બનેવીની ઉમર ઘણી નથી તેથી તેમને સાજા થવાની આશા રાખી શકાય છે. "

" તમારી કુશળતા અને સભાળથી એમને ફેર પડશે એમ મારી તો ખાત્રી છે પણ, પણ"—શરત આગળ બોલી શક્યો નહિ.

દાક્તરની આખમાં કાઇક ગભરાટના ચિહ્ન દેખાયા અને તેણે પૂછ્યુ, " મે સવારે જોયા ત્યાર પછી શુ એમને ઉથલો થયો છે ? "

" દાક્તર ! તેનાથી પણ ખરાબ દાક્તરની કુશળતાથી તો મંદવાડ મટે પણ જાણી જોઇને કરેલી મૂર્ખાઇથી કરેલુ નુકશાન ન મટે "

" દરદીએ બેદરકારી કરીને પોતાની તબીઅત બગાડી છે ? "

" દરદીના મનમા એમ આવ્યુ છે કે તેમની વૃદ્ધ માતાને સ્વપ્ન આવ્યુ છે તેથી પુરીની જાત્રાથી તેમનો રોગ જશે. "

" પુરીની જાત્રા ! જગતકિશોર અશક્ત છે અને પુરી ઘણું દૂર છે. તે મુસાફરી શી રીતે કરવા ધારે છે ? "

" રેલવે અને આગબોટને રસ્તે ન જતા રાણીગજથી પુરીને પગ રસ્તે જવાનો વિચાર છે. સાધારણ સાજા માણસને પણ એ મુસાફરી લાબી અને કટાળાભરેલી લાગે તેવી છે. મારા બનેવીના કાળરૂપ એ થશે. " એમ કહી માથુ નીચુ કરી શરતે આખમાથી આંસુ લુછ્યુ.

દાક્તર બેઠકપરથી ઉઠયો અને ઓરડામા આમ તેમ ફરવા લાગ્યો. તે ઓરડામાં બંગાળા ઇલાકાનો નકશો લટકાવેલો હતો. રાણીગજથી પુરી

જવાના મોટા રસ્તાપર તેણે પોતાની આંગળી ફેરવી. તેણે કેટલાંક વૈદકનાં પુસ્તક મેજપરથી ઉઘાડીને જોયા અને શાંતતાથી આવીને તે પોતાની જગાપર બેઠો.

શરતે કહ્યું, "દાક્તર, આ અક્કલ વગરની યોજના અટકાવવામાં તમે મને મદદ કરો. તમારી મદદથી હજી પણ કદાપિ એ અટકાવાશે. શરીરની આ સ્થિતિમાં આવી મુસાફરી કરવાથી એમની જીંદગીનો નાશ થશે."

દાક્તરે ધીમેથી કહ્યું, "મને હમણાં એવો વિચાર આવે છે કે એથી એની જીંદગી ઉગરશે."

આથી વિસ્મય પામી શરતે કહ્યુ, "શ્રદ્ધામાં રોગ મટાડવાની શક્તિ હોય છે એ વિચાર તમારા મનમા છે?"

"ના ના, એવો વિચાર નથી. શ્રદ્ધાથી રોગ મટી શકે પણ અમે દાક્તરો તેને ગણતરીમાં રાખતા નથી. તમારા બનેવીની દવા હુ એક મહીનાથી કરૂ છુ અને મારા સમજવા પ્રમાણે એમના રોગની ચિકિત્સા પણ મેં બરાબર કરી છે. તેમની ઉમર ભાગ્યે ચાળીસની હશે પણ બરદ્વાનની મલેરીઆવાળી હવામા ઘણાં વર્ષ રહેવાથી તેમની શક્તિ ઘટી ગઇ છે અને તેથી જ એમને મટવાની મુશ્કેલી લાગે છે. અશક્તિને લીધે ધીરે ધીરે તે ઘસાય છે. રસ્તે મુકામ કરતા જતાં, બંગાળાના નિરોગી ભાગમાં, નવા નવા પ્રદેશો નિહાળતા, વરસના સૌથી સરસ હવાવાળા સમયે પગરસ્તાની મુસાફરી કરવાથી તેમની તબીયત તદ્દન સુધરી જશે અને તે ઉપરાંત ઘણાં વર્ષ સુધી તેમની આરોગ્યતા સારી રહેશે."

શરત આશ્ચર્યથી ચકિત થયો. તેણે કહ્યુ, "આ મુસાફરીમાં તેમને શરદીની અસર નહિ થાય એમ તમે ધારો છો દાક્તર?"

"તે માટે મારે તમારા પર આધાર રાખવો પડશે. જગતના કુટુંબમાંના કોઇપર હુ પૂર્ણ વિશ્વાસ રાખી શકુ તેવું નથી. તમે તેમની સાથે જો જાઓ તો જ આ યાત્રા કરવાની હુ પરવાનગી આપુ."

"મારી સંપૂર્ણ ખુશી છે."

"બહુ સારૂ. એ તો હવે નક્કી થયુ. તેમને રાત્રે ગરમાવાવાળા ઓરડામાં રાખજો. તેમનાપર પવન આવે નહિં તેની સંભાળ રાખજો અને પુષ્કળ ગરમ ઓઢવાના રાખજો. રાત્રે કે સાંજ પછી પણ મુસાફરી કરશો નહિં. સૂર્યોદય પછી કલાકેક પછી ચાલવાનુ રાખજો અને ટુંકા ટુકામાં મુકામ કરજો. તેમને તો પાલખીમાં જ લઇ જવા જોઇએ."

"હું તે સર્વ બાબતની તજવીજ કરીશ."

"તેમની સાથે જેમ બને તેમ થોડાં માણસ લઇ જાઓ તો વધારે સારૂ. તેમની વૃદ્ધ મા તો આખા ઘરમા શ્રેષ્ઠ બુદ્ધિવાળી છે. એના હુકમથી ઘર હંકાય છે. માટે તે તો આવે જ. તમારી બહેન એક નમુનારૂપ પત્ની છે. પતિની રાત દિવસ સેવા કરવામાં એનાથી વધારે અનુરક્ત, ઉદ્યમી અને તત્પર સ્ત્રી આ દેશમા કે બીજે કોઇ ઠેકાણે મેં જોઇ નથી. તેના વિના ચાલી શકે તેમ નથી. ત્રીજા તમે. એ ઉપરાંત થોડા નોકરો. એ સિવાય બીજા કોઇને લઇ જવાની હુ રજા આપતો નથી."

"જગતની કાકીઓ ? તે બધાને જાત્રા કરવાની ઘણી જ ઇચ્છા છે."

"એ કાકીઓ અને એમના છોકરાનુ લશ્કર મળી જગતના શરીરને નુકસાન કરે છે. એ ઘરમા રહે છે એટલા માણસ સાથે રહેનારને હવા ફેર કરવાનો ફાયદો કદી પણ થઇ શકે ? ખોટુ લગાડશો નહિ. તમારી અવિભક્ત કુટુબની રૂઢિના બીજા ફાયદા કદાપિ હશે અને ઘણાક સ્ત્રી-પુરુષોને તે દરિદ્રતામાંથી બચાવે છે. તેની વિરુદ્ધ મારે કાંઈ કહેવું નથી પણ કોઈ દરદી અમારી આગળ આવે ત્યારે અમારો કહેવાનો હક છે. મારા અભિપ્રાય પ્રમાણે એટલા મોટા ઘરખટલાની જ જાળમા આવી સ્થિતિમાં જગતને રાખવા તે એમને મારવા બરોબર છે. હુ જોવા આવુ છુ ત્યારે ઓરડામાં શુદ્ધ હવા આવવા દેવાને પણ મને અડચણ પડે છે. એ સર્વ મમતાવાળી સ્ત્રીઓ, મૂર્ખ નોકરો અને છોકરાના કકળાણમાં એક ક્ષણની પણ શાંતિ રહેતી નથી એમ ચાલવુ ન જોઇએ. થોડા સમજુ માણસો સાથે લઇ મુસાફરી કરવામા એ બધાંથી છૂટાશે, એ કારણથી પણ એ યાત્રા કરવાની સલાહ હુ આપુ છુ"

"તમારૂ કહેવુ હુ સમજ્યો છુ અને તમારી સલાહ પ્રમાણે વર્તીશ. પણ જગતની મા પોતાની સાથે એક વૈદ લેવાનુ ધારે છે."

"ના ના એ થવા દેશો નહિ. તમારા વૈદોમા કેટલાક અનુભવી અને કુશળ હોય છે અને ઘણી વનસ્પતિઓની દવાઓ એવી જાણે છે કે અમે તે વિષે કાંઇ જાણતા નથી. તેમાની બીલાં, કરીઆતું વગેરે કેટલીક તો અંગ્રેજી દવાઓમાં પણ દાખલ થઈ છે. કેટલાક જુના રોગોમાં તેઓની દવા રામબાણ થાય છે. મારા એક અંગ્રેજ મિત્રને એવા એક વૈદથી જ મટયુ હતું. પણ કેટલાક વૈદો તો અણઘડ ઉંટવૈદ સરખા હોય છે. તમારા બનેવીને આખો મહીનો દવા ખુબ આપી છે. હવે તો ખુલ્લી હવા જ જાળમાથી છૂટાપણુ અને કુદરત પોતાની મેળે એમને આરામ કરશે."

"થેંકયુ દાકતર ! હુ તમારો બહુ આભારી છું. તમારી સલાહ મુજબ

ગોઠવણ કરી જગતની દાકીઓને બરદ્વાન મોકલીશું અને અમે જાત્રાએ જઈશું."

"હા એ જ ઠીક છે. જગતના બાપદાદાના ઘરમાં બરદ્વાનમાં એ સહુને પૂર્ણ સંતોષ થશે. તેમને વિષે ખોટું કહેવાનો મારો ઈરાદો નથી. ઉલટું મને તેમને સારૂ ઘણું માન છે. દરદીને જોઇને પાછા ફરતાં ઘણીવાર તેઓએ મને રોકીને પડદામાથી પૂછેલુ છે કે એને સારા થતા કેટલો વખત લાગશે, અથવા સરસ્વતીપૂજન કરવા બેસવાની શક્તિ તેનામાં આવશે કે નહિ, અથવા તેને વારસ પુત્ર થશે કે નહિ. પણ અમારૂ પરિમિત જ્ઞાન એ સર્વ પ્રશ્નોના જવાબ ખાતરીપૂર્વક દઇ શકે તેમ નથી તેઓ પોતાના બગીચામાથી કોલીફ્લાવર તથા વટાણા મારે ત્યા મોકલે છે તે મને તેમ જ મારી સ્ત્રીને ઘણા પસંદ પડે છે એ સર્વ છતાં માંદા માણસની પથારી આગળ તેઓ નકામા છે. જગત્ તેની સ્ત્રી તથા મા અને તમે એટલાં પુરી જજો. બીજા કોઈ સગા, સ્નેહીઓ, વૈદ્ય કે ઔષધ કાંઈ પણ હરગીજ લેશો નહિ."

શરતે ફરી દાક્તરનો આભાર માન્યો અને દાક્તરે કહ્યું કે પુરીની જાત્રા કરી આવી જગતકીશોરની તબીઅત સારી થએલી જોવાની મને આશા છે.

---

## પ્રકરણ ૨ જું.

---

### યાત્રા.

રાણીગંજથી પુરીના ધામ સુધીનો ઉત્તરથી દક્ષિણ જતો ત્રણસેં માઇલનો જે રસ્તો છે તેવો સુંદર માર્ગ હિંદુસ્તાનમા બીજો એકે નથી. એ રસ્તાની પૂર્વે બંગાળાના રસાળ ક્ષેત્રો અને અસંખ્ય ડાગરના કયારા તથા ભારે વસ્તીવાળા મોટા શહેરો આવી રહેલા છે પશ્ચિમ તરફ ઉચાણના પ્રદેશ અને સાલના જંગલવાળી ટેકરીઓ, આછા વાવેતરના કોઇક કોઇક ખેતરો અને પહાડી ગામડાના નાના ઝુંપડા છે. વળી પૂર્વ તરફ આર્યોના ઉદ્યોગ અને કારીગરીઓમાં પ્રવીણ એવી સુધરેલી હિંદુ અને મુસલમાન જાતો વસે છે; અને પશ્ચિમ તરફ સોંથલ જેવી અનાર્ય પ્રજાઓ રહે છે, જેઓ શિકાર કરી નિર્વાહ કરે છે અને પોતાની જુદી જ ભાષા બોલે છે. પૂર્વ તરફ હુન્નરકળા અને સાહિત્યવડે સુધારાના ઘણા સૈકાઓ સુધી ઇતિહાસમાં પ્રસિદ્ધ થએલાં

બરદ્વાન, નદીઆ, જેસોર અને ઢાકા નગરો આવેલાં છે; પશ્ચિમ તરફ અડધા જંગલી જેવા રીતરીવાજવાળા પ્રાચીન લોકોની વસ્તીવાળાં છોટા નાગપુર અને ઓરિસાના સંસ્થાન આવેલાં છે. હિંદુસ્તાનમાં બીજી જગાઓની પેઠે બંગાળામાં પણ આર્ય સુધારાનુ વલણ ફળદ્રુપ સપાટ પ્રદેશો તરફ વળેલુ છે, અને જંગલી રહેણીવાળા અનાર્ય લોકો વેરાન પહાડી પ્રદેશોમાં રહ્યા છે. રાણીગંજથી પુરી જનાર જાત્રાળુઓ, સપાટ અને ઉંચાણ પ્રદેશ, સુધરેલા હિંદુ, મુસલમાન, અને કેળવણી રહિત પ્રાચીન પ્રજાઓ વચ્ચેની રેખાનું નિરીક્ષણ કરતા જાય છે.

ડીસેમ્બરની એક સહવારમાં જગતકીશોર અને તેની સાથે જનારાં સર્વ રાણીગંજથી ઉપર કહેલે રસ્તે નીકળ્યાં. માંદા માણસને પૂર્ણ આરામ મળે એવી ગોઠવણથી તૈયાર કરેલી પાલખીમાં જગતકીશોર પોતે હતો. બીજી પાલખીમાં તેની મા તથા સ્ત્રી બેઠેલાં હતા. શરતે પોતે ઘોડે બેસવાનું પસંદ કર્યું હતું. એ ઘોડો બહુ પાણીદાર નહોતો, પણ ગામડાનાં ટટ્ટુ જે ધીમે ધીમે દહાડાના ત્રીસ માઈલ ચાલી શકે તેમાનો હતો. એ બળદનાં ગાડાંમાં નોકરો અને રસોઈના વાસણ હતા. એ ગાડાં રાત્રે આગળ ચાલતાં તેથી નવા મુકામે અગાઉથી તૈયારી કરી શકાતી. રેલવે નહોતી ત્યારે આ પ્રમાણે શ્રીમંતો મુસાફરી કરતા, અને હજી જ્યા પગરસ્તો છે ત્યા એ જ રીત છે. ગરીબ મુસાફરો ચાલતા જાય છે અને રસ્તે કોઈ દુકાનોમા મુકામ કરે છે. ત્યા તેમને બેત્રણ આનામા રહેવા, ખાવાપીવાનુ સર્વ મળે છે.

ચાલવા માંડ્યા પછી બે માઈલે આ મંડળ દામોદર નદી આગળ આવી પહોંચ્યુ. એ મોટી નદી પશ્ચિમ તરફના ઉંચાણના પ્રદેશમાથી નીકળી પૂર્વ તરફ બંગાળાના ઉપસાગર પાસે હુગલી નદીને મળે છે

ચોમાસામા દામોદર નદીનો વિસ્તાર ઘણો હોય છે અને ઝાડ તથા ગામડાંની આસપાસ એનુ પાણી ફરી વળવાથી જાણે નાના સમુદ્રની વચ્ચે બેટ થયા હોય તેવુ દેખાય છે. ઉત્તર તરફનો કિનારો ઉંચો હોવાથી બરદ્વાન જેવા શહેરોનુ રક્ષણ થાય છે પરંતુ દક્ષિણ તરફ એવાં રક્ષણનાં સાધનો અનેકવાર કર્યા છતા પાણીનુ વહેણ તે તોડી પાડે છે. તેથી એ પ્રયત્ન પડતો મૂક્યો છે. આથી જુલાઈ, આગસ્ટ તથા સપ્ટેમ્બર માસમાં વર્ષાદને લીધે પાણી દક્ષિણ તરફના ગામડાં વટાવી ફેલાઇ જાય છે અને ડાંગરનાં ખેતરોમાં રસાળ માટી ઘસડી જાય છે. આ માટીના થરને લીધે દક્ષિણ તરફનો મુલક ધીમે ધીમે ઉંચો થતો જાય છે અને ઉત્તરનો પ્રદેશ જ્યાં મોટાં શહેરો આવેલાં છે તે મેલેરીઆની હવા વાળા નીચાણમાં રહી

ગયો છે. હાલના ઇજનેરો તથા રાજ્યકર્તાને અહીંની નદીઓના તુરંગી વહેણુ બાબત ઉપાય લેવાનો પ્રશ્ન બહુ ગુચવાડા ભરેલો લાગે છે. એ નદીઓ ચોમાસામાં વીસ્તીર્ણું અને વેગવાળી હોય છે અને શિયાળામાં વિશાળ રેતીના પટપર પાણીની રેખા સરખી થઇ જાય છે.

શિયાળો હોવાથી જગતૂફીશોર અને તેના સાથીઓને દામોદર નદી ઉતરવાની મુસ્કેલી પડી નહિં. પાલખીઓ તથા ઘોડા એ સર્વે જ્યાં ઉંડુ પાણી હતું ત્યાં એક હોડીમાં લઈ ગયા. બીજી જગાએ તો પારદર્શક રૂપેરી જલસ્રોત એક બે હાથ ઉંડો હતો. નદી ઉતર્યા પછી પાછું શિયાળાના તડકામા પ્રયાણુ શરૂ થયુ.

દરદી પોતાના ઓરડામાથી ઘણે વખતે બહાર આવેલો હોવાથી તાજી હવા અને સૂર્યના ઉષ્ણુ કિરણો તેને રૂચિકર લાગ્યા. તેથી તથા સૃષ્ટિશોભાના ફેરફારને લીધે તેનામાં એટલામાં જ શક્તિ આવેલી જણાતી હતી. કાલી અને તેની સાસુને પણુ આ મુસાફરી આનંદ અને આશાથી ભરેલી હતી. દૃષ્ટિએ પડતી દરેક ચીજ નવી હતી. મોટા પટવાળી નદી, જંગલો, તથા ઉંચાણુ નીચાણુવાળો પ્રદેશ આંખને તાજગી આપતા. અને સહુ કરતા વધારે પુરીના પુણ્ય મંદિરના દર્શનની આશાથી તેમના આત્મા ઉન્નત થતા અને તેમનાં હૃદય હર્ષ પામતા.

જગતૂફીશોરની પાલખી પાછળ શરતનો ઘોડો ચાલતો હતો. જગતૂફીશોર કરતાં પણુ એને આ મુસાફરીથી વધારે ચિત્તસ્વસ્થતા મળી હોય એમ જણાતુ હતું ઉત્કટ લાગણીવાળા માણસો સદ્દઢ પ્રયત્ન કરી શકે છે પરંતુ તેના મન ઉપર ઉંડી છાપ પડે છે. શરતને જે નિરાશા પ્રાપ્ત થઇ હતી તે ઝટ ભૂસાય તેમ નહોતુ. કલકત્તામાં જે સર્વે સ્થાન તેના જીવનને દુઃખી કરનારાં હતાં ત્યાથી તે દૂર હતો, પોતાના દુખ ઉપર તે એકાંતમાં વિચાર કર્યા કરતો હતો અને નિરાશા શાંતિથી સહન કરતો હતો. ભૂતકાળના શ્રમવાળા પ્રયાસો અને હાલની સ્થિતિ વચ્ચે મોટો તફાવત પડયો હતો, તેને જીવન શૂન્ય લાગતું હતું અને ભવિષ્ય હેતુવિનાનુ થયુ હતું. ઘડી ઘડી એક મધુર મુખાકૃતિ તેની સ્મરણશક્તિ આગળ ખડી થતી, પરંતુ એ મુખ હવે તેને મન પવિત્ર મૂર્તિ અને નિરંતર જાગ્રત રહેતી મનોવૃત્તિ માત્ર હતું. ધર્મનિષ્ઠ શ્રદ્ધાશીલ મનુષ્યની પેઠે એ મનોવૃત્તિને સતત હૃદયમાં પોષી ગુપ્ત રાખી હવે પછી દુનીઆમાં ફર્યા કરવું એવો તેનો વિચાર હતો.

રાણીગંજથી પંદર માઇલ છેટે ગંગાજલઘાટી નામનુ ગામ છે ત્યાં

તેઓએ એક દહાડા વાસ્તે મુકામ કર્યો. શરત ઘોડાપરથી ઉતર્યો, જગતૂકીશોરને પાલખીમાંથી ઉતાર્યો અને કાલીએ તેને માટે પથારી કરી અને આખી સાંજ તેની સાથે રહી. '

સંધ્યાકાળે જગતૂકીશોર સુઈ ગયો હતો અને તેની મા રસોડામા રોકાએલી હતી એટલે કાલી અને તેનો ભાઇ એકલા પડયા.

તેણે પૂછ્યુ, "સુધા સાથે લગ્ન કરવાનુ તે માગુ કર્યુ હતુ એ શુ ખરી વાત છે ભાઇ ? એ તો બિચારી વિધવા છે તેની સાથે તું શી રીતે પરણી શકે ? એથી તો આપણા પિતાના કુળમા કલક લાગે."

શરત શાંત રીતે બોલ્યો, "માએ એ પ્રમાણે કહ્યુ એટલે એ વિવાહ તોડી નાખ્યો છે. કાલી ! તારા ભાઇના સ્વચ્છદી સ્વભાવ અને મૂર્ખાઇને લીધે તુ તારો સ્નેહ તેનાપરથી ઓછો નહિ કરી નાખેને ?"

"ભાઇ ! તારાપરનો સ્નેહ હુ શી રીતે ઓછો કરી શકુ ? આપણે એક માબાપના છોકરાં નથી ? બહેનને ભાઈ વહાલો ન હોય એમ બને જ શી રીતે ?"

આ દુખકર બાબત વિષે આ ભાઈ બહેન વચ્ચે આટલીજ વાત થઈ, કાલીએ ફરી કદી એ વાત છેડી નહિ

બીજુ સહવાર પણ પહેલાના જેવુ જ તાજગી લાવનાર અને આશા ભર્યુ લાગ્યુ. ઘાસપર અને ઝાડપર ઝાકળ પડેલી હતી. સહવારનુ ધુમ્મસ વેરાઈ ગયુ અને સૂર્ય તપવા માંડયો ત્યારે જગતૂકીશોર અને સર્વ મડળ ગંગાજલ ઘાટીથી ઉપડયુ. રસ્તામા ઉચા નીચા પ્રદેશ હતા અને આખને પ્રસન્ન કરે તેવા વિધવિધ દેખાવ નજરે પડતા હતા. નીચાણના ભાગ ખતરી ખેડેલા હતા અને તેમા પીળી ડાગર ઝાકળથી નમેલી હતી અને કાપણી વાસ્તે તૈયાર થએલી હતી. બીજી જગાએ પ્રદેશ ટેકરીઓવાળો હતો અને માઇલના માઇલ સુધી જગલ નજરે પડતા. તેમા ભેસો તથા ગાયો ચરતી હતી, તેમના લાકડાના ઘટના અવાજ ઝાડીની પાછળથી સભળાતા હતા. ઝુપડા અને નાના ગામડા વચ્ચે વચ્ચે આવતા અને કેટલીક ખેડેલી જમીન પણ નજરે પડતી. જાત્રાળુઓ અને મુસાફરોને જોઈતી સાધારણ ચીજોની દુકાનો વચમાં આવતી હતી. પશ્ચિમમા સુસુનીઆ ડુગરની સુંદર ટોચ પદર માઇલ દૂરથી દષ્ટિએ પડતી હતી, અને તેથી આગળ પચેત અને મનભૂમ પર્વતની ઉંચી હારો અને શિખરો દૃષ્ટિમર્યાદાને બાંધી લેતાં હતા.

ત્રણ કલાકની મુસાફરી પછી તેઓ દ્ધકેશ્વર નદી આગળ આવી પહોં-ચ્યાં. આ નદી પણ પશ્ચિમ તરફની ટેકરીઓમાંથી નીકળી પૂર્વે અને દક્ષિણ તરફ વહી હુગલીને મળનારા ફાંટાઓમાંની એક છે. દામોદર કરતાં એ સાંકડી હોવાથી તે ઝટ ઓળગી આ મડળ બાંકુરા જીલ્લાના મુખ્ય ગામ બાંકુરામાં આવી પહોંચ્યુ. જગતૂકીશોર અને એના કુટુંબીઓ માટે એક સગવડવાળું ઈંટોનુ ઘર ભાડે રાખ્યુ હતું. ત્યા એ સર્વે એક દહાડો રહ્યાં.

## પ્રકરણ ૩ જું.

## પહાડી છોકરી.

બરદ્વાનના જમીનદાર જગતૂકીશોરનુ નામ બાંકુરામાં જાણીતું હતું. સાજ પડી એટલે ઘરના કામકાજથી પરવારી દીવા વખત ઘણી સ્ત્રીઓ જગતૂકીશોરની માને મળવા આવી તેમાંની એકે કહ્યુ, "માજી, તમારા પુત્રને પુરી લઈ જાઓ છો તે બહુ સારૂ કરો છો. માણસના ઉપાય નકામા જાય છે ત્યા જગન્નાથ મહારાજ સારૂ કરી દે છે, ઘણાક દુઃખે પીડાતા મનુષ્યોપર જગન્નાથજીએ મહેર કરી છે."

જગતની માએ કહ્યું, "તમે એવો આશીર્વાદ દ્યો કે જગન્નાથ દયા કરી મારા દીકરાને સાજો કરી દે. અમારા કુટુબનો આધાર એ જ માત્ર છે. એ ઘણા વખતથી હેરાન છે અને ઘણાક દાક્તરોની દવા કરી પણ કલ્યા-ણકારી જગન્નાથની આજ્ઞા થઇ ત્યા સુધી કાઇ ફાયદો થયો નહિ."

"હા બાઇ હા, અમે તમારા સ્વપ્નાની વાત સાભળી છે આવી કૃપા તમારાપર થઇ એટલા તમે ભાગ્યશાળી છો અને એ આજ્ઞા પ્રમાણે વર્તી શકવા સમર્થ છો એટલાં વિશેષ ભાગ્યવાન છો. પુરીના મંદિરમાં જવાનુ ભાગ્ય કાઇ બધાંનુ હોતું નથી, અમે ઘણીવાર જવાની ઇચ્છા કરી છે પણ અમે ગરીબ માણસ છીએ અને જાત્રા લાંબી છે અને ખર્ચ ઘણું થાય છે."

"હા મુસાફરી લાંબી છે અને તેથી મને ફીકર બહુ હતી. ભગવા-નની કૃપાથી આરભ કીધો છે અને તેથી મારા છોકરાને સારૂ છે. ગયો મહીનો આખો મારી વહુ બાપડી રાત્રે ઉંઘી નથી અને દહાડે જંપી નથી. એ મારા છોકરા પાછળ જીવ કહાડી નાખે છે અને મારી આજ્ઞા લોપતી નથી. આજના વખતમા એવી વહુઓ મળવી મુસ્કેલ છે. લાંબા વખતના ઉજાગરાથી એ આવી ફીકી અને નબળી પડી ગઈ છે."

" તમારા જેવાં સાસુને એના જેવી વહુ હોય તેમાં શી નવાઈ છે ? એ છે પણ સારા ઘરની. મેં સાંભળ્યુ છે કે તમારી આ અડચણ વખતે સાથે આવવાને એના ભાઇએ અભ્યાસ મુકી દીધો છે."

" હા, શરત કહ્યાગરો અને ડાહ્યો છોકરો છે. એના જેવા થોડા જ હોય છે. પણ હવેનો વખત ખરાબ છે અને આપણા છોકરાઓ કોલેજોમા શું શું શીખી આવે છે તે કહી શકાતું નથી." કેટલીક અફવાઓ સાભરી આવતા જગતની માના મ્હોપર છાયા પસરી રહી. પણ તરત જ તે છાયા જતી રહી અને તે બોલી, શરત ઉદાર હૃદયનો છોકરો છે. તેણે શહેરી જીવનનાં બધાં પ્રલોભનનો ત્યાગ કર્યો છે. મારા છોકરાની ચાકરી એક સગા ભાઈ કરતાં વધારે એ કરે છે એના સરખા પુત્રની જનેતા ખરે સુખી છે. મારા દુઃખે પીડાતા છોકરા તરફની એની સ્નેહમય કાળજી જોઇને મારી આખમા આંસુ આવે છે."

" એ કાળજી નિરર્થક નહિ જાય માજી જગન્નાથની કૃપાથી તમારો દીકરો દ્હાડે દહાડે શરીરે સુધરતો જઇ પુરીથી પાછો ફરશે ત્યારે નિરોગી અને બળવાન થઇને આવશે, અને એના છોકરા જોવાને તમે તો હજી જીવશો."

" એવી માયા ભરેલી વાચ્છાઓ અમારે માટે રાખો છો તે સારૂ પ્રભુ તમારૂ કલ્યાણ કરો પણ હુ હવે ઘરડી થઇ છુ તેથી મારો પુત્ર સાજો થાય ત્યારે તેની વહુ ઘરનુ સભાળે, અને હુ જગન્નાથના ચરણ સમીપ બાકીનુ આયુષ્ય પૂરૂ કરૂ એવી મારી ઇચ્છા છે."

" બાંકુરામા તમે ક્યા સુધી રહેશો ? અમે કાલે ફરી મળવા આવીશુ ત્યારે મળશો કેની ? "

" ના, અમારાથી રહેવાય તેમ નથી પુરી સુધીની મુસાફરી લાબી છે અને મારા છોકરાની નરમ તબીઅતને લીધે અમારે ટુકા ટુકામા મુકામ કરવા પડે છે. ત્યા પહોચતા કહે છે કે પદર દિવસ થશે, તો આવી જાત્રાએ જવામા અમે રસ્તામા શી રીતે ખોટી થઇ શકીએ ? "

મોડે સુધી આવી વાતોનો છેડો આવ્યો જ નહિ, અને રાત પડી ત્યારે મળવા આવનારા એકે એકે ઉઠવા માંડયા અને જગતની મા રસોડામા ગઈ. ફક્ત એક જણ રહ્યુ તે એક ચૌદ પદર વર્ષની બૌરી જાતની છોકરી હતી. તે નીચ જાતની હોવાથી ઓરડાની અદર આવી નહોતી પણ બારણાના પગથીઆ આગળ ઓટલાપર બેઠી હતી. તેણે પણ સાંભળ્યુ હતું કે બરઠાનનુ એક શ્રીમત કુટુબ એ ગામમાં થઇ જાત્રાએ જાય છે એ ઉપરથી તે તેમને સલામ કરવા આવી હતી.

જગતકીશોર ઊંઘી ગએલો હતો એટલે કાલી એ છોકરીને બારણા આગળ બેઠેલી જોઈ પથારી આગળથી ત્યાં આવી પોતાના માયાળુ સ્વભાવ પ્રમાણે તેની સાથે વાત કરવા લાગી.

કાલીના સવાલના જવાબમાં તે છોકરીએ કહ્યુ, "હુ ગરીબ ઔરી ઔરી છું. તમે બરદ્વાનથી આવો છો અને આ ગામમાં થઇ પુરીની જાત્રાએ જાઓ છો સાંભળી મને થયુ કે જઇને તમને મળુ. મારો ધણી બરદ્વાનમાં કામ કરે છે. હુ ગરીબ ને એકલી છુ અને તેની પાસે જવાની મારી મરજી છે."

"છોકરી, તારી હકીકત મને કહે. જીવતરમાં આપણા સર્વપર દુઃખ પડે છે. મારાથી બનશે તો હુ તને સહાય થઈશ."

"મારા જેવી ગરીબ ઔરી બાઇડીની સાથે તમે આવી રીતે વાત કરો છો એવા સારા તમે છો માજી. આગળ અમે સારી દશામાં હતાં. મારો બાપ પશ્ચિમ તરફ આઘે રહેતો હતો. આ ગામમાંથી સુસુનીઆના ડુગર દેખાય છે, ત્યા એક નાના ગામડામા અમે રહેતા હતાં મારા બાપ પોતાની જમીન ખેડતા અને હુ નાની હતી ત્યારે મારી મા મને સાથે લઇ ખેતરમા કામ કરવા જતી તે મને સાભરે છે."

"તારી માથી ખેતરમા શી રીતે કામ કરાતું? બાઇડીથી શી રીતે કામ કરાય?"

"અરે માજી, તમે નથી જાણતા. અમારાં ઔરીનાં ઔરાં તો ખેતરમાં કામ કરે છે. અમે હિંદુ બાઇડીઓ જેવા નથી. અમે ખેતરમા કામ કરવા લાગીએ છીએ. અમારા ભાયડાઓ ખેડવાનુ અને એવુ સખત મહેનતનુ કામ કરે છે. જ્યારે વરસાદ આવે છે ત્યારે ડાગરના ધરૂ ક્યારામાં રોપવાના હોય છે, ઔરીના ઔરા પેઠે વરસાદમાં અને તડકામાં આખો દિવસ ખડે પગે ઢીંચણ સુધી પાણીમાં ઉભાં રહી ધરૂ રોપવાનુ કામ થોડા જ મરદો કરી શકે છે."

"હા મેં એ સાંભળ્યુ છે ખરૂ. બાંકુરામા તમારી જાતના લોકો બહુ છે?"

"હાસ્તો, આ જીલ્લો જ અમારૂ વતન છે. અહીં બીજી વર્ણ કરતા અમારી વસ્તી વધારે છે. એ બધામાં સારી સ્થિતિમાં કેટલાક હતા. તેમાં મારા બાપ પણ હતા. અમારા ગામના મુખી પટેલ તે હતા. તેમની પોતાની જમીન હતી તે ખેડતા અને સાંથ ભરતા. પણ એ બધુ એ જતું રહ્યુ, માજી બધુ ગયુ."

"શી રીતે ગયુ?"

"દસ વરસ ઉપર વરસાદ આવ્યો નહિ અને દેશમાં દુકાળ પડયો. મારા બાપને બહુ આફત આવી. તે પોતાનુ ગામ છોડી બીજે કાંઈ આશરો મેળવવા કામ મળે તો કરવા ગયા એમને ગયે અઠવાડીયુ થયુ, મહીનો થયો પણ એમના સમાચાર મળ્યા નહિ. અમે ઘેર ભૂખે મરવા લાગ્યાં. એક ઘરડા માણસે અમને ખબર કહી કે ઉત્તર તરફ દુકાળીઆના કામ ચાલતા હતા ત્યા તે મરણ પામ્યા હતા."

"ત્યારે તું નાનપણમાં જ બાપ વગરની થઈ?"

"હા, હુ એ વખત પાચ વરસની હતી મારી માને ઘેર ઘેર ભીખ માગવી પડતી. આમારી જમીન અમે ગીરવી મુકી અને તેના નાણાપર થોડો વખત ગુજરાન ચાલ્યુ જગલમા જઇ ત્યા મૂળીઆ અને શાકભાજી પર અમારે દહાડા કાઢવા પડતા એમ કરતા ખરાબ વખત પૂરો થયો અને ભાદુએ આખરે સારો પાક આપ્યો"

"તમે જેની પૂજા કરો છો એ ભાદુ કોણ છે?"

"કેમ બાઇ, એ તો દેવ છે. તે અમારા ખેતરનો પાક આપે છે, આપણને પાળેપોષે છે, વસ્ત્ર આપે છે અને પોતાના છોકરા પેઠે સભાળ રાખે છે, અમારા બૈરા પાક ઉતારવાના દિવસમા એના ગીત ગાય છે. અમારે ઘણી એની ક્રિયાઓ કરવાની હોય છે"

"જે દેવ તમને પાક આપે છે, પાળે છે અને વસ્ત્ર આપે છે તેને ગમે તે નામે બોલાવો તો સાભળે તો ખરોને?"

"હા મા, સાભળે, કેમકે એ દયાવાળો છે, આપણે એના પ્રાણીઓ પાપી છીએ અને આપણા દુઃખ પેદા કરીએ છીએ. પાક ઉતારવાને વખતે અમારા આદમીઓ દારૂ પીએ છે અને ખેતરની ઉપજ અને બીજુ સર્વે ફેકૂમા ઉડાવી દે છે જ્યા સુધી અમારા ભાયડાઓ દારૂ પીવો મૂકશે નહિ ત્યા સુધી અમે હિદુ લોકો જેવા સારા થવાનાં નથી."

"શુ તેઓ મદિરા પીએ છે?"

"હા માજી, એ જ તેમને નુકશાનમા નાખે છે અને મારી નાખે છે. મારા બાપ કહેતા હતા કે આગળના વખતમા બૈરી લોક પોતાના ગામડાના ચોખામાથી પચવી નામનો દારૂ કહાડતા, એ ઘણો ખરાબ નહોતો. તેથી તેમને નિશાનો સહેજ ઉલ્લાસ થતો, પણ પચવી ખોરાક હોવાથી એમાંથી કાઇક પોષણ પણ મળતું. પણ હવે તો પાચ દસ માઇલને છેટે જ્યાં જુઓ ત્યા દારૂના પીઠા થયા છે અને અમારા આદમીઓને જલદ દારૂ પીવાનો

શોખ થયો છે. એ જલદ દારૂ ખોરાક નથી એ તો ઝેર છે અને અમને મારી નાખે છે."

"તું કહે છે તે ખરૂ છે. તમારા લોક એ દારૂ પીવાનુ જેમ વહેલુ છોડશે તેમ તેમને ફાયદો છે. હિંદુ અને મુસલમાન ખેડુત લોકો જુઓ, તે લોકો કેફ કરતા નથી તેથી કાઇક પૈસો સંઘરી શકે છે. તમે જંગલી અનાર્ય લોકોએ પણ તેઓ પેઠે ચાલવુ જરૂરનુ છે."

"મારી માએ જીવતી હતી ત્યારે એમ જ કહેતી. મને પરણાવતા સુધી એ જીવી, પણ મારા લગ્ન પછી તરત જ મારો ધણી ગામ છોડીને જતો રહ્યો, તે પછી મે એને દીઠો જ નથી. મારી મા પણ બાપડી મરી ગઈ અને હુ ધરતીપર એકલી રહી છુ" એમ કહી તે ગરીબ છોકરી પો-તાના સાલ્લામાં મો ઢાકી રોવા લાગી.

"પણ તું શુ કામ રડે છે? તારો ધણી જીવતો છે તો તુ તેને મળીશ જ."

"એ જીવે છે અને **બ**રદ્વાનમા છે એમ ત્યાથી આવેલા લોક કહે છે, પણ એ તો ત્યા ઘર કરીને રહ્યો છે અને વખતે મને ભૂલી પણ ગયો હશે. માજી તમે પાછા **બ**રદ્વાન જવાના છો અને મારા સરખી ગરીબ બાઇનુ દુખ તમને સાભરે તો તમે મને મદદ કરી શકો"

"મારાથી બનશે તો હુ કરીશ, જો તારો ધણી તને **બ**રદ્વાન તેડાવે તો તુ ત્યા આવીશને?"

"હા, બાઇ મારૂ મારા ગામમા કોઇ નથી. ત્યાથી અહી **બાં**કુરા સુધી ચાલીને હું આવી છુ. પણ હવે આગળ જવાય તેમ નથી કેમકે હુ ગરીબ છુ અને મને ખાતરી નથી કે મારો ધણી મને ઓળખશે કે નહિ, તમે **બ**રદ્વાન પાછા જાઓ ત્યારે મને યાદ કરશો તો હુ સદા તમારૂ સુખ વધે એવુ માગીશ."

"તારી માયાવાળી લાગણી માટે ઇશ્વિર તારૂ કલ્યાણ કરો. સર્વ શ-ક્તિમાન પ્રભુના દરબારમા મંદિરમાના ભજન કરતાં ગરીબોની પ્રાર્થના વહેલી સંભળાય છે. લે આ રૂપીઓ અને અમે પુરીથી પાછા આવીએ ત્યાં સુધી એટલા ઉપર ગુજારો કરજે. મારી બૈરી ઓળખાણ વાળીને હુ નહિં ભૂલી જાઉં."



# પ્રકરણ ૪ થું.

## જંગલમાંનો કિલ્લો.

પાચ કલાકની મુસાફરી પછી ત્રીજે દહાડે બધા વિષ્ણુપુર પહોચ્યાં. વિષ્ણુપુર અગાઉ એક નાના રાજ્યની રાજધાની હતું પણ હાલ તો નાનુ સરખુ સુદર ગામડુ છે, અને તેનો કિલ્લો જગલમાં લગભગ દટાઇ ગયો છે. તેની આસપાસની ખાઈ વેલા તથા વનસ્પતિથી પુરાઇ ગઈ છે. અસલના મ્હેરાં અને મહેલોના ખડેર થયા છે. આ નાશની વચ્ચે તેનો ઉંચો કોટ અને દરવાજા નિઃશબ્દ પ્રભાવસહિત રહેલા નજરે પડે છે. જૂના રાજ્યની દેશવ્યવસ્થાના આવા ચિહ્નો આ દેશમા ઠામ ઠામ છે, અને તે, રાજાઓના અ દરઅ દરનાં યુદ્ધના સૈકાઓ સ્મરણમા તાજા કરે છે. તેમાના વિષ્ણુપુરના ખડેર જેવાં અદ્ભુત અને ભવ્ય થોડા જ છે.

આ શાત ગામડામા એક સબ માજીસ્ટ્રેટની કચેરી હતી. તે બરદ્વાનમા અગાઉ જગત્કીશોરને ઓળખતો હતો. જ્યારે તેને ખબર પડી કે જગત્કીશોર પોતાના કુટુબ સાથે પુરી જાત્રા કરવા જાય છે ત્યારે તે તેમને પોતાને ઘેર તેડી લાવ્યો અને તેમને સર્વ વાતે સગવડ કરી આપવા માટે તેણે ઘણી તજવીજ કરી. સ્ત્રીમ ડળ સારૂ એક અલાહેદો ખડ કાઢી આપ્યો, એક ઓરડો જગત્કીશોરને સારૂ જુદો રાખ્યો અને શરતને રાત્રે પોતાના ખડમા સુવાડયો.

સાજને ઠડે પહોરે માજીસ્ટ્રેટ શરતને તે પુરાતન કિલ્લાનુ ખડેર જોવા તેડી ગયો. એક સમયે એ મોટુ શહેર હતું અને તેના રક્ષણને માટે સાત માઇલ લબાઇનો એક બુરજવાળો કોટ હતો. તેની આસપાસ ખાઇઓ અને ટેકરા હતા બહારના આ કોટની અ દર ગઢ હતો. એ ગઢની જગાએ ઇટોના મકાનોનો સમૂહ અને ફરતા ખડેર આવી રહેલા છે. ઘણા જુના મ દિરો થોડીઘણી જીર્ણ દશામા ગઢની અ દર હજી છે. તેની આસપાસ જગલ થઈ ગયુ છે અને શોધ કરનારને દાણા ભરવાના વિશાળ ભડારના ખંડેર પણ જડી આવે છે. જગલમાં દૂર લગભગ સાડાબાર ફીટ લબાઇની એક ગજાવર તોપ છે. તેને અગીઆર ઈંચનુ મ્હો છે. એ અડધી રેતીમાં દટાએલી છે. એ સૈકાથી વરસાદ તથા પવનમાં ખુલ્લી રહેવા છતાં તેની ધાતુ કટાઈ નથી કે તેની બનાવટને ઇજા આવી નથી.

જગલના રસ્તાપર ફરતા ગઢમા જવાના બુલદ દરવાજા નીચે શર-

તને એ જગાનો, હાલ દીન સ્થિતિમા આવેલો રહેનાર મળ્યો. એ સસ્થાનમાં જેમણે સૈકાઓ સુધી રાજ્ય કર્યું હતું તે પુરાણા કુળનો તે વશજ હતો. આગળના બળવાન કુળના આ અવતસને તેમના ગઢના ખંડેરમા એકલો રહેતો જોઇને તેના પૂર્વજોના આત્માને દયા આવતી હશે! વિષ્ણુપુરના રાજ્યનો મુલક અને જમીનો બીજાના હાથમાં ગયા હતા તેથી એ ભૂલાઈ ગએલા કુળના વશજને ગરીબાઇ અને તગી વેઠવી પડેલી. અગ્રેજ સરકારે તેને કાઇક હલકી નોકરી આપી હતી તેવી ગાદીએ બેસનાર રાજાના એ પુત્રને સવારથી સાજ સુધી પોતાની ફરજ બજાવવી પડતી અને હાલના રાજ્યકર્તાના આ દયાળુ વર્તન માટે તેમનો એ આભાર માનતો હતો.

શરતને આ ગરીબ અમલદારને જોઈ લાગણી થઈ અને માજીસ્ટ્રેટે તેને પોતાને ત્યા સાજરે જમવાનુ નોતરૂ દીધુ જ્યારે તેઓ પોતાના આ નવા નોતરેલા મહેમાનને લઇને પાછા ઘેર ગયા ત્યારે જગતશીશેઠ એક આરામ ખુરશીપર બેઠેલો હતો. ત્રણ દહાડાની મુસાફરીથી એટલો તેને ફાયદો થએલો હતો

જગતશીશેઠે કહ્યું, "આ પુરાતન કિલ્લાઓમા ફરીને શોધ કરવા જેટલી શક્તિ મારામા નથી, પણ એ સર્વની હકીકત જાણવાને ઉત્કઠિત છુ. એના જેવા ભવ્ય ખડેર બંગાળામા થોડા જ છે."

રાજવશી બોલ્યો, " તમે જે કહો છો તે તમારી સારી લાગણી દેખાડે છે પરતુ અમારા બધાં મકાનો પડી ગયા છે અને દેવાલયો સર્વે જીર્ણ થઇ ગયાં છે."

"હા, પણ આ ખડેરો તમારા વશનુ મહત્ત્વ યાદગીરીમાં રાખે છે મેં સાભળ્યુ છે કે બસે વર્ષ ઉપર બરદ્વાન, વીરભૂમ અને વિષ્ણુપુરના રાજાઓ બંગાળાના નવાબના સમર્થ જાગીરદારો હતા તેમા સત્તામા વિષ્ણુપુર કોઇ રીતે ઉતરે તેમ નહોતું."

" આપ કહો છો તે ઠીક છે, પણ અમારા પ્રાચીન કુલ સાથે સરખાવતા બરદ્વાન ને વીરભૂમ આજકાલનાં લાગે છે."

" તમારૂ કુલ એટલુ બધુ પ્રાચીન છે? એની હકીકત તમારે મ્હોએથી સાભળવા હુ ઉત્સુક છુ કારણ કે તમે તેનુ ભુતકાળનુ ગૌરવ જાણતા હોવા જોઇએ અને બરોબર કહી શકશો.'

" એ હકીકત લાબી છે અને મારા કુલની કથા હું જ કહુ એ ઘટતું જણાતું નથી."

"નહિ, હું તમારે મુખેથી એ સાભળ્યા વગર રહેવાનો નથી. ઘણા વખત પછી આજે જ હુ બેસી શક્યો છુ. એક લાચાર બીમારના તુરંગ ખાતર તમારી પુરાતન કથા કહો. તમારે જમવાનો અને મારે સુવાનો વખત થાય ત્યાં સુધીનો કલાક એથી આનદમા જશે."

રાજાઓનો વંશજ પોતાનો ઇતિહાસ કોણ જાણે સોમી વખત ખુશીથી કહેતો હતો અને જગતકીશોર ખુરશીમાં પડ્યો પડ્યો સાભળતો હતો

શરત જે એ ભવ્ય ખંડેર જોઈ આવ્યો હતો તે અભ્યાસીને ઘટતી ઉત્કંઠાથી સાંભળવા લાગ્યો, અને જગતની મા અને વહુ બીજા ખંડમા પડદા પાછળ આગળના વખતની વાતો સાભળવા બેઠા

હકીકત કહેનારે શરૂ કર્યું. "અમારા વંશની ઉત્પત્તિમા દંતકથાઓ ભળી ગઈ છે. અમારા વૃત્તાતમાં જે પ્રમાણે લખેલુ છે તે પ્રમાણે હુ તમને કહીશ તેમાંથી સત્ય કેટલુ છે તે તમે તારવી શકશો

"કેટલાક સૈકા ઉપર ઉત્તર હિંદુસ્તાનમાથી મથુરા પાસેના કોઈ રાજ્યનો રાજા જગન્નાથપુરીના પવિત્ર ધામની યાત્રા કરવાને આવ્યો હતો એવુ કહેવાય છે પાછા ફરતા એની રાણી આ જંગલોમા ખોવાઈ ગઇ અને ત્યા જ તેને એક પુત્ર સાપડ્યો.

"એ રાણી કોઇક પ્રકારે મૃત્યુ પામી. પણ તે બાળક કાસ્મેતીયા બાગદી નામના ખેડુતને જડ્યો અને તેણે તેને પોતાના છોકરા પેઠે ઉછેર્યો છોકરો ધીમે ધીમે મોટો થયો ત્યારે એક બ્રાહ્મણે તેને પોતાની ગાયો સંભાળવા નોકરીમા રાખ્યો.

"આ નાનકડો ગોવાળ ત્યાના બાગદીના છોકરાઓ સાથે રમતો હતો. એક દહાડો તે જંગલમાં ભૂલો પડ્યો અને થાકી જવાથી સુતો અને ઉંઘી ગયો. તેના મુખપર પાદડામા થઈને સૂર્યનુ એક કિરણ પડેલુ હતું જ્યારે તેના ગોઠીઆઓએ તેને ત્યા શોધી કહાડ્યો ત્યારે તેમણે જોયુ તો એક નાગે પોતાની અનેકરંગી ફણા પસારી તેને તડકો ન આવવા માટે છત્ર કર્યું હતુ. આ રાજ્યચિહ્નપરથી લોકોએ ધાર્યું કે એ છોકરાના નસીબમાં રાજા થવાનુ સરજેલુ છે. આ છોકરાનુ નામ રઘુનાથસિંગ હતું. એ મુલકનો વૃદ્ધ રાજા જ્યારે મરણ પામ્યો ત્યારે તેના શબનો ભારે દાહથી અગ્નિદાહ કરવામાં આવ્યો અને લોકના ટોળે ટોળા એ જોવા એકઠા થયા હતા. એ ટોળામાં દરબારી હાથી હતો તેણે રઘુનાથને ઉપાડી ખાલી ગાદીપર બેસાડ્યો. આ જોઈ લોકના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સર્વત્ર હર્ષનાદ થયા અને સરદારો

તથા મંત્રીઓએ તેને રાજ્યપદ આપ્યુ આદિમલ્લ નામથી એનો રાજ્યાભિષેક થયો."

આખી સાંજ આ કથા ચાલી. વૃત્તાંત કહેનારે એ વંશના કયા કયા રાજા એક પછી એક ગાદીએ આવ્યા, તેમણે યુદ્ધ કરી પાસેના મુલક જીત્યા અને રાજ્યનો વિસ્તાર વધાર્યો એ સર્વ હકીકત કહી આસપાસનો તમામ જંગલી મુલક અને તેના અનાર્ય વતનીઓ તથા મૂળનાં અરણ્યો વગેરે વિષ્ણુપુરના રાજાની સત્તામા હતા એક પછી એક સૈકા ગયા તથાપિ એ વંશની સત્તા કાયમ રહી. બંગાળાના અફગાન રાજ્યકર્તાઓને આ સરહદપરના રાજ્યની માહિતી ભાગ્યે જ હશે. પઠાણોનો વાવટો એ મુલકમાં દાખલ થયો જ નહોતો. મુગલોની વિસ્તારી અને સુવ્યવસ્થિત સત્તાનો અમલ ઉત્તર હિંદુસ્તાનમા સર્વત્ર થયો હતો. સોળમા સૈકામા જ્યારે મહાન અકબર રાજ્ય કરતો હતો ત્યારે વિષ્ણુપુરના રાજાઓને અકબરના બંગાળાના સુબાને નામની ખંડણી આપવી પડી હતી પરંતુ મુગલાઇ સત્તા ક્ષીણ થવા લાગી એટલે વિષ્ણુપુર પાછું પૂર્ણ સ્વતંત્રતા ભોગવવા લાગ્યુ.

હકીકત કહેનારે કહ્યુ, "વળી પાછો અરાઢમા સૈકામા અમારે બારીક વખત આવ્યો. દક્ષિણમા મરાઠાઓનુ બળ વધવા લાગ્યુ તે વખતે નાગપુરના રઘુજી ભોંસલેએ પોતાના સંખ્યાબંધ સ્વારોને બંગાળાનો ફળદ્રુપ પ્રદેશ જીતવા આ જંગલને માર્ગે થઇને મોકલ્યા અમે અમારૂં રક્ષણ કર્યું, યુદ્ધોમા લડ્યા અને માર્ગના ઘાટના ઘાટવાલ નામના ચોકીદારો નીમ્યા. અમારા ઘરડા માણસો કહે છે કે એ સમયમા જંગલમા હર વરસ યુદ્ધના ઘોષ થતા અને અંધારા સાંકડા માર્ગમા તથા કોશાઇ નદીના કાંઠાની ઝાડીઓમાં નાની નાની લડાઇઓ થઇ હતી

"એવુ કહે છે કે આખરે રઘુજી ભોંસલેનો મોટો સરદાર ભાસ્કર પંડિત વિષ્ણુપુરના દરવાજા આગળ આવ્યો. અમારે ત્યાના માણસોએ દરવાજા બંધ કરી દીધા, કોટપર માણસો મૂક્યા અને તોપો તૈયાર કરી હજી પણ એમાંની એક તોપ જંગલમા રેતીમા અડધી દટાએલી રહી છે. એમ કહેવાય છે કે એ જ તોપના એક ગોળાથી ભાસ્કર પંડિત મરાયો હતો, એ ખોટી વાત છે એમ કોણ કહી શકનાર છે?

"પણ મરાઠા લડાઇમા ઉગ્ર શત્રુઓ હતા. તેમના ઘોડેસ્વાર ઝડપવાળા અને ચપળ હતા, અમારા દરેક રસ્તા અને ખીણોથી અમારા જેટલા જ વાકેફગાર હતા અને તેઓ એક વાવાઝોડાની પેઠે એકાએક આવતા અને પાછા જતા.

"તોએ પણ અમે ટકી શક્યા, અમારા કોટ મજબુત હતા અને અમારા ગોલંદાજ વફાદાર હતા. પણ એકલા મરાઠા જ અમારા દુશ્મન નહોતા. **બરદ્વાન**ના પ્રતિસ્પર્ધી રાજ્ય સાથે પણ અમારે ઘણાં યુદ્ધ કરવાં પડેલાં, જ્યારે મરાઠાઓ અમારા ઉપર ચઢી આવ્યા ત્યારે **બરદ્વાન**નો રાજા અમારો સંહાર કરવાનો લાગ સાધી મરાઠાઓ સાથે મળી ગયો એ રીતે એ શત્રુઓની વચ્ચે **વિષ્ણુપુર**નુ રાજ્ય ઘણા સૈકાઓ પછી પડી ભાગ્યુ. અમારા વિશાળ પ્રદેશો **બરદ્વાન** સાથે જોડી દેવામા આવ્યા અને ત્યાના સરદારોને વહેંચી દેવામા આવ્યા અમારા વંશની સત્તા નાશ પામી છે અને કિલ્લા અને ગઢના ખંડેરો, હવે જે વૈભવ અદૃશ્ય થયો છે તે માત્ર દર્શાવે છે"

**શરત** એકચિત્ત થઈ રસથી એ હકીકત સાભળતો હતો પણ રાજવંશીની એ વાતથી જગતૂકીશોર નિદ્રાવશ થયો હતો

## પ્રકરણ ૫ સું.

### અડધી મજલપરનું ઘર.

બે દિવસની મુસાફરી પછી સર્વ મંડળ **મિદનાપુર** જીલ્લાના મુખ્ય ગામ **મિદનાપુર** આવી પહોચ્યુ પાલખીઓ શહેર નજીક આવી પહોચી અને ઉચકનારાઓ પોતાનો થાક ઉતારવાને એક પ્રકારના શબ્દ બોલે છે અને જેથી રાહદારીઓ ચોકે છે તે બોલવા મંડયા કે તરત પાસેની દુકાનમાથી પાચ છ કદાવર પુરુષો ઝડપથી આવીને આગળ ઉભા રહ્યા અને તેમણે તેમને રોકયા તેમના વિકાળ દેખાવ અને ભારે દંડાઓપરથી આગળના તોફાની વખતમા તેમને કોઇ લૂંટારા જ ધારે પરંતુ તેઓ **મિદનાપુર**ના સુપ્રસિદ્ધ વતની **બિપિન બિહારી** દત્તના સિપાઇઓ હતા

જગતૂકીશોર અને **બિપિન બિહારી** એક બીજાને નામે ઓળખતા હતા. તેઓ કાયસ્થની એક જ શાખાના હોવાથી કાંઇક સગા પણ થતા હતા. **શરતે** અગાઉથી **બિપિન**ને લખ્યુ હતું કે જગતૂકીશોર અમુક દહાડે **મિદનાપુર** આવી પહોચશે અને તેને અને તેની સાથમાના માણસો માટે સારા ઉતારાની ગોઠવણ કરવાની વિનંતી કરી હતી **બિપિન**ના સિપાઇઓ આ મહેમાનોને આવકાર આપી **બિપિન**ના વિશાળ મકાન તરફ લઇ જવા ઉભેલા હતા

**બિપિન** પોતે જગતૂકીશોરને તેને માટે તૈયાર કરેલી પથારીમા લઇ

જવા માટે બારણે ઉભો હતો. સ્ત્રીમડળને માટે જૂદા રાખેલા ઓરડામા સ્ત્રીઓને લઇ જવાનો હુકમ તેણે પોતાની દાસીઓને આપ્યો. જ્યારે તે-મણે વિસામો લીધો અને થોડું કાચુંકોરૂ ખાઇ લીધુ ત્યારે દીવા થયા અને બિપિન તેના સ્વાભાવિક સૌજન્યથી તેમને આવકાર દેવા આવ્યો.

તેણે જગતની માને કહ્યું, "માજી તમારી પુરીની જાત્રામાં અહીં ઉતરી તમારાં પગલાથી અમારા ગામને પવિત્ર કર્યું છે. તમારા પુત્રની બરદ્દાનમાં ભારે પદવી છે અને તેમનાં મે બહુ વખાણ સાંભળ્યા છે, તેમને મળવાની ઘણી વેળા મને મરજી થઈ હતી. સુભાગ્યે તેઓ અહીં આવ્યા છે તમે અહી વધારે વખત રહેશો અને ઘર તમારૂં જ છે એમ જાણશો એવી મને ઉમેદ છે"

જગતની માએ આધુ ઓઢી કહ્યું, "તમારી અમારાપર ઘણી મમતા છે ભાઇ, પણ આવી રીતે તમને તસદી આપવાનો અમારો ઇરાદો નહોતો. અમારે ફક્ત એક રાત મિદ્દનાપુરમાં રહેવુ છે તે માટે તમારા ઘર પાસે કોઈ સારો ઉતારો શોધી કહાડવાનુ જ તમને કહ્યુ હતું."

"ઉતારો? અમારા ગામમા થઇને તમે જાઓ તે વખત મારા માતાતુલ્ય તમારે માટે ભાડાનુ ઘર યોગ્ય જગા કહેવાય? મારૂ પોતાનુ ગરીબ ઘર જ્યાં સુધી હોય અને મારી પાસે ચપટી ચોખા હોય ત્યાં સુધી જગત્કીશોર અને તમને બીજે ઠેકાણે ઉતરવા દઉ તો મારા ઘરની અપ-કીર્તિ સદાકાળને માટે થાય."

જગતની માએ કહ્યુ, "જેમ તમારી મરજી, તમે મારા ઉપર દીકરા જેટલી માયા રાખો છો. જગન્નાથની કૃપાથી જગત્કીશોર પુરેપૂરો આરો-ગ્ય થાય એવી આશિશ દો."

"માજી, એ આરોગ્ય થઇ જશે. બરદ્દાન પાછા જશે ત્યારે સાજા થશે અને હાલ છે તેથી પણ અધિક પદવી પ્રાપ્ત કરશે. એમની સાથે છે તે યુવક શરત પણ સુશીલ છોકરો છે અને આગળ જતાં નામના કાઢે તેવો છે. જ્યારે હુ શરતને જોઉં છુ ત્યારે મને મારો ભાઇ ખિરોદ સાંભરી આવે છે. તે એના જેટલી જ ઉમરનો છે અને એના જેવા જ ઉદાર અને ઉત્સાહી સ્વભાવનો છે. હુ જાણું છુ કે એ બંને કલકત્તામાં એક બીજાને ઓળ-ખતા હતા."

"પરમેશ્વર એ બંનેનુ કલ્યાણ કરો," તે વૃદ્ધ સ્ત્રીએ કહ્યું. શરત જેવો ઉદાર છોકરો મેં કોઇ દીઠો નથી. મને આ મુસાફરીમાં તો એક સગા છોકરા જેટલો કામમાં આવ્યો છે. પણ કલકત્તા જુવાન છોકરાઓને માટે

અનર્થકારક જગા છે. આપણા કોલેજમાં ભણતા છોકરાઓ પોતે શુ કરે છે તેનો વિચાર કરતા નથી. તમારો ભાઇ યુરોપ ગયો છે નહિં વારૂ ? હવે એ પાછો આવશે એટલે નાતબહાર એને રેહેવું પડશે કે નહિં ? ભગવાન આપણને સહાયતા કરે. મારા જેવી ઘરડીને હવે કાંઈ ઝાઝુ જીવવુ નથી. આવતા જમાનામાં શુ થશે તે અમારા જેવા તો કલ્પી પણ શકતા નથી !"

"માજી, દીલગીર ના થઈ જશો અને એટલી બધી ચિંતા કરશો નહિં. જુવાન માણસ જુવાનની પેઠે જ વર્તવાના, અને એમનુ ધાર્યું કરવાના. પણ જો તેઓ સત્યનિષ્ઠ અને સદ્‌ગુણી હશે તો ઇશ્વિર તેમને સહાય થશે. મારૂ કહ્યુ માનજો, શરત આપણા દેશના ભૂષણરૂપ થશે અને તમે તે જોવાને જીવશો, અને મારા પિતા પણ ખિરોદને આ પ્રાતના અગ્રણીઓમાં ગણાતો જોવા જીવતા રહે એવી હુ આશા રાખુ છુ. તેમની ઉછાંછળી વર્તણુક હોય તોપણ તેમને આશીર્વાદ દેજો. માજી, નીતિમાન માણસોની આશિશ અફળ જતી નથી."

"મારા અંતઃકરણની અને આત્માની ખરેખરી આશિશ એમને હુ દઉં છુ. જગન્નાથ શરત અને તમારા ભાઇને દીર્ઘાયુ કરે અને તેઓ સમૃદ્ધિવાન અને સુખી થાય."

બિપિને કહ્યુ, "તમે થોડા દહાડા તો અમારે ત્યાં રહેશો કેની ? તમે છેક રાણીગંજ જેટલે દૂરથી આવ્યા છો અને હજી પુરી તો તેથીએ વધારે આઘુ છે."

"ભાઈ અમે પાંચ દહાડાથી મુસાફરી કરીએ છીએ. પણ અમારો વિચાર ઉતાવળ કરીને કાલે સવારે જ કરી ઉપડવાનો છે."

"એમ ન કરો તો ઠીક. પાચ દહાડાની મુસાફરી પછી તમારા છોકરાને આરામ લેવાની જરૂર છે. મિદનાપુરમાં મંદિરો છે, તેમાં કાઇ ચઢાવ્યા વિના કોઇ જાત્રાળુ જતા નથી ઓછામા ઓછા બે દિવસ રોકાઇ જાઓ અને અહીંના દેવસ્થાન અને મંદિરો જુઓ. શરતને બે દહાડામા અહીંની જોવા લાયક જગાઓ દેખાડીશ. તમારા પુત્ર બે દહાડાના વિસામાથી આગળ મુસાફરી કરવાને વધારે ટટાર થશે."

આ પ્રમાણે ગોઠવણ કરી, અને બીજે દિવસે બિપિન શરતને પોતાની સાથે ડૉગકાર્ટમાં ફરવા લઈ ગયો. બંગાળાના બીજા કોઈ શહેરમાં મિદનાપુર જેવી ફરવાની સડકો નથી. કેમકે જીલ્લાના અડધા ભાગમાં કાંકરાની જમીન હોવાથી રસ્તા સારા છે પશ્ચિમ તરફ આઘે ઉંચાણનીચાણનો રસ્તો છે. એ સ્થાન અરણ્ય સરખુ છે. આગળના તોફાની વખતમાં કોઇ રાજાએ

ત્યાં ખડકપર એક કિલ્લો બાંધેલો છે તેનું ખંડેર પોતાના ઉચ્છેદની ભવ્યતા દર્શાવતું નજરે પડે છે, અને નીચાણમાં કોશાઇ નદીનુ પાણી ખડક અને પથરાના પટપર અળકી રહેલું દેખાય છે.

બિપિન શહેરનો આગેવાન ગૃહસ્થ હતો. મારકવીસ ઓફ રિપનની શાણી સરકારે દેશના લાયક અને બુદ્ધિશાળી નરોને માથે નવા કર્તવ્ય સોંપ્યા હતાં. બીજી ફરજો બજાવવા ઉપરાંત બિપિન મિદનાપુર મ્યુનિસીપાલીટીનો પ્રમુખ હતો. ફરી આવીને પાછા વળતાં બિપિન મ્યુનિસિપલ ઓફીસ આગળ રોકાયો.

જીલ્લાનો યુરોપીઅન માજીસ્ટ્રેટ સવારે ઘોડાપર ફરી પાછો આવતો હતો તેને બિપિન મળ્યો અને તેની સાથે તેણે વાત કરી મેજીસ્ટ્રેટને બિપિન ઉપર સારો ભાવ હતો તથા તેને માટે પૂજ્યબુદ્ધિ હતી. તે ઘોડા ઉપરથી ઉતર્યો અને ઓફીસ તપાસવા તથા ઘડીક નિરાંતે વાતચિત કરવા ઓફીસમાં ગયો

"ન્યુસપેપરોમા મે વાંચ્યુ છે બિપિન, કે હાલ હિંદુસ્તાનના બધા ભાગમાં ઘણી ધામધૂમ ચાલી રહી છે."

બિપિને કહ્યું, "હા સાહેબ, અહીંની પ્રજા પોતાના હિત સારૂ પરિશ્રમ કરનાર રાજ્યાધિકારીનો ગુણ જાણનારી છે. છેલ્લા થોડાંક વર્ષમાં કોઇ ગવરનર માર્કવીસ ઓફ રિપન જેવો લોકપ્રિય થયો નથી. હિંદમાંથી તે વિદાય થાય તે પ્રસગે લોક પોતાનો આભાર દર્શાવવાને ઉત્સુક છે."

માજીસ્ટ્રેટે હસીને કહ્યું, "અરે ખરી વાત, તમે પોતે રિપનના પક્ષના છો એ વાત હુ ભૂલી ગયો."

"મને લાગે છે કે રિપનના પક્ષમા હું મન્દ જેવો છું. કલકત્તામા થોડા દહાડા ઉપર મોટો ઉત્સવ થયો હતો પણ ત્યા હુ જઇ શક્યો નહોતો. મારા છોકરાને મોકલ્યાં હતાં, તેઓ કહેતા હતાં કે કલકત્તામાં કદી નહિ થએલો એવો સમારંભ ત્યા હતો. રસ્તા સુશોભિત કર્યા હતા, બારીઓ અને રોશનાઇ તથા આતશબાજી અનુપમ હતાં."

"આ સર્વ હર્ષપ્રદર્શનનું કારણ તમારા છોકરા જાણે છે?"

"મે સાત વર્ષની છોકરીને પુછ્યુ ત્યારે તેણે તરત જ કહ્યું કે લોર્ડ રિપન લોકો તરફ ઘણો મહેરબાન છે તેથી એ બધુ કર્યું હતું. આ સમારંભ જોનારમાં કોઈ પણ પુરુષ કે સ્ત્રી કે બાળક પોતપોતાની સમજણ પ્રમાણે તેની મતલબ સમજતું નથી એમ નથી. હુ ધારૂં છું કે આ છોકરીના સરલ શબ્દો ઇતિહાસ પણ સાચા પાડશે સાહેબ."

"મારક્વીસને આજ પોતાનાં સુકાર્ય માટ મગરૂરી લાગશે. આ શહેરની મ્યુનીસીપાલીટીમાં નિપુણ પ્રમુખ નીમી એણે મને તો લાભ કર્યો છે જ. બીજાં જે શહેરોમાં ત્યાંના પ્રમુખ નીમવાની સત્તા લૉર્ડ રિપને આપી હોય તે સર્વમાં બિપિન બિહારી દત્ત જેવા નર હોય તો લૉર્ડ રિપનની સ્થાનિક-સ્વરાજ્યની યોજના સફળ થશે ખરી."

"તમે કહો છો એ તમારી લાયકી છે. હુ મારાથી જે થોડુ ઘણું બને છે તે કરૂ છુ. પણ ભૂતકાળમા આ દેશમા બુદ્ધિશાળી અને કામ કર-વાની શક્તિવાળા માણસોની ખોટ હતી જ નહિ ત્રણ જમાના સુધી અગ્રેજી કોલેજો અને નિશાળોમા શીખ્યા છતા અમારા પોતાના રાજ્યવહીવટમા જાણવાજોગ ભાગ લેવા લાયક ન થયા હોઇએ તો અમે અગાઉ કરતા ઘણી અધમ દશામાં આવી ગયા હોવા જોઇએ."

"હું ધારૂ છુ કે તમે કહો છો તેમાં કાંઇક સત્ય છે. તમને જેમ વધારે કામ સોપીએ છીએ તેમ તમે વધારે સારૂ કામ કરી બતાવો છો. લૉર્ડ રિપનની યોજના પ્રમાણે નવા નીમાએલા ડીસ્ટ્રીકટ બોર્ડના મેબરો ઘણા કામના માણસો છે અને તેમને કામ કરવાની ઘણી હોસ છે એમ મને માલમ પડયુ છે"

"તે ઉપરાત એવી ઉદાર રાજ્યનીતિ અમતોષનો નાશ કરે છે અને તેથી હિંદમા બ્રિટિશ રાજ્ય વધારે સુદૃઢ કરે છે. મનુષ્યસ્વભાવ સર્વત્ર સરખો જ છે. તમે અમને ફરજો સોપો તો રાજ્ય ચલાવવાના કાર્યમા અમે વફાદારીથી ભાગ લઇએ જ તમે અમને કાંઈ પણ અધિકાર સોપો નહિ તો અમે વિરુદ્ધ ટીકાકાર અને રાજ્યભક્તિહીન પ્રજા બનીએ. બ્રિટિશ રાજ્યના ઇતિહાસમાં જ્યા જ્યાં દેશની પ્રજાના બહિષ્કારની રાજ્યનીતિ થઇ છે ત્યાં પરિણામે અસતોષ અને રાજ્યભક્તિનો લોપ થએલો છે. લોકના પોતાના કાર્યવ્યવહારમા તેમને ભાગ લેવા દીધાથી પૂર્ણ સતોષ અને રાજ્ય-પ્રીતિ ઉત્પન્ન થયા છે"

"બિપિન' ઇંગ્લાંડના રેડીકલ પક્ષના તમે ઉત્તમ વક્તા થઈ શકો એમ મને લાગે છે."

"હુ વક્તા એ નથી અને ઈંગ્લાડ ગયો પણ નથી. પણ અમને લાગે છે કે સુધરેલા દેશમાં કાંઇક પણ સ્વરાજ્ય વિના રાજ્ય સુઘટિત રહી શકે નહિં. રાજ્યકારભારમાં લોકને કાંઈ પણ ભાગ લેવા દેવામાં ન આવે તો આટલી મોટી પ્રજાનુ રાજ્ય સફળતાથી ચલાવવુ શકય નથી"

"લિબરલ પક્ષના કોઇ પુસ્તકમાંથી નકી આવો સરસ અભિપ્રાય

કાઢ્યો હોય તેમ લાગે છે વાસ્તવિક હકીકત જોવા જતા હિંદુસ્તાનમાં પોતાની સત્તા સર્વોત્કૃષ્ટ કરવા માટે મરાઠા અને મોગલો વચ્ચે સરસાઈ ચાલતી હતી ત્યારે તમારા દેશમાં સ્વરાજ્યની સંસ્થાઓ કઇ હતી? પિંઢારા સમસ્ત દેશમાં અનિયંત્રિત ઘૂમતા તે વખતે એવી કોઈ સંસ્થાઓ હતી કે નહિં તે વિષે તમે મને કાંઇક માહીતી આપી શકશો."

"હિંદુસ્તાન અઢારમા સૈકામાં યુરોપના બીજા રાજ્યોથી સારૂં તેમ જ ખરાબ નહોતું. તે વખતના બનાવથી અમને હર્ષ થતો જ નથી. ઓગણીસમા સૈકામા યુરોપ ચઢીઆતું છે તેનું કારણ એ જ છે કે ત્યાંના ઘણા ખરા દેશોમા કાયદા તથા વ્યવહારથી નિયંત્રિત રાજ્ય થયું છે. અમે હિંદુસ્તાનમા પણ જીર્ણ થએલી પરોપકારશીલ અનિયંત્રિત રાજ્યસત્તા નહિ પણ નિયંત્રિત રાજ્યવ્યવસ્થાની આશા રાખીએ છીએ."

"બિપિન, તમે ચતુર વકીલ છો. સરકારી વકીલ તરીકે મારા કામમાં તમે મને અમૂલ્ય સહાયતા કરો છો. જો તમે મને બતાવી આપો કે મુગલાઇ અને મરેઠી રાજ્યમા આ દેશમા યુરોપના રાજ્યોની અધમ દશાના સમયમા હતી તેવી સ્વરાજ્યની કોઈ પણ સંસ્થાઓ હતી તો મે તમને આજ સુધી ધાર્યા છે તે કરતા વિશેષ નિપુણ માનું"

"અહીં પાર્લામેંટો અથવા લોકોના પ્રતિનિધિઓની સભાઓ કે જીલ્લાના બોર્ડો નહોતા. પણ લશ્કરી અને મુલ્કી બધા મોટા હોદ્દાઓ હિંદુઓ અને મુસલમાનોને મળતા. જમીનદારો વાસ્તવિક રીતે તેમની જાગીરોના રાજ્યકર્તા હતા. ગામડાં સંબંધી સર્વ વ્યવસ્થા ગામડાંની વસ્તીમાંના લોક જ કરતા. બાદશાહ રાજ્ય કરતો તે ગમે તો નિપુણતાથી કે મૂર્ખાઇથી પણ તેની રાજ્યધાનીમાં જ, મોટા નગરોમા તેના સુબા અમલ કરતા, પરંતુ પ્રજાનો મોટો ભાગ ગામડા, તેમા પ્રજાનું રાજ્ય જ ચાલતું."

"તમે ગામડાની વ્યવસ્થા તેઓમાના આગેવાનો કરે એ પદ્ધતિને ઉદ્દેશીને કહો છો. અમારા રાજ્યમા એ પદ્ધતિ ક્ષીણ થઇ ગઇ છે તેથી મને પણ કોઇક વખત દીલગીરી થાય છે"

"એ પદ્ધતિ શિષ્ટ નથી પણ એ સ્વરાજ્યનું એક રૂપ છે એ તો નિઃસંશય છે. દુનીઆની સર્વ પ્રજાઓની સ્વરાજ્યની ભાવનામા એ સૌથી પ્રાચીન છે. અર્વાચીન ફેરફારને લીધે તે નષ્ટ થઇ છે, પણ કોઈ પણ પ્રકારે પોતાના રાજ્યની વ્યવસ્થામાં લોકનો ભાગ રહે એવી ગમે તે પદ્ધતિની અમે ઇચ્છા રાખીએ છીએ. બ્રિટિશ રાજ્ય તે અમારી પોતાની રાષ્ટ્રીય સંસ્થા છે એમ ગણવાને અમે તત્પર છીએ. પણ તમે જ એને વિ-

દેશીય અને અંતરવાળુ રાજ્ય ગણાય તેવી રીતે વર્તો છો; આથી બ્રિટિશ રાજ્યની સુદઢતામાં વધારો તો થતો નથી જ."

"અગ્રેજ રાજ્યકર્તા તમારી ઇચ્છાઓ અને અભિપ્રાયો કોઈ પણ રીતે ગ્રહણ કરી સફલ કરી શકતા નથી એમ તમે માનો છો ?"

"તેઓ તેમ કરી શકે જ નહિ. કેમકે અહીં અગ્રેજો દેશના લોકો સાથે રહેતા જ નથી. તમે પોતે ઘણી વાર મને કહેલુ છે તેમ તેઓ પોતાની અગ્રેજોથી બનેલી જુદી જ દુનીઆમા રહે છે. વળી લાબી રજાઓમા ઝટ ઝટ યુરોપ જઈ શકવાથી આગળના મનરો, માલ્કમ અને એલ્ફીન્સ્ટન જેવા રાજ્યાધિકારીઓ કરતા અહિના લોકમા થોડા ભળે છે, તેમને વિષે થોડુ જાણે છે, તેમની તરફ ઓછી લાગણી રાખે છે અને તેમના અભિપ્રાયપર થોડો વિચાર કરે છે."

"પહેલાંના વખત કરતા અમે હમણા અહી થોડા વખત મુકામ કરનારા પક્ષી જેવા વધારે છીએ એ હુ કબુલ કરૂ છુ"

"તેથી તો ઉલટુ વધારે જરૂરનું છે કે રાજ્યની એકઝીક્યુટીવ કાઉન્સીલોમા તથા રાજ્યના અધિકારમા અમારો થોડો ઘણો ભાગ હોવો જોઇએ. બ્રિટિશ રાજ્ય અમે માથે ચઢાવ્યુ છે બ્રિટિશ રાજ્યકર્તાઓને શરણે અમારૂ ભાગ્ય મુક્યુ છે અને તે કારણથી જ રાજ્યકારભાર રાષ્ટ્રીય થાય અને વિદેશીય ન લાગે એવી ખાયશ રાખીએ છીએ"

"બિપિન તમે તમારો પક્ષ સબળ રીતે દર્શાવ્યો છે હિંદુસ્તાનના કેળવાયેલા માણસોના ઉત્તમ વર્ગના અભિપ્રાય એમા સમાયેલા છે એમ હુ માનુ છુ. હુ પોતે એમ માનુ છુ કે તમારા જેવા પુરુષો બ્રિટિશ રાજ્ય સાથે ઐક્ય ધરાવો છો. તમે જાણો છો તથા તમને લાગે છે કે અગ્રેજી રાજ્યના ચાલુ રહેવામા જ તમારૂ હિત સમાએલુ છે. પરંતુ તમે પણ જાણો છો અને મને પણ ખબર છે કે આ દેશમા કેટલાક ઉન્મત્ત અને અજ્ઞાન જનો છે અને તેઓ અમારી તરફ એવો મિત્રભાવ રાખતા નથી."

"દેશી લોકોને ઉચા દરજ્જાની નોકરી અને રાજ્યાધિકારમાંથી બાતલ કરો છો તેથી તમે આ અજ્ઞાન રાજદ્રોહી વર્ગ જે પરિણામ ઇચ્છે છે તે હાથે કરીને લાવો છો. હાલ તમે એવી સ્થિતિમા છો કે તમારી આગળ બે માર્ગ ખુલ્લા છે. લોકો પર વિશ્વાસ રાખી, સતોષી અને સુવિચારવાળા વર્ગને ઉત્તેજન આપી તેમની સહાયતા તથા સહકારિતા સ્વિકારી હિંદમાં બ્રિટિશ રાજ્ય લોકપ્રિય, દઢ અને નિશ્ચલ કરી શકો તેમ છે. અથવા લોકપ્રત્યે અતરભાવ અને અવિશ્વાસ રાખી રાજ્યભક્ત અને સતોષી

વર્ગને પણ દૂષિત અને માનભંગ કરી, અસંતોષી રાજ્યદ્રોહીઓ જે કરવા માગે છે તે જ પરિણામ આણી શકો, અને હજી સુધી નથી ઉત્પન્ન થયો તેવો ભય તમારે પોતાને માટે ઉત્પન્ન કરી શકો એમ છે. તમારે ગમે તો સારો માર્ગ પસંદ કરો અથવા ખોટો માર્ગ ગ્રહણ કરો પણ એ બે વચ્ચે પસંદગી કરવાનો સમય દૂર નથી."

મેજીસ્ટ્રેટ એક ક્ષણ ચુપ રહ્યો અને પછી ધીમે વિચારવંત થઈ બોલ્યો, "બિપિન તમે કહો છો તે સત્ય નથી એમ મારાથી કહી શકાતું નથી. અંગ્રેજ લોકોનો એવો સ્વભાવ છે કે એક ચીજ તેમણે કરવા માંડી એટલે પછી તેમાં આઘું પાછું તેઓ જોતા નથી. વખત જતાં હિંદમાં સ્વરાજ્ય અને લોકના વિચાર જણાવનાર પ્રતિનિધિઓ અવશ્ય થશે જ. સાહેબ મહેરબાન, હવે મોડું થવાથી હું તમારી ઓફીસ તપાસવા રહી શકું તેમ નથી. વાત કરવામા તમે એવા કુશળ છો કે મને મારૂં કામ પણ કરવા નહિ દો."

## પ્રકરણ ૬ ઠું.

### ખંડીઓ રાજા.

બે દહાડા મુસાફરી કર્યા પછી મિદનાપુરથી આપણું મંડળ સુવર્ણરેખા નદી સમીપ આવી પહોચ્યું એ નદી બંગાળાથી ઓરિસ્સાને જુદો પાડે છે એની ઉત્તરમા લોકો બંગાળી ભાષા બોલે છે અને દક્ષિણમા ઉરીયા ભાષા વાપરે છે. ઉરિયા પણ સંસ્કૃતમાથી નીકળેલી ભાષા છે. ઉત્તરનો મુલક તેરમા સૈકામાં અફગાન રાજાઓના તાબામા ગયો હતો, પણ નદીની દક્ષિણનો દેશ સોળમા સૈકાની આખર સુધી હિંદુ રાજાઓને વશ હતો. તે પછી મુસલમાનોએ ઓરિસ્સા જીત્યુ હતું પણ તેમનુ રાજ્ય બહુ થોડો વખત ત્યા ટકયુ. કેમકે મરાઠાઓએ તે રાજ્ય હિંદુ સત્તા તળે અઢારમા સૈકામા પાછુ આણ્યુ અને ઓગણીસમા સૈકામાં તેમની પછી અંગ્રેજ સરકારને તાબે તે આવ્યુ. આ સરહદના પ્રદેશમાં ચાર સૈકામાં ચિત્તક્ષોભક બનાવો બન્યા છે. ઉરિયા અને મુસલમાનો વચ્ચે યુદ્ધો, મુસલમાન અને મરાઠા વચ્ચે અને મરાઠા અને અંગ્રેજો વચ્ચે લડાઇઓ આ સ્થળે થયેલી, પણ એ લડાઇ ટંટાનો સમય હવે ગયો છે. એ કિનારાપર ભરવાડની મોરલી જ વાગે છે અને જાણે યુદ્ધનાં રણશિંગાં કોઈ દિવસ વાગ્યાં જ ન હોય તે પ્રમાણે સુવર્ણરેખાનુ પાણી શાંત રીતે સમુદ્ર તરફ વહ્યું જાય છે.

જગતકીશોર અને તેનુ મંડળ નદી ઓળંગીને ગયુ ત્યારે સુવર્ણ-રેખા નદીના ચળકતા પાણીપર સૂર્યના કિરણ પડતાં હતાં. જેમ જેમ અંતર ઓછુ થતું ગયુ તેમ જગન્નાથપુરી જનારા જાત્રાળુઓની સંખ્યા વધતી ગઇ. બિહારના તથા ઉત્તર હિંદુસ્તાનના મજબુત કાઠીના માણસો, બંગાળાનાં શહેર તથા ગામડાની સ્ત્રીઓના ટોળાં, અને દૂર દેશાવરના ડિંદુ જાત્રાળુઓ આ સુવિખ્યાત ધામની જાત્રા કરવા દરીઆને માર્ગે સખ્યાંબંધ આવતા હતા. એક હાથ ઘણા દિવસ સુધી ઉંચો રાખવાથી જેમનુ હાડકુ સખત અને હાલે નહિ એવુ થઇ ગયેલુ હોય તેવા સન્યાસીઓ રસ્તે હતા, દુખે પીડાતા દરદીઓ આખે રસ્તે સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરતા કરતા સવારથી સાંજ સુધી રસ્તો કાપતા, તથા સેંકડો માઇલનો રસ્તો એ રીતે પોતાના શરીરની લંબાઇથી માપતા, અને રાત પડે માત્ર વિસામો લેતા. શરીરે રાખ ચોળેલા બાવાઓ હાથમા માળા ફેરવતા અને કોઇની સાથે બોલ્યા વગર તથા કોઇની પાસે માગ્યા વગર જે કાઇ મળે તે પર નિર્વાહ ચલાવતા ચાલ્યા જતા હતા

યુરોપમા મધ્યકાળમા જોવામા આવતી આશ્ચર્યજનક શ્રદ્ધા અને દેહકષ્ટની ક્રિયાઓ, ઉગ્ર પ્રતિજ્ઞાઓનુ પાલન અને તપ હિંદુસ્તાનમા હાલ નજરે પડે છે. લાબા વખતના વ્યાધિથી પીડિત જનો, પ્રિય જનના મર-ણથી દુખી થએલા મનુષ્યો, જીવનની ઉત્તરાવસ્થા પ્રાપ્ત કરેલા વૃદ્ધ માણસો, પોતાના મનોરથ હૃદયમા ગૂઢ રાખનારી કોમળ કન્યાઓ અને યૌવનમા આવેલી વધૂઓ, આ સર્વે દુખથી મુક્ત થવાને અથવા ચિરકાળથી ધારેલી મનકામનાઓ સિદ્ધ કરવાને આટલે દૂર રહેલા ધામમા આવે છે. આ અજ્ઞ જનોની સરલ શ્રદ્ધાને તત્ત્વશાસ્ત્ર હસી કાઢે છે, પરંતુ દુખ અને વિપ-ત્તિઓના પ્રસગોમા મોટી પ્રજાઓમા સૈકાઓ સુધી શ્રદ્ધાને લીધે જ ઐક્ય રહી શક્યુ છે અન એ શ્રદ્ધાના બળથી પ્રેરાઇને તેઓએ એવા મહાન કાર્યો કર્યા છે કે ભૂતકાળના ઇતિહાસના એ તેજસ્વી પ્રકરણ બની રહ્યા છે.

હવા ખુલ્લી અને ઉત્સાહ પ્રેરનારી હતી તેથી જગતકીશોર અને એની સાથેના માણસો સુવર્ણરેખા ઉતરી આખો દહાડો ચાલ્યા કર્યા, અને બપોરે ફક્ત એક વખત વિસામો લેવા ઉભા રહ્યા હતાં સૂર્ય પશ્ચિમ તરફની ટેકરીઓમા રક્ત વર્ણનો થઈ રહ્યો હતો, તે વેળા પુરીના રસ્તા-પરના ઓરિસ્સાના મોટા શહેર બાલાસોર તેઓ આવી પહોચ્યા. બંગાળાના અખાતથી એ નગર ઘણું દૂર નથી તેથી બંગાળાના મેલેરીઆવાળા જીલ્લા-ઓમાથી હવાફેરને માટે આવનારને રહેવાને માટે ત્યાની નિરોગી હવાને લીધે એ આરોગ્યવર્ધક સ્થાન છે

**બાલાસોરના** એક વિવેકી જમીનદારે આ પ્રતિષ્ઠિત જાત્રાળુઓને પોતાના ઘરમા ઉતારો આપ્યો આપણા દેશની પ્રચલિત રૂઢિ પ્રમાણે તેના ઘરનુ સ્ત્રીમડળ અતિથિસત્કારને વટતા નાના પ્રકારના કામમા વ્યગ્ર થઈ ગયુ આ સ્ત્રીઓ પોતે ઉરિયા ભાષા બોલતી પણ **બ**ંગાળી ભાષા સમજતી હતી, તેમ જ **જ**ગતની મા અને વહુ ઉરિયા સમજતા હતા એટલે સાજ સુધી આ સર્વે વચ્ચે ઘરના અદરના ભાગમા મિશ્ર વાતો ચાલી રહી હતી. પછી ઉરિયાના આતિથ્યનુ સૌમ્ય ઠાઠવાળુ ઉત્તમ ભોજન શરૂ થયુ.

બહારના ખડમા **જ**ગતકીશોર અને **શ**રતની આગતાસ્વાગતા **બાલા**સોરના જમીનદાર કરતા હતા તે જ વખતે **ઓ**રિસ્સાના એ સસ્થાનનો ખડીઓ રાજા તેમને ત્યા મુલાકાતે આવ્યો હતો. તે પ્રતિષ્ઠિત ગૃહસ્થનો પણ તેઓ આદરસત્કાર કરતા હતા **ઓ**રિસ્સાના કુદરતી બે ભાગ પડેલા છે તે બનેના સ્વાભાવિક લક્ષણ જૂદા છે. પૂર્વ તરફના સપાટ મેદાનો **બ**ંગાળાના ઉપસાગરની લગોલગ આવી રહેલા છે તેમા સુધરેલા લોકો વસે છે અને તે ઇંગ્રેજી સત્તામા ખાલસા છે. પશ્ચિમ તરફના પહાડી અને અરણ્યોવાળા મુલકમા અણસુધરેલી જાતો વસે છે અને ત્યા તેમનામાના વશપરપરાથી રાજ્ય કરનારા રાજાની હકુમત ચાલે છે. અને તે રાજા અગ્રેજોના હાથ નીચે છે આ રાજામાનો એક **બાલાસોરના** માજીસ્ટ્રેટની મુલાકાતે આવ્યો હતો અને સાજના વખતે જમીનદાર, **જ**ગતકીશોર અને **શ**રતની સાથે નિરાતથી વાતચિત કરવામા ગાળવાનો હતો.

પૂર્વ દેશના રાજાઓની રીત પ્રમાણે તેનો પોષાક ભભકા ભર્યો હતો. તેના માથાપરની ઉચી પાઘડીપર સોનાનો શિરપેચ હતો તેનો વર્ણ શ્યામ હતો તથાપિ તેનો ચહેરો ખુલ્લુ દીલ અને વીરત્વ દેખાડી આપતો હતો, અને તે આધેડ ઉમરનો હોવા છતા મજબુત કાઠી અને પ્રતાપી દેખાવવાળો હતો. તેના બે છોકરા તેની આસપાસ કમખી લુગડા પહેરી બેઠા હતા. ઓરડાની બહાર રૂપાની છડીઓવાળા ચોડા વીણી કાઢેલા અનુચરો ઉભેલા હતા. તેઓ એક રાજ્યાધિકારી રાજાના દેહરક્ષક હોવાનો ગર્વ ધરાવતા હતા. નીચે ચોગાનમા રૂપાના દાડા અને રાતા લૂગડાથી મઢેલી શોભાયમાન પાલખીઓ હતી, તેની આસપાસ ખીદમતગારોનુ ટોળુ હતુ પ્રાચીન ઢબના સીપાઇઓ ઢાલ તરવાર રાખી ઉભેલા હતા, રાતુ છત્ર ધરનારા અને રાજ્યચમર હાથમા ધારણ કરનારા પણ માનપૂર્વક ઉભા હતા. પાછા જવા માટે મસાલચીના છોકરાઓ મશાલ તૈયાર કરતા હતા, વાહકોનુ એક નાનુ સ-

રખું લશ્કર બની રહ્યું હતું. તેઓ વાતો કરતા હતા અથવા ભોંયપર પડયા પડયા બીડીઓ પીતા હતા.

આ પ્રતાપી અભ્યાગતથી આકર્ષાઈ જગતકીશોરે તેને પૂછ્યુ, “ મહા-રાજ, આપની પ્રજા બ્રિટિશ ઓરિસ્સાની પ્રજા જેવી જ છે કે? લોકો ઉરિયા ભાષા બોલે છે ? ”

તેણે કહ્યુ, “ હા, ઘણા ખરા લોક ઉરિયા છે અને ઉરિયા ભાષા બોલે છે, અને બ્રિટિશ ઓરિસ્સાની પેઠે પોતાનાં ખેતરો ખેડી ગુજરાન ચલાવે છે, પણ દૂર પહાડોમા અને જગલોમા જગલી જાતોના વંશજો રહે છે તેઓ પોતાની જૂદી જ ભાષા બોલે છે અને અરણ્યવાસીઓની રીતે રહે છે. જગલમા આવેલા થોડા ઝુપડાનો સમૂહ એ તેમનાં ગામ છે, અને તેમની રહેવાની રીત જગલી છે મારા પિતાના વખતમાં અમારા રાજ્યના ઘણાખરા ભાગમાં એવા લોકોની વસ્તી હતી. પણ હવે સુધરેલી ઉરિયા પ્રજાનો ધીમે ધીમે વધારો થવાથી એ લોકોની વસ્તી અહીં ઓછી થઈ છે અને તેઓ જગલ તરફ પાછા હઠતા જાય છે. ”

“ બ્રિટિશ મુલકના જેવી જ આપની રાજ્યપદ્ધતિ છે ? ”

‘ અમે બ્રિટિશ રાજ્યરીતિનુ અનુકરણ બને તેટલુ કરીએ છીએ. મારી રાજધાનીમા ન્યાયની કચેરી છે, ઓફીસ છે, જેલ છે અને દવાખાનુ છે. પણ જ્યાં સુધી લોકો સલાહશાતિથી પોતાના ગામના વ્યવહાર ચલાવે ત્યા સુધી ચાલતા લગી અમે તેમને બધુ જાતે કરવા દઇએ છીએ અને વચ્ચે પડતા નથી. અમે જેમ થોડા વચ્ચે પડીએ છીએ તેમ તેઓ પો-તાનો કારભાર વધારે સારી રીતે ચલાવે છે એકદરે લોકો કલહટટા વગરના છે અને રાજા તરફ વફાદાર છે. ”

“ થોડાં વર્ષ ઉપર આપની રૈયતમા બખેડો થયો હતો એવુ મે સાભળ્યુ હતું. ”

“ હા, એ ખરી વાત છે, પણ એમા દોષ કેટલોક મારા અમલદારોનો જ હતો. અસલથી ચાલતા આવેલા મામુલ પ્રમાણે દાણા અને ઢોર લોકો કર બદલ આપે છે. હવે મારા અધિકારીઓએ આને બદલે ખેડાએલી જમીનની તપાસણી કરી તેનો નવો કર ઠરાવવાનુ ધાર્યું. આ તે બિચારા અજ્ઞાન લોકો સમજી શક્યા નહિ અને તીરકામઠા લઇ સામા થયા. પણ એ બડ તરત શમાવી દેવામાં આવ્યુ હતું. ”

“ ત્યારે જમીનની માપણી કરવનો વિચાર આપે માંડી વાળ્યો છે? ”

"ના, આગળ વધેલા ભાગમા એ છે. પણ જે અજ્ઞાન લોકો છે તેમને તો એમના પોતાના વહીવટ પ્રમાણે ચાલવા દેવા એ વધારે સારૂ છે. હાલની પદ્ધતિ ધીરે ધીરે પોતાની મેળે દાખલ થશે. તે એકદમ દાખલ કરવાની વિરુદ્ધ હુ છુ."

"મને લાગે છે કે આપનુ કહેવુ વાજબી છે. બાલાસોરના મેજીસ્ટ્રેટ પણ આપના વિચારને મળતા છે એમ મને ખબર મળી છે. આપના રાજ્યમાં એ ઘણી વાર આવે છે કે?"

"વરસમા એક કે બે વાર. એ દાઝ જાણનારા અધિકારી છે. મારા મહેલમાં એ આવે છે ત્યારે, અને મારી કચેરી, જેલ અને નિશાળો તેમને દેખાડતાં મને બહુ આનદ થાય છે. થોડો વખત અમે શિકાર કરવામાં કહાડીએ છીએ. એ તાકવામા કુશળ અને શિકારના શોખી છે."

"ઘણુંખરૂ આપ શાનો શિકાર કરો છો?"

"જગલમાં લગભગ બધી જાતના જગલી જનાવરો છે. વાઘ હવે ઓછા થઈ ગયા છે, પણ દીપડા ઘણા છે, અને રીંછ પણ ઘણી વાર મળે છે. કોઇ કોઈ વાર તો જગલી જનાવરોનો શિકાર કરવા અમે પગે ચાલતા જ જઇએ છીએ પણ ઘણુખરૂ અમે ઝાડમા સતાઇ રહીએ છીએ અને જગલના સેકડો જગલી લોકો મોટા કુડાળા પેડે ઉભા રહી ઢોલ વગાડી જનાવરને નસાડે છે, એટલે અમારી આગળ થઇને જતા દરેક જનાવરને અમે મારી શકીએ છીએ. મેજીસ્ટ્રેટે ગયે વર્ષે એક શોભિતા રીંછનો શિકાર કર્યો હતો. તેના બચ્ચાને એ ઘરમા રાખે છે."

"આપનો મોટો પુત્ર પણ નિશાનબાજીમા હુશીઆર છે એમ મેં સાભળ્યુ છે."

"હા, એ બંદૂક ઠીક પકડી જાણે છે, અને થોડા વખતમા તાકતા સારૂ શીખશે. પણ એને થોડુ અગ્રેજી શીખવવાનો મારો વિચાર છે. આ વખતમા રાજ્ય ચલાવવામાં એ ઘણુ ઉપયોગી છે. વળી બ્રિટિશ મુલકના કાયદા અને નિયમો જેનુ અમે અનુકરણ કરીએ છીએ તે સર્વેની બરોબર સમજણ તેથી પડે છે."

"ખડીઆ રાજ્યોના રાજકર્તાઓ અગ્રેજી શીખવાથી બગડી જાય છે એમ કેટલાક કહે છે તેનુ કેમ?"

"અંગ્રેજી કેળવણીથી તેઓ બગડતા નથી, પણ તેમની રૈયતથી તેમને દૂર રાખવાથી તેઓ બગડે છે. નાની ઉમરના રાજકુંવરોને કટકમાં કેળવણી આપવામાં આવે છે તેથી તેઓ પોતાના રાજ્યમાં વરસો સુધી રહી શકતા

નથી. તેઓ પોતાની રૈયત જોડે રહેતા નથી, તેથી તેમના પરિચયમાં આવતા નથી, જ્યારે તેઓ ઉમર લાયક થઇ રાજ્યમા આવે છે ત્યારે પોતાની જ રૈયતથી અજાણ્યા હોય છે એ શોચનીય છે અગ્રેજી કેળવણી ગમે તેટલી આપીએ તેમા કાઇ હરકત નથી. ઉલટી વધારે કેળવણીથી વિશેષ લાભ થાય તેમ છે. પણ કુમારોને એમની પોતાની રૈયત સાથે વધારે વખત રાખવા જોઇએ. તેમણે રૈયતમા રહી તેમની વચ્ચે હરવુ ફરવુ જોઇએ કે જેથી તેઓ પોતાની રૈયતને રૈયત તરીકે જાણે અને તેની દાઝ તેમને રહે આ રીતે તેઓ કુશળ રાજ્યકર્તા અને લોકપ્રિય રાજા થઇ શકશે. જગલીમા જગલી જાતો પણ સ્નેહની લાગણીની કદર જાણી શકે છે"

"ઘણાખરા રાજાઓ પોતાની રૈયત તરફ સ્નેહની વૃત્તિ રાખે છે એમ આપ ધારો છો?"

"હુ એમ ધારુ છુ. ઓરિસ્સામા વીશેક ખડીઆ રાજા છે, અને મારા જાણવામા છે ત્યા સુધી એ સર્વ રાજાપર તેમની રૈયત પ્રીતિ રાખે છે. સુધારા દાખલ કરવામા રાજાઓ જરા પાછળ રહે છે પણ મે હમણા કહ્યુ તેમ એ ઘણીખરી વાર લાભકારક છે. આપણા જૂના વખતના લોકને નવા કાયદા અને પદ્ધતિઓ ગુચવણ અને ત્રાસ ઉપજાવે છે બ્રિટિશ રાજ્યવાળા જેમણે હાલની કેળવણી પ્રાપ્ત કરી છે અને હજારો વર્ષના પ્રાચીન સુધારા જેમનામા છે તેમને આગળ વધવુ સહેલુ છે અમે અસલના છીએ તેથી ધીમે ધીમે આગળ વધી શકીએ છીએ હવે મોડુ થવા આવ્યુ છે તેથી મારા મિત્ર મને જવાની રજા આપશે એવી હુ આશા રાખુ છુ.'

જગતકીશોર અને તેની સાથેના સર્વ બીજે દહાડે સવારમા ત્યાથી નીકળ્યા બે દહાડા ચાલ્યા પછી યાત્રાળુઓને જવાને લાબે રસ્તે પવિત્ર વૈતરણી નદી આગળ તેઓ આવી પહોચ્યા એ નદી બ્રાહ્મણી નદીને મળે છે અને ભારે વરસાદ પડે તે વરસમા ઓરિસ્સાના અડધા ભાગપર એની રેલનુ પાણી આવે છે પશ્ચિમ તરફના ઉચાણના પ્રદેશો અને ડુગરીઓમાથી એ બને નદીઓ નીકળે છે અને પૂર્વના સપાટ મેદાનોમાની વહી એકઠી થઇ મોટી નદી રૂપે ચંદબલી બદર આગળ થઇને બંગાળાના ઉપસાગરને મળી જાય છે શિયાળામા આ નદીઓ ઝાડપાન વગરના રેતીના પટમા સુકાઇ જઈ સાકડી થઇ જાય છે પણ જુલાઇ માસમા જ્યારે ચોમાસુ બેસે છે ત્યારે તેના મૂળ આગળ વરસાદના પાણીના ઝરણ એકઠા થઇ પુષ્કળ પાણી પડવાથી ચોવીસ કલાકમા એ નદીઓનુ સ્વરૂપ બદલાઇ જાય છે. એક દહાડા અગાઉ જ્યા લીલા ક્ષેત્રો હોય છે, ત્યા જમીનની વચ્ચે સમુદ્ર હોય તેવુ થઈ

રહે છે. ઘણો વરસાદ હોય તેવા વરસમા નાના ગામ અને ગામડા એ પાણીમા ડુબી જાય છે અને તેથી ત્યાના નિરાધાર લોકો ઉચા ટેકરાપર રહે છે, અને કાચા ચોખા પર પોતાનો નિર્વાહ કરે છે. જ્યારે પાણી ઉતરી જાય છે અને તેમના ઘર રહેવા લાયક થાય છે ત્યારે તેઓ પાછા પોતાને સ્થાને જાય છે. કુદરતના મનસ્વી વ્યવહાર આ પુર્વ કિનારા પર લોકોને પાયમાલ કરી નાખે છે. એક વરસ વરસાદની તગી પડે ત્યારે અડધા મુલકના લોકોનો વાર્ષિક ખોરાક નષ્ટ થાય છે, અને બીજે વર્ષે અત્યત વરસાદને લીધે લોકોના ઘર અને ખેતરો લાબા વખત સુધી પાણીમા ડુબી જાય છે.

વૈતરણી નદીના સગમ પહેલા જગતકીશોરનુ મડળ એ નદી ઉતરીને ગયુ, અને ઓરિસ્સાના જુના પાટનગરોમાનુ એક જાજપુર કરીને છે તે જોવા જવા માટે મોટો રસ્તો મૂકી તેઓ જરા ફટાઇને ગયા. આ શહેરનુ પ્રાચીન ગૌરવ દર્શાવનાર હજાર વર્ષ પૂર્વના કેટલાક ચિહ્નો હજી પણ છે સ્વર્ગની રાણી ઇદ્રાણી, પૃથ્વીની દેવી વરાહિણી અને સહાર કરનાર કાળી માતાની એક પથરમાથી કોરી કાઢેલી અદ્ભુત મૂર્તિઓ ત્યા હતી તેને જગતની માએ ભક્તિપૂર્વક સાષ્ટાગ પ્રણામ કર્યા શરત પણ આ હાલ વીસરાઇ ગયેલા પૂર્વના રાજ્યના ભગ્નચિહ્નો જોઇ સ્તબ્ધ ઉભો રહ્યો હાલ અપ્રસિદ્ધ થઈ ગયેલા જાજપુરના ઝુપડા અને ઘરો પર નિશબ્દ તારાનો પ્રકાશ પડવા લાગ્યા

## પ્રકરણ ૭ મુ.

### મઠ અને દેવાલયો.

બીજે દહાડે જગતકીશોર વગેરે જાજપુરને રસ્તે ચાલવા માડી બ્રાહ્મણી નદી ઓળગી દહાડો આથમતા ઓરિસ્સાની સૌથી મોટી નદી મહાનદી આગળ આવી પહોચ્યા

પશ્ચિમ તરફના ડુગરામાથી નીકળી એ નદી ભયાનક ખીણો તથા ખડકો વચ્ચે આવેલા રસ્તાપરથી વહેતી વહેતી સપાટ મેદાનોમા આવતાં વિસ્તીર્ણ બને છે અને તેના બે મોટા ફાટા થાય છે આ ફાટાઓથી બનેલા બેટ ઉપર આગળના વખતના કોઇ હિદુ રાજાએ દસમા સૈકામાં એક દુર્ગમ ગઢ બાધ્યો હતો એનુ નામ પોતાનુ 'કટક' એટલે મુકામ પાડયુ હતું. એ કટક તે પછી ઓરિસ્સાની રાજ્યધાની થયુ છે નદીની શિયાળામા રહેતી સપાટીથી વીશેક ફીટ ઉચી પથરની દિવાલ આ મોટા શહેરને

ફરતી બાંધી લીધેલી છે. ચોમાસામાં જ્યારે નદીમાં પૂર આવે છે ત્યારે તેના પાણીથી શહેરનુ રક્ષણ એ દિવાલ કરે છે. મહાન હિંદુ રાજા તથા મરાઠા રાજ્યાધિકારીઓનું બંધાવેલું આ સાધન બ્રિટિશ અમલદારોએ કાળજીપૂર્વક સાચવી રાખ્યુ છે, કેમકે શહેરનું રક્ષણ એથીજ થાય છે. વર્ષાઋતુમા ઝડપથી ચઢતું પાણી, ઇજનેરો દિવસે દિવસે ચિંતા તથા ભય સહિત જુએ છે, કેમકે કોઇ કોઇ વરસ પાણી દિવાલના મથાળાથી ફક્ત બે ફીટ નીચે સુધી આવે છે. એવે વખતે દિવસો ચિતામા અને રાત તપાસ રાખવામા જાય છે. કેમકે પાણી વધારે ચઢે તો આ મોટુ નગર વિશાળ સરોવરના રૂપમા બદલાઇ જાય ! પરંતુ સૈકાઓના અનુભવપરથી આગળના રાજાઓએ કાઢેલી ગણત્રી ખરી જ છે. સૌથી ખરાબ વરસમા પણ રેલનુ પાણી કોટને બે ફુટ બાકી રહે તેટલુ જ આવ્યુ હતુ અને શહેરમા પાણીએ કદાપિ પ્રવેશ કર્યો નથી. થોડા દિવસ લોકો સંશયમા અને ફિકરમા રહે છે. દૃષ્ટિમર્યાદા સુધી પહોચતા પાણી, શહેરના કિલ્લાને ઉત્તર તથા દક્ષિણે અથડાઇને જાય છે, અને વહેણના જોરમા પાણી સાથે મૂળસુદ્ધા ઉખડેલા ઝાડ, કોઇ શહેર કે ગામડાના ઘરના થાભલા તથા છાજ તેમા તણાયા જાય છે. પાણી જેવુ ઝડપથી ચઢે છે તેવી જ ઝડપથી પાછુ ઉતરી જાય છે. થોડા વખત પછી ખુલ્લા સવારમા લોકો જુએ છે કે ભય દૂર થયો છે અને શહેર બચી ગયુ છે !

શિયાળાની સાજે આ સ્વચ્છંદી નદી રેતીના શાત પટપર નિઃશબ્દ વહેતી હતી. જગતફીશોર વગેરે એ ઉતરી દક્ષિણ કિનારે વગર અડચણે ગયાં. કટકનો આગેવાન ગૃહસ્થ હરિવલ્લભ બોસ એની સમૃદ્ધિ અને સત્તા માટે જેટલો મશહુર હતો તેટલો અતિથિની પરોણાચાકરી કરવા માટે જાણીતો હતો. તે જગતફીશોરની નાતનો હતો અને વખતે દૂરનો સગો પણ હશે તેથી બરદ્વાનના આ જમીનદારને પોતાના ઘર સિવાય બીજે કાંઇ ઉતરવા દેવાની તેણે ના કહી એના પ્રચંડ સિપાઇઓ ઉત્તર કિનારે આવી ઉભેલા હતા. તેમણે પાલખીઓને એકદમ રોકી અને તેમાં બેસનાર સુદ્ધા તેમને હોડીમા લઈ ગયા. એકે શરતનો ઘોડો ઝાલી લીધો. નદી ઉતરી રહ્યા કે તરત ઉચકનારાઓએ પાલખી ઉચકી. મુકામ નજીક આવે અથવા ભાડવાળા શહેરમા થઇને જવાનુ હોય ત્યારે એ લોકો જે મોટા ઘાટા પાડવામાં આનંદ માને છે તેવી બુમોના પડઘાવડે, ભાર ઉચકીને ઉતાવળા ચાલતા તેમણે શાત સાંજ ગજાવી દીધી. વખતસર તેઓ મુકામે આવી પહોચ્યા, પ્રતાપી અને માયાભર્યા દેખાવના હરિવલ્લભ બોસે જગતફીશોર

અને શરતનો સત્કાર કર્યો અને હિંદુ ગૃહમાં માયાવાળુ કુટુંબ મહેમાન તરીકે આવે ત્યારે તેને ઘટતો આદરસત્કાર દેખાડવામાં ઘરના બૈરાંઓ ચૂક્યાં નહિં.

જગતની મા ચતુર હતી. આસપાસની ગોઠવણ ઉપરથી તે ચેતી ગઇ કે હરિવલ્લભનો વિચાર તેમને પોતાને ત્યા થોડા દહાડા રોક્યા પછી આગળ જવા દેવાનો છે તેથી એ પોતે અંદરના ખંડમા આવ્યો કે તરત બીજે દહાડે સવારે પુરી જવા ઉપડવાનો પોતાનો વિચાર તેણે જણાવી દીધો.

હરિવલ્લભે કહ્યું, "માજી, અમે જૂના વિચારના છીએ અને તેથી અમારા રિવાજ પણ જૂના છે. તમારા તથા તમારા પુત્ર જેવા પરોણા અમારા ઘરને પાવન કરે ત્યારે તેમનાથી એકદમ જવાય નહિ. તમે અહીંથી એક અઠવાડીઆથી વહેલા જાઓ તો અમારા ઘરને ઓળખનાર તથા માન આપનારની નજરમા અમારી અપકીર્તિ થઈ ગણાય. માટે તમે આઠ દહાડા રહો અને તે પછી હુ બંદોબસ્ત કરી દઇશ કે તમે એકે દહાડે પુરી પહોચી જશો. કેમકે અહીંથી પચાસ માઇલનુ છેટુ રહ્યુ છે. ત્યા સુધી તમારે અમારા મહેમાન રહેવુ પડશે."

આ આગ્રહ ભરેલી તથા ખરા મનની મહેમાનગીરીની સામે તકરાર કરવી કે વિનતી કરવી વૃથા હતી તેથી એ સર્વે કટકમા રહ્યા.

શરત આ રોકાણથી નારાજી ન હતો કલકત્તાનાં દુખકર સ્થાન છોડી આવવામા અને આ એકાંત મુસાફરીમા પોતાની નિરાશા હૃદયમા પોષવાથી તેને વિશ્રાંતિ મળી હતી. અહીં તે એકલો કલાકના કલાક સુધી બોલ્યા ચાલ્યા વગર ઘોડાપર ફરતો, ઉંચી નીચી ટેકરીઓ, અંધકારપૂર્ણ જંગલો અને નિર્જન વેરાનો તેના મનના વિચારને અનુકૂળ આવતા હતા. ઘણી વેળા લાંબા અને વિચારમા મગ્ન રાખે તેવે દહાડે પાછળ મૂકેલા સ્થાન તેના મન આગળ આવતા, પૂર્વના આનંદમય દિવસોનો દેખાવ તેની નજર આગળ તરી આવતો અને જે સ્વરના શ્રવણથી તેનુ ઉષ્ણ રક્ત ધડકારા સહિત આખા શરીરમા વહેતું તે તેના કાન આગળ સ્ફુરાયમાન થતો. ઓરિસ્સાના ડુંગરો અને જંગલોમાં એકલા ફરતા પણ તેની સ્મૃતિમાથી હેમની સ્નેહમય વાતચિત, બિન્દુના રૂપાના રણકા સરખા શબ્દોચ્ચાર અને નિર્દોષ સુધાનુ લજ્જાયુક્ત મૌન ખસતાં નહોતા.

કટકમાં રહ્યાં ત્યાંજ ઉમાના મરણના ખેદકારક સમાચાર એને મળ્યા. જેનાપર એક બહેન સરખી પ્રીતિ રાખતો તેના મૃત્યુથી તે એકાંતમાં અશ્રુપાત કરવા લાગ્યો અને પોતાની નિરાશા કાંઇક ભૂલી ગયો. નાન-

પણથી જ ઉમા અને **બિન્દુ** તેની બ્હેન **કાલીની** સખીઓ હતી તેથી સર્વપર તેનો સ્નેહ સરખો હતો. ઉમા આખા ગામમા સૌથી રૂપવતી અને આનદી ગણાતી આપણા દેશના ગામડાઓ લોકકથાના ભડારથી ભરપૂર હોય છે, તેવી લોકકથાનો સગ્રહ કરતો **શરત** શાત સરોવરની પાસેની ઝાડીઓમા અથડાતો ત્યારે ઉમા ઘણીવાર તેની જોડે ફરતી વરસ વહી ગયા, ઉમાનુ લગ્ન થયુ અને તે પત્ની બની **ધનપુરથી** એ પોતાને પીયર આવી છે એ ખબર જાણતા આખુ ગામ તેના બાપના ઘર પાસે એકઠુ થતું એ તેજસ્વી આત્મા લુપ્ત થયો હતો, દીપ હોલવાઈ ગયો હતો અને તેથી જીવનમાર્ગ વધારે અધકારમય બન્યો હતો

પશ્ચિમ **ઓરિસ્સાની** ડુગરીઓમા એકલા ફરતા કોઇ કોઇ વાર **શરત** અણસુધરેલી રીતે જીવન ગાળતા જગલી લોકોના ઝુપડા આગળથી જતો. રાત્રે જ્યા અરણ્યના પશુઓ આવતા તેવા અધારા વાસના વનમા થઇને જતો, અને જેના શિખરપરથી **ઓરિસ્સાના** સપાટ પ્રદેશ, જગલો, શહેરો અને વહેતી નદીઓ નકશાપર ચિતરેલા જેવા દેખાતા તેવા ડુગર પર પણ ચઢતો. આવા સ્થાન તેના મનને રૂચતા તેથી પશ્ચિમ તરફના ડુગરી મુલકમા દહાડાના દહાડા ગાળતો તે છેક **ધેનકેનલ** સસ્થાન સુધી ગયો હતો ત્યાના ઉચાણના પ્રદેશમા ઉભા રહીને જોતા ઝાડવાળી ટેકરીઓ, લીલી ખીણો અને ફરતા આવી રહેલા ધાન્યના પીળા ખેતરો વગેરેની રચના દેખી તેના મનને એક પ્રકારની શાતિ અથવા ઘણા દહાડાથી ન થએલો એવો આનદ પ્રાપ્ત થયો હતો એથી આગળ તે **હિંડોલના** જગલો અને ડુગરો તથા **નરસિગપુરના** રાજ્યમા તથા **હિંદુસ્તાનની** આશ્ચર્યકારક જગાઓમા ગણાતા, અને ઇતિહાસમા પ્રસિદ્ધ, **બારમલના** વિકટ માર્ગ લગી તે ગયો હતો. **ટીકારપાડાથી બારમલના** માર્ગ સુધી **મહાનદી** પહાડ વચ્ચે વહે છે, અને નદીની બને બાજુએ ઝાડીવાળી સીધી ટેકરીઓ આવી રહી છે. એ નિર્જન જગલોમા મોર આવે છે, અને હાથી અને બીજા વનના પશુઓ ફરતા રહે છે મનુષ્યનો સ્વર ત્યા ભાગ્યે જ સભળાય છે ખડકોથી ઘેરાએલી સ્વચ્છ **મહાનદીની** શાતિમા ભગ પાડનાર મનુષ્યની આકૃતિ જવલ્લે જ દીઠામા આવે છે. **બારમલ** આગળ ટેકરીઓ ઓછી થાય છે અને નદી ફેલાય છે. આ જગાએ એક હસતુ ઝરણુ જેને યોગ્ય રીતે **ખળખળ** નામ આપવામા આવ્યુ છે તે **મહાનદીને** આવીને મળે છે. આ સ્થાને જ મરાઠાઓએ ઈ. સ. ૧૮૦૪ મા ઇગ્રેજો સાથે છેલ્લુ યુદ્ધ કરેલુ અને **ઓરિસ્સા** સદાને માટે ખોએલુ.

પરંતુ ઓરિસ્સાની સૌથી પ્રખ્યાત જગા—જે આખા હિંદુસ્તાનમા જાણીતી છે તે ખંડગિરિનો ડુગર છે. ત્યાં પ્રાચીનકાળના બૌદ્ધ ધર્મના મઠ તથા ભુવનેશ્વરનાં હિંદુ દેવસ્થાન છે જગતની માને એ દહેરામાં દર્શન કરવાં હતા તેથી હરિવલ્લભે ત્યા જવાની ગોઠવણ કરી. એ જગા કટકથી પદર માઇલ દૂર આવેલી છે. બે હજારથી વધારે વરસ ઉપર ઉત્તર હિંદુસ્તાનના મહારાજા અશોકે પોતાના વિશાળ સામ્રાજ્ય ભેગુ બંગાળા જોડી દીધુ ત્યારે બૌદ્ધ ધર્મના સાધુઓ તથા ધર્મપ્રવર્તકો ઓરિસ્સામા દાખલ થયા હતા અને ગુફાઓ તથા મઠ ત્યા બનાવ્યા હતા જે હજી પણ રહ્યા છે. અહીં વાઘ ગુફા અને બીજી ખડકમાથી કોરી કહાડેલી નાની ગુફાઓ એકાંતવાસી સન્યાસીઓનાં રહેઠાણ હોય તેવી છે. તેમ જ સાથે ગણેશ ગુફ જેવી મોટી ગુફાઓ જે આખી સમાજને સભા ભરવા જેવાં તથા પૂજા કરવાની જગા જેવા સ્થાન છે એક બે માળનો મઠ રાણીનુર નામે છે તેમા ઘણી ઓરડીઓ, ઓટલા અને બારણાની ઉપર કોતરેલી આકૃતિઓ છે આ સર્વે પૂર્વકાળના આપણા દેશના ઘર બાધનારા તથા સલાટોની કારીગરીનુ પ્રમાણ આપે છે. શરતે ઘણીવાર સુધી આ બૌદ્ધ ખડેરોમા ફર્યા કર્યું પછી સ્ત્રીવર્ગે ભુવનેશ્વરના હિદુ મદિર તરફ બોલાવવાથી તે ત્યાં ગયો.

અહીં સિહ વશના રાજાઓ રહેતા હતા અને આ જગાએથી ઓરિસ્સાપર પાંચમા સૈકાથી બારમા સૈકા સુધી તેઓએ રાજ્ય કર્યું હતું. એમની રાજધાની ભુવનેશ્વર એ સમયે હિંદુસ્તાનનુ સૌથી વિખ્યાત નગર કદાપિ હશે ત્યાનુ મોટુ મદિર સાતમા સૈકામા બધાવેલુ છે તે સિવાય સેકડો નાના મદિરો છે. તેમાના ઘણાક તો હજી અખડિત છે અને તેમના રાજવશી ભક્તોની સત્તા તથા મહત્વની સાક્ષી પૂરે છે. આ શહેરનાં ખડેરો જોઇ હાલના જાત્રાળુઓ તથા મુસાફરો આશ્ચર્યથી ચકિત થાય છે, જૂના વખતના મોટા પથરનાં બાધેલા મોટા મકાનો અને અત્યંત મહેનત તથા કારીગરીથી તેમા કરેલુ કોતરકામ, સોથી બસે ફીટ ઉચાઇના મકાનો અને તેનાં એકેક સળગ શિલાનાં છાપરાં જોનારને દિઙ્મૂઢ કરી દે છે.

ભુવનેશ્વરનુ મોટુ મદિર જ્યાં હજી પણ પૂજા થાય છે તેમા સ્ત્રીમડળ દાખલ થયુ. તેના વિમાનનો ઘુમટ ઉચો છે તથા તેપર ઘણું કોતરકામ કરેલુ છે. દરેક પથરપર જુદો નમુનો કોતરેલો છે આ મદિરની દરેક મૂર્તિ, દરેક ઝીણુ પથરનુ કોતરકામ આ મહાન કાર્ય પાછળ પડેલી અત્યત મહેનતની સાક્ષી પૂરે છે. આપણા હિદુ લોકો અતિશય મોટા પાયાપર રચના કરે છે અને હીરામોતીના જડતર જેવી બારીક કારીગરીથી તેમા કામ કરે છે.

જગતની માએ શરતને કહ્યું, "આ જાણે દહેરાનુ જ શહેર હોય એમ લાગે છે. આ બાધનાર ખરે દૈવી પુરુષો હશે. આપણા બંગાળામાં આટલા બધા પથરના મદિર નથી."

"આ પ્રાચીન નગરમા ઠેર ઠેર મદિરો બાધનારા આગળના વખતમા અમાનુષિ કુશળતાવાળા તથા દૈવી શ્રદ્ધાવાળા હોવા જોઈએ. તેમના જીવનનો કાઇક હેતુ અને લક્ષ્ય હતા. માજી, આજના વખતમા આપણે કાઇ પણ હેતુ વગરના નિરુત્સાહ જીવન ગાળીએ છીએ."

"હા, તું કહે છે તે ખરૂ છે જેમને શ્રદ્ધા છે તેઓ ઘણું કરી શકે છે. આ પુરાતન મદિર બધાવનાર રાજાઓને ઈશ્વિરે સહાયતા કરી હશે. તમે જુવાન અને બળવાન છો માટે છોકરાઓ, તમે શ્રદ્ધાપૂર્વક એક લક્ષ્ય તરફ વધવા યત્ન કરજો. તમે આ વખતમા પણ તમારા દેશને કાંઈક લાભ કરી શકશો"

---

## પ્રકરણ ૮ મું.

---

### પ્રતિજ્ઞા.

જગત્કીશોર અને તેનુ મડળ કટકથી ઉપડયુ ત્યારે શિયાળાનો સૂર્ય સ્વચ્છ આકાશમા પ્રકાશતો હતો અને તે શહેરના ઉદ્યોગી રસ્તા પર તેનો પ્રકાશ પડતો હતો હવે પુરી પહોચવાને આ છેલ્લી મુસાફરી હતી. મહાનદીની દક્ષિણ શાખા તેમણે ઓળગી આ શાખાનુ પાણી થોડા મહીના અગાઉ આસપાસના મુલકમા ફરી વળ્યુ હતુ પણ હાલ તો રેતીના મેદાનમા ભાગ્યે બે ફીટ ઉંડાઈવાળા કાટા થઈને વહેતુ હતુ પાલખીઓ અને ઘોડો વગર હોડીએ પેલે પાર જઈ શક્યા હવે પુરી જવાના પચાસ માઇલ ચાલવાનુ હતુ આઠ કે દસ દસ માઇલને અતરે રિવાજ મુજબ બીજા પાલખી ઉચકનારા રાખવામા આવ્યા હતા. રસ્તામા બપોરે વિસામો લઈને રાત પહેલા ધારેલે મુકામે સહુ મડળ પહોચવાની ધારણા રાખતું હતું

જેમ જેમ એ પવિત્ર ધામની પાસે આવતા ગયા તેમ દેશના સર્વે ભાગમાથી આવનાર જાત્રાળુઓની સખ્યા વધતી જતી હતી. ચોમાસામાં જ્યારે ત્યા રથયાત્રાનો મેળો થાય છે ત્યારે દરરોજ એ રસ્તે હજારો લોક આવે છે, અને સારા વરસમા એ મેળામા બેથી ત્રણ લાખ માણસ ભેગુ થાય છે. બીજી ઋતુઓમા લોકની સખ્યા ઓછી હોય છે. વિશેષે શિયા-

ળાની સુખદ ઋતુમાં વધારે, અને તે સિવાય પણ બારે માસ ત્યાં જાત્રાળુ
ઓ ચાલુ આવતા જ રહે છે. દૂરના પ્રાંતોમાથી આવતા પુરુષો અને સ્ત્રીઓ,
રોગી અને અપગ મનુષ્યો, ભિક્ષુકો અને વેરાગીઓ તથા સન્યાસીઓ, એ
સર્વે આ ચોતરફ વિખ્યાતિ પામેલા ધામની જાત્રા કરવા મહીનાઓથી
નીકળેલા–થાકેલા એ તરફ જાય છે. મરતા પહેલા એકવાર એ યાત્રા કરવી
એ તેમના શ્રદ્ધાળુ જીવનનો અભિલાષ હોય છે મધ્યકાળની શ્રદ્ધા હજી
હિંદુસ્તાનમાં નષ્ટ થઈ નથી. યુરોપના મધ્ય કાળના સાધુઓ લખી ગયા
છે તે ક્રિયાઓ તથા રૂઢિઓ હાલ પણ આ અદ્ભૂત ભૂમિમા પ્રચલિત છે.
મુસાફરી, સ્થાનફેર, નવી જગાઓ જોવી તથા નવા દેખાવો જોવા એ સર્વે
વર્તમાન યુરોપમા ઐહિક વિષયો થઈ ગયા છે, અને હિંદુસ્તાનમા હજી
એ ધાર્મિકતા તથા પુણ્યકારી કર્તવ્ય તરીકે ગણાય છે. પુરીની જાત્રાએ
જનારા જાત્રાળુ જેવા જ આશ્ચર્યજનક તથા તેવી જ રીતની મુસાફરી કર-
નાર પહેલાના વખતમા યુરોપના કેન્ટરબરીના જાત્રાળુઓ હતા. તેમ જ પૂર્વ
તરફ યાત્રા કરનાર, પશ્ચિમના લુર્ડના શ્રદ્ધાવાન જાત્રાળુ જેવા જ ભક્તિ-
વાળા છે અને કદાપિ તેમના કરતા વધારે વિશ્વાસ રાખનાર અને ઉત્કંઠિત હશે.

બપોરે વિસામો લેવા તથા કાંઇ ખાઈ લેવા સર્વ મડળ થોભ્યુ. રસ્તે
આવેલી દુકાનપર સહુ ઉતર્યા. બીજા ગરીબ જાત્રાળુઓને એવી સગવડની
જરૂર નહોતી. તેઓ તો માત્ર કોઇ ઝાડની તળે દેવતા સળગાવી માટી કે
પીતળના વાસણમા ચોખા અને શાક અડધા કલાકમા બનાવી દેતા. બંગા-
ળાના જાત્રાળુને આ સિવાય બીજી કશી જરૂરીઆત નહોતી વાયવ્ય તરફના
વધારે સખત લોકોને તો રાધવાની પણ ગરજ નહોતી તેઓ તો ફક્ત
ચણા અથવા ઘઉનો આટો દુધ, દહી કે પાણીમા પલાળી ખાતા. એક
કલાકમા તો બધાનો મુકામ ઉપડયો. માટીના વાસણ નાખી દેવામા આવ્યાં
અને ચૂલામાનો દેવતા હોલવાય તે પહેલા તો જાત્રાળુઓએ પોતાને ખભે
ડાગ તથા પોટલી ચઢાવી દીધી હતી અને હવે જાત્રાના ધામે છેક લઇ જના-
રી છેલ્લી મુસાફરી આગળ તેઓ ખોરાક કે આરામની દરકાર રાખતા નહોતા.

તેમની ઉત્સુક દૃષ્ટિએ થોડી જ વારમા, કેટલાક માઇલ દૂર છતાં
જગન્નાથના મદિરના શિખર દેખાવા લાગ્યા. જ્યારે એ પવિત્ર શિખરનુ
પ્રથમ દર્શન થયુ ત્યારે એ શ્રદ્ધાળુ સઘ ઉભો રહ્યો. સહુએ પોતાની આખો
ઉપર હાથ રાખી તેજ ખસેડયુ અને હરખ તથા જયનો નાદ થયો—
“ જગન્નાથજીકી જે. ” આ શબ્દ ચારે તરફથી આવવા લાગ્યો. સ્ત્રીઓ
પણ પોતાના નાજુક સ્વર તેમા ભેળવા લાગી. જગતની મા તથા સ્ત્રીએ

પોતાની લાજ મુકી દઇ શિખર જોવા તથા સ્તુતિ કરવા પાલખીમાંથી બહાર ડોકું કહાડયુ. સેંકડો માઇલથી, બંગાળા કે ઉત્તર હિંદમાથી ઘણા દિવસ કે મહીનાથી મુસાફરી કરતાં આવેલા મનુષ્યોને તેમની પ્રાર્થના તથા મનોરથ સફળ થતા લાગ્યા. જે ઇશ્વિરને તેમણે અતઃકરણમા પ્રાપ્ત કર્યો હતો તે દૂરથી જણાતા તેના સ્થાનકમા, તેમણે વેઠેલા કષ્ટ તથા પરિશ્રમવાળી મુસાફરી માટે તેમને ધન્યવાદ દેવા રહેલો હતો ।

" જગન્નાથજીકી જે. " ફરી ફરી આ ઉચ્ચાર થવા લાગ્યા. શરત પોતાના ઘોડાની લગામ ખેચી આ હર્ષ પામેલા જાત્રાળુના ટોળા વચ્ચે જઇ ઉભો. તેણે મનથી વિચાર કર્યો કે જે દેવસ્થાન લાખો મનુષ્યને એક ધર્મવાળા અને એક પ્રજા બનાવી શક્યા છે તે આ દેશમા નિરર્થક બધાયા નથી. દરેક આત્મા જે અમર જ્યોતિ પ્રાપ્ત કરવા યત્ન કરે છે તેની કાઇક ઝાખી એ કરાવી શકયા છે તો તેઓનુ અસ્તિત્વ સફળ થયુ છે

" જગન્નાથજીકી જે " એ ઉચ્ચાર હવે તો ચાલતા પગલે પગલે થવા લાગ્યા. અતે સાજનો છાયડો ચારે તરફ જણાવા લાગ્યો. તે સર્વેએ લાકડાનો પૂલ ઓળગ્યો ત્યારે હર્ષનો મોટો ઉદ્દગાર કર્યો અને પુરીના પવિત્ર ગામમા દાખલ થયા કે ફરી મોટો હર્ષનો શોરબકોર થઈ રહ્યો.

પુરી પહોચતા પહેલા જ તીર્થના ગોર કે પડયાનુ એક ટોળુ જગત્કીશોરની સાથે સામેથી આવ્યુ હતું જગન્નાથના મદિરની આસપાસ હજારો પડયાઓ ફરે છે. કોઇ કોઇ તો ઘણે દૂરથી આવેલા હોય છે અને શ્રીમતોને પોતાના યજમાન બનાવવા માહોમાહે ચડસાચડસી કરે છે. જગત્કીશોર માટે પણ તે જ પ્રમાણે થયુ. આખરે એક ગોરની ચોપડીમાથી જગત્કીશોરના કોઇ પૂર્વજ જગન્નાથ આવ્યા હશે તેનુ નામ નીકળવાથી એ લોકોના ધારા પ્રમાણે તકરારનો અત આવ્યો. તે ગોરે જગત્કીશોરના બાપદાદાની પેઢી ગણાવી, અને તેના જે સગાવહાલા પુરી આવ્યાં હશે તેમના નામ દેખાડયા તથા તેના કુટુબનો સબધ ખરો દેખાડયો. આ રીતે તેણે પોતાનો હક વિશેષ સાબીત કરવાથી ત્યા રહે ત્યા સુધી આ કુટુબનો હવાલો પોતે લીધો.

સાધારણ સ્થિતિના જાત્રાળુઓને તેમના ગોર, સરકારના કાયદાથી પટે આપેલા ઉતારાઓમા લઇ જાય છે, પણ આ શ્રીમત જમીનદારને ઉતરવા માટે શહેરના કોઈ ગૃહસ્થે એક વિશાળ ઘર આપ્યુ હતું. પડયો પણ ત્યા જ સુતો હતો કે કોઈ એનો જાતભાઈ આવી એના વાજબી હક સામે દાવો ઉઠાવે નહિ.

પણ જગતની માને રાત્રે બીલકુલ ઉઘ આવી નહિં. આ પૂજ્ય વૃદ્ધ સ્ત્રી, કાલી તથા શરત મોડી રાત સુધી દીવા પાસે બેસી રહ્યાં હતાં. તેણે શરતને કહ્યું, " તને પૂર્વના ઇતિહાસની ખબર છે માટે ભાઇ, તું મને કહે કે આ મોટુ મદિર ક્યારે બધાયુ અને જગન્નાથે આ દૂર દરિયાકાંઠાના સ્થાનમા પોતાનો નિવાસ શા સારૂ કર્યો. મારે આજે ઉઘવુ નથી અને મને લાગે છે કે તને પણ ઉઘ આવતી નથી. માટે મારા જેવી ઘરડીની ઇચ્છાને અનુકૂળ થઇ જગન્નાથ સંબધી સર્વે હકીકત મને કહે. "

શરતે કહ્યુ, "માજી આ પુરાણકથાઓ હું બહુ જાણતો નથી. ઓરિસ્સાના સિંહ વંશના રાજાઓએ બધાવેલાં ભુવનેશ્વરના દહેરાં તો તમે જોયા. એ રાજાઓ શિવને ભુવનેશ્વરને નામે પૂજતા. ઇતિહાસમા લખેલુ છે કે એ રાજાઓ પછી ગગાવશના રાજા ગાદીએ આવ્યા. તેઓ વિષ્ણુના ભક્ત હતા. તે વશના પહેલા રાજાઓમાના એકે આ મદિર બધાવ્યુ કહેવાય છે. "

" એ કયે સમયે, અને જે ભાગ્યશાળી રાજાએ આ મંદિર બંધાવ્યુ તેનુ નામ શું હતું ? "

" આપણા વૃત્તાંતોમાં એનું નામ અનંગ ભીમ લખેલુ છે. તે સાતસેં વરસ ઉપર ગાદીએ બેઠો હતો. દતકથા એવી છે કે જગન્નાથ વિષ્ણુએ એને સ્વપ્નમાં દર્શન દીધાં અને ઓરિસ્સાની જૂની રાજધાનીથી દક્ષિણમાં પુરીની રેતમા જઇ ત્યાં પોતાનુ મદિર બધાવવાની આજ્ઞા કરી. અનગ ભીમે એ આજ્ઞા માથે ચડાવી આ દહેરૂં બધાવ્યું. જૂની રાજધાની અને શિવની પૂજા નષ્ટ થઇ ગઇ અને નવુ મદિર તથા જગન્નાથની પૂજા હજી સુધી ચાલુ છે.

" એ તો જુદાં જુદાં નામ માત્ર છે. એક સાધુએ પણ મને કહ્યું હતું. ભગવાનની જે નામે પૂજા કરીએ તે બધી એ સ્વીકારે છે. કાશીના પવિત્ર ધામમાં જ્યાં તમારાં મા હવે રહેવાના છે ત્યા શિવની પૂજા હજી ચાલે છે અને શિવનાં દહેરાં છે. અહી પુરીમા વિષ્ણુની પૂજા ચાલે છે અને જગન્નાથના નામનાં વિષ્ણુનાં મદિર છે હું તો અજ્ઞાન સ્ત્રી છુ પણ ધર્મનિષ્ઠ પુરુષોએ મને કહેલુ છે કે શિવ ને વિષ્ણુ તે એકના એક છે અને જે પરમેશ્વરને આપણે જુદા જુદાં નામ દઈ સબોધન કરીએ છીએ તે એક જ છે. "

શરતે કહ્યું, " એ ધર્મજ્ઞ માણસોએ તમને સત્ય જ કહ્યું છે. જુદી પ્રજાઓએ પોતાના અજ્ઞાનને લીધે નામભેદ માટે યુદ્ધ કરી લોહી વહેવડાવ્યુ

છે, છતા સર્વ પ્રજાઓ જેનુ આવાહન કરે છે તે એક જ છે. ”

થોડીવાર અટકીને તે બોલી, “ તારી પુણ્યશાળી માએ પોતાનું બાકીનુ આયુષ્ય કાશીના પવિત્ર ધામમા ગાળવાનો નિશ્ચય કર્યો છે. જ્યારે જીવન પૂરૂ થવા આવે અને આપણે દુનિયાની જંજાળોથી છુટવા યોગ્ય થઇએ ત્યારે એમ જ કરવુ જોઇએ એમ આપણા પવિત્ર શાસ્ત્રોમાં કહ્યુ છે. જગન્નાથ કરે ને મારો છોકરો સાજો થઈ જાય, તથા મારી આજ્ઞાકિત કાલી સુખી ઘરની ધણીઆણી થાય. દુનીઆમા મારૂ કામ પૂરૂ થયુ છે તેથી જગન્નાથને પોતાનુ બાકીનુ આયુષ્ય અર્પણ કરી તેની ઇચ્છા અનુકૂળ વર્તવાની આકાંક્ષા રાખનાર ભક્તનો તે સ્વીકાર કરશે જ. ”

આ છેલ્લા શબ્દો કાંઇક કંપ સાથે બોલાયા હતા, અને એની શી મતલબ હશે તેનો વિચાર કરતા કાલી ભયભીત થઈ

બીજે દિવસે સૂર્યોદય થના જ આ મોટા મંદિરનાં દ્વાર ઉઘડયા. એ પવિત્ર સ્થાનમા જાત્રાળુઓનુ પૂર આવ્યુ. એનો ચોક વિશાળ છે. તેનો વિસ્તાર છસે પચાસ ફીટ પહોળાઇમા અને છસે ત્રીસ ફીટ લંબાઇમા છે. તેમાં નાના નાના દહેરા ઘણા છે. તે સર્વની મધ્યે મોટુ મંદિર આવેલુ છે. તેમા પ્રસાદ ધરાવવાનુ ભોગમંદિર, સંગીત માટે નટમંદિર તથા જાત્રાળુઓને એકઠા થવાનુ જગતમોહન અને ઉંચે આવેલુ પવિત્ર મૂર્તિઓવાળુ વિમાન અથવા દેવતાગાર છે.

વરસમા એક વખતે એટલે રથયાત્રાને દિવસે એ દેવતાગારમાથી મૂર્તિઓ કાઢીને ગ્રીષ્મ મંદિરમા લઈ જવામા આવે છે. ઓરિસ્સાના રાજાઓએ આપેલા લાકડાના મોટા રથ બનાવવામા આવે છે તથા ભાવિક ધનવાન ભક્તોના આપેલા કસબી લૂગડાથી તેમને શણગારવામા આવે છે. ત્રણ રથમા જગન્નાથ, બલભદ્ર અને સુભદ્રાની મૂર્તિઓ મૂકવામા આવે છે. હજારો જાત્રાળુઓ તેના દોરડા ખેંચે છે. વિસ્તીર્ણ રસ્તો, દહેરાના શિખરો, અને ઘરના છાપરા એ સર્વ ઉપર થઇને મનુષ્યના માથાનો જાણે એક સાગર બની રહે છે. રથ ચાલવા માંડે છે એટલે લોકોના પોકારથી જાણે આકાશ ફાટશે એમ લાગે છે. સાથે ઢોલ અને વાજાં વાગે છે. રથની સ્વારીના જેવા દેખાવ આ દેશમા પણ જવલ્લે જ દીઠામાં આવે છે.

દરરોજ આ રથ થોડુ થોડુ ચાલે છે અને દરરોજ જાત્રાળુઓ વિશેષ ઉત્સાહથી આ પુણ્યકારી શ્રમ કરવા આવે છે. આ રીતે એક અઠવાડીઆ સુધી આ રથયાત્રા ચાલે છે અને આખરે ગ્રીષ્મમંદિરે આવી પહોંચે છે. આ બધો વખત જાત્રાળુઓ શહેરના બધા દેવસ્થાનના દર્શન કરી આવે છે, પવિત્ર

તળાવો કે સમુદ્રમા સ્નાન કરે છે અને મદિરના રસોડામાથી અપાતો મહા પ્રસાદ આરોગે છે. સમુદ્રમા દરરોજ ત્રીસથી ચાળીસ હજાર માણસો સ્નાન કરે છે અને એક લાખ માણસ મહા પ્રસાદ ખાનાર હોય છે. આ મહા પ્રસાદ એવો પવિત્ર ગણાય છે કે નાતજાતનો ભેદ ગણ્યા વગર સર્વને તે પીરસવામા આવે છે. ઉચામા ઉચા બ્રાહ્મણને શુદ્ર સાથે બેસીને પણ મહા પ્રસાદ ગ્રહણ કરવો પડે છે ! નાતવાળા બીજે કોઈ પ્રસંગે કે દેશમા બીજે કોઈ સ્થાને આ જાતની છુટ આપતા નથી.

આ રથયાત્રા પુરી થયા પછી ઘણા જાત્રાળુ પાછા જવા માંડે છે. વધારે શ્રદ્ધાવાળા હોય તે રથ પાછા લાવવા સારૂ રહે છે જવા અને આવવામા ત્રણથી ચાર અઠવાડીઆ લાગે છે પુરીમા ચોમાસાના આ અઠવાડીઆં વરસમાં સૌથી પવિત્ર કાળ ગણાય છે.

થોડા થોડા યાત્રાળુઓ તો બારે માસ આવતા રહે છે. જગતકીશોર અને એની સાથેના સર્વ આવ્યાં ત્યારે પણ જાત્રાળુઓની સખ્યા ઠીક હતી. તેની મા તથા સ્ત્રી સૂર્યોદય પહેલા પડયા સાથે નીકળી પડયા હતા. મારકંડ, શ્વેતગગા, ઇંદ્રિદુમ્ન એ તળાવો અહીં પવિત્ર તીર્થ ગણાય છે. સૂર્ય ઉગતા પહેલા એ બે જણાએ આમાના એકાદમા સ્નાન કરી લીધુ. પછી તે દિવસને ઘટતા રેશમી વસ્ત્ર પહેરી લીધા, અને શહેરમા થઇને તેઓ બીજાં દેવાલયોમા દર્શન કરવા ગયા. કપાલલોચન, જંબેશ્વર અને લોકનાથના સ્થાનકમા દર્શન કરી મદિરના ચોક પાછળ સાધુના આશ્રમ છે તે જોવા તેઓ ગયા એક મદિરમાથી બીજામા જતા તથા એક રસ્તેથી બીજે રસ્તે જતા જગતની મા થાક અને કષ્ટ ભૂલી ગઇ. કાલીમા પણ જાત્રાળુ જેવુ જ બળ અને ઉત્સાહ આવ્યા

એ બે સ્ત્રીઓ પાછી આવી ત્યારે દહાડો ચઢી ગયો હતો. મદિરમાથી મહા પ્રસાદ લેવાનો હતો એટલે ઘરમા રસોઈ કરવાની નહોતી. આ મહા પ્રસાદ પોતાની તરફથી કરાવવામાં શ્રીમત જાત્રાળુઓ પુણ્ય ગણે છે કોઈ કોઇ વાર દેવને ધરાવવાને અહીં છપન ભોગ કરવામા આવે છે અને એ છપન ધાના જથાબંધ બનાવવાને એક દિવસમાં હજારો રૂપિયા ખર્ચાય છે. દેવને ધરાવ્યા પછી એ પાસેના ગામડાંમા વહેચી દેવામા આવે છે. મહા પ્રસાદ માટે સારી રકમ અર્પણ કરાવવા જગતનો ગોર ચૂક્યો નહિં.

શરતને ટેકો દઇને આવતો જગતકીશોર અને તેની પાછળ તેની મા તથા સ્ત્રી મદિરના ચોકના બારણાં આગળ આવ્યા ત્યારે દસ વાગવા આવ્યા હતા. બને સ્ત્રીઓ નાના મંદિરોમાં ઉપહાર મુકતી મુકતી આવતી હતી.

બધા મોટા મંદિર આગળ આવી પહોચ્યા અને ભોગમંદિર તથા નટમંદિર આગળ થઈ બીજા જાત્રાળુઓ ઉભા હતા ત્યા જગતમોહનમાં આવ્યાં.

તેમની સામે વિમાનમાં પંદરેક હાથને છેટે રત્નવેદી હતી અને તે પર ત્રણ મૂર્તિઓ હતી. જાત્રાળુઓની નજરે વિમાન દેખાયુ તેવો જ તેમના મુખમાથી શ્રદ્ધાભર્યો હર્ષોદ્‌ગાર નીકળ્યો અને શ્રદ્ધાળુ હૃદયમાથી ધીમી સ્તુતિ અને પાડ માનવાનાં વચનો નીકળ્યા. આતુર નયનથી એ અંધકાર-પૂર્ણ ખંડ તરફ તેઓ જાણે લીન થઈ જોઈ રહ્યા. ઘણા મહીના દુઃખ વેઠીને યાત્રા કરવાના અરસામા ધારેલી મનકામના સિદ્ધ થઇ તેથી ભક્તિ-માન હૃદયમા ગૂઢ રહેલા વિચાર તથા મનોરથનો ધીમા શબ્દમા ઉદ્‌ગાર થયો. નિઃશબ્દ ભક્તિમા નમેલી સ્ત્રીઓના મુખપર અશ્રુની ધારા વહેવા લાગી.

આખરે દર્શનનો વખત થયો. મુખ્ય પૂજારીએ ઇશારત કરી તેથી બધાંને આગળ જવાની પરવાનગી મળી. જાત્રાળુઓ નિ:શબ્દ થઈ આદ-રથી તથા પૂજ્યભાવથી રત્નવેદી આગળ ગયા અંધારા વિમાનમાં શાંતિ પ્રસરી રહી અને દર્શન કરવા આવેલાઓ શ્વાસ પણ જાણે અદ્ધર રાખતા હતા. ઝાખા દીવાનુ તેજ અંદર પડતું હતું અને ધૂપની ધુણીના ગોટા ઉચે ચઢતા હતા. ધ્રુજતા અને અસ્થિરતાથી પગ મૂકતા બૈરાંને પંડયાઓ તે પવિત્ર સ્થાન તરફ ચલાવતા હતા તેઓ કયે રસ્તે જતા હતા તેનુ પણ તેમને ભાન નહોતું, તેમ જ ઘણા થાભલાવાળો ખંડ અને તેની ભીંતો પણ જાણે તે જોતા જ નહોતા. કોઈ પવિત્ર વસ્તુની સમીપમા છે એટલુ તેમને લાગતું હતુ શબ્દ વગરની સ્તુતિ કરતા તેઓએ મૂર્તિની આગળ દંડવત્ પ્રણામ કર્યા અને તે વખત મૂર્તિનુ દર્શન કર્યું

દરેક દર્શન કરવા આવનાર વેદીની બેસણીપર યથાશક્તિ ઉપહાર મુકતા. બિહાર કે ઉત્તર હિંદુસ્તાનના ગરીબ મજુરો પોતાના ધોતીઆની ઓટી-માથી થોડાઘણા પૈસા કહાડતા. મોટા વેપારીની સ્ત્રી કસબી લૂગડુ મૂકતી અને ગરીબ વેપારીની સ્ત્રી સાડી મૂકતી. શ્રીમંત ઘરની સ્ત્રીઓ રત્નજડિત બંગડીઓ અને કંઠીઓ, તથા અમીર લોકો સોનાની મહોર ભેટ મુકતા. સર્વ જાતની ભેટ સર્વ જાતના લોક તરફથી આવતી અને તે મુકનારની શ્રદ્ધા દર્શાવતી હતી.

જગતકીશોરની મા ત્યાથી સૌથી છેલ્લી નીકળી. ઉઠી ત્યારે તેની આખમા આસુ હતા. પોતાના પુત્ર તથા પુત્રવધૂને માથે હાથ મુકી તેણે પોતા હૃદયમા નિશ્ચિત કરેલી પ્રતિજ્ઞા કહી સંભળાવી. “હે જગન્નાથ ! મારા છોકરાને આરોગ્યતા તથા સમૃદ્ધિ આપજો. મારી વહુ મોટા ઘરની માલિક

થાય તથા ઘણાં છોકરાંની મા થાય એવું કરજો ! આ સંસારમાં શીતેર વરસ હું રહી છું. હવે મારે એમાં કાંઈ કામ રહ્યું નથી. આજથી હું આ પવિત્ર શહેરમાં રહી તમારી જ સેવામાં રહેવાની પ્રતિજ્ઞા લઉં છું. તમે સમુદ્રકાંઠે રહેનારા છો અને આ ઘરડી સ્ત્રીનું નિવાસસ્થાન છો ! "

બધાંએ આ પ્રતિજ્ઞા સાંભળી અને સાંભળતાં તેમના હ્રદય કંપ્યાં. જગત્ અને તેની સ્ત્રીને ખબર નહોતી કે આ તેની વૃદ્ધ માનો ગુપ્ત નિશ્ચય હતો. તેને પોતાને ઘેર પાછી લઇ જવાને તેઓ સર્વ આપી દેવા તૈયાર હતાં. જે ઘર તેણે આટલો વખત ચલાવ્યું હતું તે તેના વિના આનંદ વગરનું થઇ જવાનું એમ તેમને લાગ્યું. જે તેમને પ્રાણ કરતાં અધિક પ્રિય હતી તેના વગર ઘેર પાછા જવાનો વિચાર આવતાં તેમના અંતઃકરણમાં શૂન્યતા લાગી, પણ પ્રતિજ્ઞાના શબ્દ બોલાઈ ચૂક્યા હતા !

કાલીએ રડતા રડતાં કહ્યું, "મા, તમારા વગર તો અમે બરદ્વાન પાછાં નહિ જઈએ. આપણું ઘર શેઠાણી વગર કેવું થઇ જશે ? "

" તું હવે તેની શેઠાણી થજે. હવે તારો વખત થયો છે. સુખી છોકરાંની માતા થજે. જગન્નાથે મારી વિનંતી સાભળી છે. આ દુનિયામાં મારે હવે થોડા વરસ કાઢવાના છે. પરલોક માટે તૈયારી કરવા માટે ભક્તિમાં થોડાં વરસ કાઢવાં જોઇએ એવી આપણાં શાસ્ત્રની આજ્ઞા છે. મારૂં કર્તવ્ય આ જીવનમા પૂરૂં થયું છે અને હું પ્રતિજ્ઞા લઈ ચૂકી છું "





# ખંડ ચોથો.

## સરોવર.

### પ્રકરણ ૧ લું.

#### પશ્ચાત્તાપ.

શરતની મા કલકત્તામાં ચિંતા તથા નિરાશામાં દહાડા કાઢતી હતી બનારસના પવિત્ર તીર્થમાં ધર્મનિષ્ઠા અને ભક્તિમાં બાકીના દહાડા કાઢવાની તેના મનની ઈચ્છા હતી પણ આ સંસારની માયાના બંધને લીધે ચિંતાપૂર્ણ અને ક્લેશમય જીવનમાં પાછી ઘસડાઈ આવી હતી. એમાંથી છૂટી ફરી બનારસ જવાને એ બહુ ઉત્સુક હતી જગત્ક્ષીશોર અને એની વહુ તરફથી સારા સમાચાર હમેશ આવ્યા જતા હતા તે રાત દહાડો માગતી કે એ કુશળક્ષેમ બન્દાન પાછા આવે એટલે પોતે એ બંધનથી છૂટી જીવનનું છેલ્લું કર્તવ્ય બજાવી શકે

પુરીથી આવેલા છેલ્લા કાગળથી તેને ખબર પડી હતી કે જગત્ક્ષીશોરની માએ મરતા સુધી ત્યાં રહેવાનો નિશ્ચય કર્યો છે. તેણે પોતાના મનમાં કહ્યું કે "એ સુખી થઇ ગઈ એણે પોતાના જીવનનું કર્તવ્ય યોગ્ય રીતે પૂરૂ કર્યું છે. ઘરમાં પોતાની જગા પોતાના પુત્ર અને પુત્રવધૂને સોંપી હવે પરમાર્થમાં પોતાનો કાળ કાઢવાની છે આવા ઉન્નત જીવનનો અંત શુભ જ હોવો જોઇએ. હે કલ્યાણમય ભગવાન ! મે જો તારી આજ્ઞા પ્રમાણે વર્તવાને યત્ન કર્યો હોય તો મારા છોકરાની વ્યથામાં એને સહાય થજે અને મારો તારી સેવામાં અંગીકાર કરજે !"

પોતાના છોકરાના સ્મરણથી એ બિચારીના મુખપર હમેશ દુઃખની છાયા ફરી વળતી પોતાની આજ્ઞા પ્રમાણે વર્તવા સારૂ તેણે કેટલો પરિત્યાગ કર્યો હતો તે તે જાણતી હતી તથા એથી એના મનને કેટલુ દુઃખ

થતું હતું તેની પણ તેને ખબર હતી. શરત થોડા જ કાગળો લખતો અને તે પણ ટુંકા હતા. તે પોતાની બહેન તથા બનેવી સંબંધી હકીકત લખતો પણ પોતાને વિષે કાંઇ લખતો નહિં. કલકત્તે પાછા આવી ફરી ઉદ્યમ શરૂ કરવાનું કાંઇ જ જણાવતો નહોતો. આ ટુંકા કાગળો શરતની મા રાત્રે એકલી હોય ત્યારે દીવા આગળ વાચતી. તેના અંતઃકરણમાં શૂન્યતા લાગતી અને મનમાં ભયનુ સૂચન થતું. આ બિચારી વિધવા પોતાના વિચાર કોઇને જણાવતી નહિં પણ મનમાં જ શમાવતી, તથા તે પર રાતદહાડો મનન કર્યા કરતી. તેના મનમાં એવી બીક પેસી ગઇ હતી કે એની પોતાની અભિમાનવૃત્તિ તથા દુનીયાના લોક માટેની કાળજીને લીધે એના કિંમતવાન તથા ઉદાર પુત્રનુ ભવિષ્યનુ જીવન ઝાંખુ થઇ ગયુ છે.

ઉમા ગુમ થઇ છે એ ખબર સાંભળીને તેની મા કલકત્તે આવી હતી. તે શરતની માને મળવા આવતી અને તે બને વચ્ચે ઘણી વાતચિત થતી. સ્વાભાવિક રીતે માને નિરંતર થતા શોકસહિત તે પોતાની જતી રહેલી છોકરી સબંધી વાત કરતી અને એ સભારવાથી તેના મનને નવું દુખ અને વધારે રડવું આવતું છતાં તે વિષે વાત કર્યા કરતી.

તે વારવાર કહેતી કે, "એમાં ભગવાનને શો દોષ દેવાય? જેવી મારી કરણી તેવાં ફળ મળ્યાં. આગલા જન્મમાં મેં પાપ કર્યાં હશે તેથી આ ભવમાં હું આવું દુઃખ પામું છુ! ધનથી ન લોભાઇને એ આડે રસ્તે ગયેલા છોકરાને મે મારી છોકરી ન પરણાવી હોત તો આજ મારી ઉમા કોઇ ગરીબની સ્ત્રી હોત પણ જીવતી રહી હોત અને ઘડપણમાં મારૂ આશ્વાસન કરનાર તથા મારો ટેકો થાત"

શરતની માએ કહ્યું, "બહેન તમારો એ કાંઈ દોષ નથી. ભગવાન આપણા ભવિષ્યની ઘટના કરે છે, આપણે એના હાથમા નિમિત્ત માત્ર છીએ. તમને પોતાને દોષ દેશો મા, કેમકે ઉમાને પરણાવી ત્યારે તો તેનો વર વહી ગએલો કે આડે માર્ગે ગએલો નહોતો. તે વખતે તો તે સારો અને આગળ જતાં વધારે સારો નીવડે તેવો દેખાતો હતો. તાલપુખર આવતો ત્યારે ગામમાં બધે મળવા જતો અને આપણને બધાંને વેચાતાં લે એટલો ધનવાન હોવા છતાં તમામ મોટી ઉમરનાં માણસને નમતો તે. તમને નથી સાંભરતું? ખરે મને એ દહાડા બરોબર યાદ છે. ધનંજય જ્યારે ગામમાં આવે ત્યારે મને મળ્યા વગર તો જાય જ નહિં. ઉમા બિચારી મને માશી કહેતી એટલે એ પણ મને માશી કહી હેતથી બોલાવતો. તે વખતે મારી નજરમાં તો તમારા જમાઈ જેવો સારો છોકરો કોઇ નહોતો લાગતો."

ઉમાની માએ કહ્યું, "એ વખતની યાદ તાજી કરાવશો નહિ. એથી મારૂં કાળજું કપાઈ જાય છે. બહેન, તમે કહો છો તે ખરી વાત છે. મારો ધનંજય મોટા દિલનો છોકરો હતો અને હજી એ એવો ઉદાર જ છે પણ એને સજ્જડ ફસાવેલો છે અને એનો ભોગ મારી ઉમા બિચારી થઇ."

"બહેન, હવે રોશો નહિં, ઉમાનાં સકટ અને ક્લેશનો હવે અત આવ્યો છે. તાલપુખરમા હતાં ત્યારે એ મારા ખોળામાં એમતી, મારી પાસે રમતી અને મને માશી માશી કરીને બોલાવતી, એ મધુર છોકરીને હુ સભારૂ છુ ત્યારે મને લાગે છે કે મારૂ મગજ ફરી જશે અને રડવામાં આંસુને બદલે લોહી પડશે, પણ હવે એ તો શાતિ પામી છે, આપણે દુઃખ વેઠવા જીવતાં રહ્યાં છીએ! ભગવાન મારા છોકરાને સહાયતા કરે અને આ ક્લેશમય તથા દુઃખમય સંસારમાથી મને વિરક્ત કરે!"

"મગલમય પ્રભુ તમારા પુત્રને સહાય થશે જ. શરત જેવો સારો અને ઉદાર છોકરો મે કોઇ દીઠો નથી. બિન્દુ અને હેમ સાથે પણ એક સગા ભાઇ કરતાં વધારે સારૂ રાખે છે, વળી તમારા જમાઇની સાથે જાત્રાએ જવા સારૂ તો એણે અભ્યાસ પણ પડતો મૂક્યો છે. એ તો થોડા વખત પછી પાછો આવશે અને તમને ઘડપણમા આનંદ આપશે તથા ગર્વયુક્ત કરશે."

શરતની મા ધીમેથી બોલી, "મને લાગે છે કે એના મનપર બોજો છે અને એનુ જીવન અધકારમય થઇ ગયુ છે." આમ કહેતા તેણે નિ:શ્વાસ મૂક્યો.

"ઓહો! તમે સુધા સાથે લગ્ન કરવાનું તેણે પૃછ્યુ હતું તે વિષે વિચાર કરો છો! એ વાત કરશો જ નહિ. એ હકીકત આપણે બને ભુલી જઇશું. હેમ અને બિન્દુ બાળક છે તેથી એ વગરવિચારની માગણી તરફ તેમણે લક્ષ આપ્યુ. બિન્દુ બીચારી આ બન્યુ તેથી બહુ દીલગીર થઇ છે. હવે ભૂલેચૂકે પણ એ સબધી કાંઈ બોલતી નથી. તમારા છોકરાને એ વાતથી કાઇ નુકસાન નથી. એવી નિદાથી આપણુ બૈરાંને દૂષણુ લાગે પુરુષોને નહિં. બિન્દુને બાપડીને હમેશ સાંભળવુ પડશે અને સુધાને જીવતા સુધી એ કનક લાગેલુ રહેશે. સુધા પહેલાં હતી તેવી રહી નથી, બહુ સુકાઈ ગઇ છે, તેના મ્હોપર બીલકુલ લોહી નથી અને એની આખો ખાડામાં પડી છે. તે બોલતી ચાલતી નથી અને આખો દહાડો કામમાં રોકાએલી રહે છે. આ કુમળુ બાળક આ અપકીર્તિ શી રીતે સહન કરી શકશે?"

શરતની મા બોલી ઉઠી, " કોમળ કન્યા ! હુ સુધાનો વિચાર કરૂ છુ ત્યારે મારૂ પોતાનુ દુઃખ પણ ભૂલી જાઉં છું. એ નાનપણમાં પતિ વગરની થઈ છે અને આ બનાવ બન્યા પછી એનું વૈધવ્ય બેવડું થયુ છે. પણ એ બિચારીને શો દોષ દેવો ? દોષ કોને દેવો ? મારા છોકરાને હા કહી તેમા કાંઇ ખોટું કરવાનો ઈરાદો બિન્દુનો પણ નહોતો કલકત્તામા વિધવાઓનાં હમણાં હમણાંમાં ઘણાંએ લગ્ન થયાં છે. અને વિદ્વાન માણસો કહે છે કે આપણાં શાસ્ત્રો એને સમતિ આપે છે બિન્દુના મનમા કે મારી બહેન અને શરત સુખી થઇ શકે તો બીજા તે નાપસંદ કરે તેમા શો વાંધો છે. બિન્દુ તો સારૂ જાણી કરવા ગઈ તેથી એનો વાક પણ હું કાઢતી નથી. સુધાને લઈને મારી પાસે કોઇ વાર આવવાનુ એને કહેજો. મને તેમને મળવાનું બહુ મન છે. તેમના મધુર વિનીત મુખ જોઈ મારા મનને કાંઇક સાંત્વન મળે છે."

" તમને મળવા આવવાનુ હુ એમને કહું છુ પણ એ આખો દહાડો કામમાં હોય છે. હું ઘરડી છું એટલે તેમને કામ કરાવી શકતી નથી. કાઇ પણ કામ કરવા જાઉ છુ કે મારી ઉમા મને સાંભરી આવે છે અને મારૂ હૈયુ ભરાઇ આવે છે. શાક સમારવા બેસું ત્યારે પણ ઉમા સાંભરે છે કે એને શાક સુધારવું બહુ ગમતું. ચોખા રાધુ છું ત્યારે પણ ઉમા સાંભરી આવે છે. એ મને કેવી રાંધવા લાગતી ! હવે હું તો નકામી થઇ ગઇ છું. હવે મારે બિન્દુ ને સુધા બે રહ્યાં છે. ભગવાન એમનું રક્ષણ કરો."

" મને એ બે જણુ શરત ને કાલી જેટલા વહાલાં છે. હુ જઇને એમને મળીશ. એમના તરફ મારૂં મન ઘણું ખેચાય છે. બિન્દુ અને સુધાને કહેજો કે હવે મારે આ દુનીઆમાં ઝાઝા દહાડા કાઢવા નથી અને જેમનાપર મેં નાનપણથી માયા રાખી છે, તેમને હુ તરછોડવાની નથી."

બીજે દહાડે સાંજે શરતની મા બિન્દુને મળવા આવી. સુધા સાથે લગનની ના ઠરી ત્યાર પછી આ પહેલી વખત જ આ કુટુંબનાં માણસોને તે મળી હતી. હેમે આ સંમાનનીય વૃદ્ધ સ્ત્રીનો રોજ કરતાં પણ વિશેષ સત્કાર કર્યો અને તેને વધારે માન આપ્યુ. તેને પાલખીમાંથી ઉતારી અને બિન્દુના ખંડમાં લઇ ગયો. બિન્દુ પોતે આગળ આવી અને માનપૂર્વક તેના પગને હાથ લગાડી નમન કર્યું અને બેસાડી. સુધાએ એને જોઈ પણ પોતે દોષવાન હોય અને એ વૃદ્ધ સ્ત્રીના સ્નેહને પાત્ર ન હોય તેમ મનથી જાણી ત્યાથી છાનીમાની ખશી ગઇ.

"બિન્દુ તું મને મળવા કેમ આવતી નથી? જેને તું માશી કહીને બોલાવતી તેને તું ભૂલી ગઇ કે?"

"નારે, માશી, તમને કદાપિ ભૂલુ નહિ. પણ કલકત્તામાં આવ્યા પછી અમારે મંદવાડ અને એવી અડચણો આવી હતી. તાલપુખર પાછાં જવાની અમારી બહુ મરજી છે. અમારા સરખા ગરીબ માણસ ત્યાં વધારે છુટા અને સુખમા રહી શકીએ તેમ છે."

"ખરું કહે છે બિન્દુ, આ મોટું શહેર તો જેને પૈસો અને ધંધો હોય તેને માટે છે. મને પણ અહીં એકલુ એકલુ અને ઉત્સાહ વગરનુ લાગે છે બનારસ પાછાં જવાનુ મને મન છે સંસારની માયાના બંધમાથી છુટવુ કઠણ છે પણ હવે મારે કાંઇ કરવાનુ રહ્યુ નથી. મારા જેટલી ઉમરનાને ધર્માચરણ અને ભક્તિ એ જ યોગ્ય છે."

"તમે સંસારનાં કર્તવ્ય પૂરા કર્યા છે. અને તે પણ યથાયોગ્ય રીતે કર્યા છે તેથી તમારૂ જીવન ધન્ય છે. તમારૂ આખુ જીવન ભક્તિપરાયણતામા જ ગયુ છે એટલે બનારસમાં તમારાં આખરના વરસ જશે એ તમારા સુકર્મને યોગ્ય જ છે. અમે તો જીવનના પ્રયાસની મધ્યમાં છીએ. તમારા જેવાનાં દૃષ્ટાંત અમને આપત્તિમાંથી પાર ઉતારે! કાલીના સારા સમાચાર છે ને?"

"ભગવાનની કૃપાથી સારી ખબર છે. જગન્નાથની દયાથી મારા જમાઇ જગતકીશોર આરોગ્ય થયા છે અને એ બધાં પાછા બરદ્વાન આવનાર છે. મારા છોકરાનો પણ કોઇ કોઈ વાર કાગળ આવે છે પણ એ તો કલકત્તે આવવાનુ કાંઇ લખતો નથી."

બિન્દુ કાંઇ બોલી નહિ.

"બિન્દુ, મને લાગે છે કે મારા છોકરાના પાછા આવતા સુધી હુ હવે કલકત્તામાં નહિ રહી શકું. પરમેશ્વર એને સન્માર્ગ દેખાડશે. શરત હવે મોટો થયો છે. એને માનુ કાંઈ કામ નથી. મારૂં સ્થાન અહિં નથી પણ બનારસમા છે. મા‍ા વચ્ચે પડવાથી એને કાંઇ લાભ થવાનો નથી. ઉલટી કાંઇક હાનિ થઇ હોય તેમ લાગે છે."

બિન્દુએ ઉત્તર આપ્યો નહિ.

"ગમે તેમ હોય પણ હવે તરત બનારસ જવાનો મે ઠરાવ કર્યો છે. તમને બધાને કદાચ હમેશને માટે મકીને જતા પહેલાં તને અને સુધાને આશીર્વાદ દેવાને હુ આવી છુ. તમને મા વગરની છોકરીઓને મેં તમારી

મા જેટલા જ વહાલાં ગણ્યા છે. તમને સુખી કરવામા પ્રભુ મને સહાય થાઓ !"

આ પ્રેમ ભરેલાં વચનો સાંભળી **બિન્દુ** રોવા લાગી, પણ હજી તે કશુ બોલી નહિં.

"સુકુમાર **સુધા** ક્યાં છે ? એને બોલાવ. જતા પહેલાં એકવાર મને એને ભેટી લેવા દે અને એને આશિર્વાદ દેવા દે"

**સુધા**ને બોલાવી એટલે તે આવી. **શરત**ની માએ તેને **તાલપુખર**માં જોઇ હતી તે કરતા તે ઉંચી થઇ હતી અને સુકાઈ પણ બહુ ગઈ હતી. તેના મૃદુ ગાલ ફીક્કા થઈ ગયા હતા, તેની આંખ આગળ કાળા ડાઘ પડયા હતા, અને તેના હાથ લાબા અને પાતળા દેખાતા હતા તેના મુખપરથી બાળપણનુ હાસ્ય જતું રહ્યુ હતું અને સ્ત્રીના જીવનની ચિંતાની અને અકાળ દુખની છાપ તેની ભમરપર જણાતી હતી. આ ફેરફાર જોઈ **શરત**ની મા ભયથી કપી **સુધા** નીચી નમી તેના પગને હાથ લગાડતી હતી ત્યારે શોકનાં કે પશ્ચાત્તાપના આસુ તેની આખમાથી **સુધા**ના વાળપર પડયા.

રોતાં રોતા તેણે કહ્યુ, "મારી પાસે આવ, મારા અતરમાથી તને આશીર્વાદ દઉ. **સુધા** ! થોડા મહિનામા તું કેવી ફેરવાઈ ગઈ છે ? અરેરે ! છેક નાનપણમા તને દુખ પડયુ છે. તારૂ આ હસતું મુખ શોક માટે સરજ્યુ હોય તેવુ નથી, તેમ જ તારી મધુર આખો અશ્રુ માટે બનાવેલી નથી"

રાત પડી એટલે **બિન્દુ** પોતાની બહેનને ત્યા રહેવા દઈ પોતે છોકરાને સુવાડવા ગઇ તેલ વગરનો દીવો ચડ ચડ થતો બળતો હતો. **સુધા** નમ્ર અને ચૂપ થઇ એ વૃદ્ધ સ્ત્રીની પાસે બેઠી હતી અને **તાલપુખર**મા હતી અને નાની હતી ત્યારે કરતી તેમ તે **શરત**ની માની છાતીમા ભરાઈ ગઇ હતી. આગળના વખતની અને આગળના બનાવોની સ્મૃતિ તાજી થતા **શરત**ની માએ ધ્યાનમા ને ધ્યાનમાં તેને પોતાના હૃદયસરસી વધારે લીધી. **સુધા**ની રાક વિધવા મા એને તેડીને તેને ઘેર આવતી તે તેને સાભરી આવ્યુ. નાનાં છોકરામાં પોતાને કોણ હેતથી બોલાવે છે એ જાણવાની પ્રેરણા બુદ્ધિથી બાળક **સુધા** તેની પાસે આવતી તે તેને યાદ આવ્યુ. નાની **સુધા**ની મા મરી ગઇ તે પછી તે પોતાના સ્નેહથી આશાપૂર્ણ, આનદપૂર્ણ થઇ સાંત્વન પામતી તેનું એને સ્મરણ થયુ. વળી વૈધવ્ય પ્રાપ્ત થયુ ત્યારે પોતાના દુઃખથી કેવળ અજ્ઞાન **સુધા** તેના ઘરમાં બાળપણના આનંદ અને સ્નેહવડે ઉત્સાહ પ્રેરતી એ સર્વ તેને સાભરવા માડયુ. જ્યારે તે **બનારસ**

જવાની હતી ત્યારે તેને પગે વળગીને સુધા બહુ રોઇ હતી તે પણ તેને યાદ આવ્યુ. આ મા વગરની કોમળ બાળા તેના સ્નેહ તથા પ્રેમને આધારે જીવતી હતી. હાલ પણ જે ત્રાસદાયક બનાવે તેની આશાનો વિચ્છેદ કર્યો હતો તથા તેના કોમળ જીવનનો વિનાશ કર્યો હતો તે ભૂલી જઈ બાળકના વિશ્વાસભર્યા અચળ પ્રેમથી તે તેને વળગી રહી. તે વૃદ્ધ સ્ત્રીના હૃદયમાં કાઇંક સાલવા લાગ્યુ, અને તેના મનમાં દુઃખ ઉભરાઇ આવ્યુ. તેણે તે છોકરીને હૃદયસરસી ચાંપી અને યાચનાના ઉદ્‌ગાર તેના મુખમાંથી નીકળ્યા. " હે ભગવાન ! જે બાળકને મેં ઉછેર્યુ છે તેનો નાશ મારે હાથે તો નહિ જ કર ! મારા અલ્પ જ્ઞાનથી મે બહુ મોટો અપરાધ કર્યો છે. હે મારા પ્રભુ ! મને ક્ષમા કર, હુ તારી દયા માગુ છુ, "

## પ્રકરણ ૨ જું.

### આશ્વાસન.

કલકત્તાના દક્ષિણ પરામા આદિગગાને કાઠે સુપ્રસિદ્ધ કાલીઘાટનું મંદિર આવેલુ છે. એવુ કહેવાય છે કે પહેલાં ગંગા નદીની મુખ્ય શાખા આ હતી. અને અહી થઇને જ તે સમુદ્રને મળતી હતી. આ પવિત્ર નદીને કિનારે ઉપર કહેલુ મદિર બાધવામા આવ્યુ હતું ગંગા નદીનુ વહેણ હવે બદલાઇ ગયુ છે અને આદિગગા નદી રેતીથી પૂરાઇ ગઇ છે. તો પણ એ સ્થાન પ્રથમના જેટલુ જ પુણ્યમય ગણાય છે અને હાલનુ કલકત્તા શહેર, કાલીઘાટ એટલે કાલી માતાને ઉતરવાનુ પવિત્ર સ્થાન એ શબ્દનો અપભ્રશ છે.

આ જૂના દહેરામા ઘણા ભક્તો ભેટ મોકલે છે. તહેવારને દિવસે કલકત્તાના બૈરા ત્યાના સાકડા રસ્તા તથા બજારમા ટોળેટોળાં થઇને ત્યા જાય છે. તેઓ હજી પણ એ પવિત્ર નદીના સ્થિર પાણીમાં સ્નાન કરી રેશમી વસ્ત્ર પહેરી મદિરમાં મૂકવાની ભેટ લઇ સ્તુતિ કરતા કરતા જાય છે. પૂજનવિધિ પૂરો થાય છે એટલે બાકીના પૈસાથી ભૂખ્યાંને અન્ન આપે છે તથા અનાથને સહાયતા કરે છે એવા ક્ષુધાતુર તથા નિરાશ્રિત અસખ્ય જનો આ પવિત્ર મંદિરની પાસે એકઠા થાય છે.

શિયાળાની એક સુદર સવારે શરતની મા પાલખીમાં બેસી આ મદિર આગળ આવી. સૂર્ય હજી ઉગ્યો પણ નહોતો તેટલામાં તેણે સ્નાન-પૂજન કરી લીધુ. પછી જે ગોરને સાથે લઇને તે આવી હતી તેની જોડે

તે મંદિરથી તથા રસ્તા અને બજારથી ઘણે દૂર ગઈ, અને ઝાડ અને તાડમાં અદૃશ્ય થઇ ગઇ એક ઝુંપડી આગળ આવી એના બારણા આગળ તે ઉભી અને ગોર અંદર ગયો.

એક વૃદ્ધ બ્રાહ્મણ એ ઝુંપડીમાંથી નીકળ્યો. સીત્તેર શિયાળા જોવાથી તેની ઉચી કાઠી વળી ગઇ હતી. તેના વાળ ધોળા થઇ ગયા હતા અને યોગ્ય રીતે શિખા પાછળ વાળેલી હતી. દેવના નામ છાપેલું એક વસ્ત્ર તેના અંગપર હતું અને અંગને ટેકો આપવા સારૂ પાસે એક લાકડી હતી. તાલપુખરના ઘોસ કુટુંબનો એ ધર્મગુરુ હતો. તેની સાથે એક મધ્યમ ઉમરનો માણસ આવ્યો હતો એની મુખમુદ્રાપર પવિત્રતા અને ધાર્મિક ઉત્સાહના ચિહ્ન હતા વાયવ્ય તરફના સાધુઓ પેઠે તેણે ભગવા વસ્ત્ર ધારણ કરેલા હતા. તેનુ અંગ બળવાન તથા સુપ્રમાણ હતુ. તેની આંખોમાં અદ્ભુત તેજ હતું એના વાળ રાતા હતા અને તેની જટા બાંધી હતી. એ બનારસથી આવેલો બ્રહ્મચારી હતો.

શરતની માએ પોતાના ગુરુને ચરણે પડી નમસ્કાર કર્યા, પછી પેલા બ્રહ્મચારીને પ્રણામ કર્યા તેમણે તેને આશીર્વાદ દઇ ઉઠાડી અને તેને ઝુંપડીની અંદર લઇ ગયા

તેણે પૂછ્યુ, " પિતા આપ શરીરે સુખી અને શાંતિમા છો ? "

" ઇશ્વિરકૃપાથી હું કુશળ છું મારી પુત્રી, તું પણ કુશળ છે ને ? તારા સંતાન ખુશીમા છે ? તારા ઘરમાં સહુ સારૂ છે ને ? "

"પિતા ! દયાળુ પ્રભુએ મારૂ આયુષ્ય લંબાવ્યુ છે પણ આ સંસારમાં મનની શાંતિ થોડાને જ મળે છે હું કલકત્તામા એકલી છું તેથી બનારસમા શાંતિમા નિવાસ કરવા ઇચ્છા રાખુ છું. મારો છોકરો અને છોકરી જમાઈ સાથે પુરી યાત્રા કરવા ગયા છે"

"યાત્રા કરવા ગયા તે સારૂ કર્યું જગન્નાથ તેમને શરીરસુખ તથા સંપત્તિ આપશે. ભગવાનપર ભરૂસો રાખજે મારી પુત્રી, તારી વૃદ્ધાવસ્થામા તને શાંતિ તથા સાત્વન આપનાર એ જ છે."

" ભગવાનપરનો વિશ્વાસ એ જ મારા જીવનની આશા છે, પિતાજી. પણ સ્ત્રીનુ હૃદય ઘણી વખત સ્ખલન પામે છે અને સ્ત્રીની બુદ્ધિ ઘણી વેળા ભ્રમિત માર્ગે જાય છે મારા કષ્ટમા તમે મને સહાયતા કરશો તથા આ પવિત્ર બ્રહ્મચારી એમની સલાહ અને મદદ મને આપશે."

બ્રહ્મચારી બોલ્યો, " હા હું તમને ખુશીથી સલાહ આપીશ. બહેન, તમે મને કાશીમા જોયો નહિં હોય પણ મે તમને દીઠા હતા. તાલપુ-

ખરથી પણ હુ અજાણ્યો ન'ી અરે, કાલી, ઉમા અને બિન્દુ નાનાં હતા અને પરણ્યા નહોતા ત્યારે હુ તમને ઓળખતો હતો."

"એમાથી બિન્દુ સુખી છે, એને બે છોકરા છે. ઉમા તો પાછી થઇ."

"ઉમા ગુજરી ગઈ? એ તો આખા ગામનુ ગર્વસ્થાન હતી અને એ તરફ સૌથી સુદર ગણાતી હતી અને તેના ઓળખીતાઓનુ આનદસ્થાન હતી! તેની તેજસ્વી ચળકતી આખો મને કેવી બરોબર સાભરે છે! શુ એ મધુર બાલિકા, એ મૃદુ કન્યાનુ જીવન એટલામાં પૂરૂ થયુ? બહેન, એ કેમ અને ક્યારે મૃત્યુ પામી?"

"એકાદ મહીના ઉપર એ ઘરમાથી જતી રહી. તેને વરનુ સુખ નહોતું પોતાના દુ ખનુ તે બહુ ચિતન કર્યા કરતી હતી એમ કહે છે કે આ દુ ખનો અત આણવાને તે પવિત્ર નદીમા પડીને મરી ગઇ."

"જ્યાં સુધી કોઇએ એને પડતા નજરે જોઇ હોય નહિ ત્યા સુધી એ હુ માની શકું નહિ કદાપિ કોઈ પુણ્ય મદિરમા ઇશ્વિરે તેને જગતની નજરથી ગુપ્ત રાખી હશે. જ્યાં સુધી એનુ દુ ખ પૂરૂ થશે અને જે વાદળછાયાથી એના નવ જીવનમા વિઘ્ન આવ્યુ છે તે દૂર થતા સુધી એ ત્યા રહેશે"

"ઓ બ્રહ્મચારી મહારાજ! ઇશ્વિર કરે ને તમારૂ કહેવુ ખરૂ પડે, તો ઉમાની મા તમને આશિશ દેશે!'

"તે બ્રહ્મચારીએ આગળ વાત ચલાવી. બિન્દુને બે છોકરા છે એમ તમે કહ્યુ નહિ વારૂ? એ સુખી રહો તાલપુખરની એ મધુરમા મધુર, વિનીત છોકરી મને કેવી બરોબર યાદ છે! એની એક નાની બહેન હતી ને, મે જોઇ ત્યારે તો એ છેક બાળક હતી"

"એ ઓછા ભાગ્યની છે બાળપણુમા જ તે વિધવા થઇ"

"ખરે, બહુ ખેદકારક વાત છે જે સસારમા આવા દુ ખનો સમુદાય છે તેમાં રહેવુ કોને ગમે? ગરીબ માની દીકરી સ્ત્રી થતા પહેલા તો બાપડી વિધવા બની! ઇશ્વિરનુ અગાધ ડહાપણ છે તો એનુ પણ મગળ એ કરશે"

"આ તમારા બોલ પણ ખરા પડો ભાઇ! આ છોકરી સંબધે જ મારે તમારી તથા આ પવિત્ર ગુરુની સલાહ લેવી છે મારા મનને કષ્ટ થાય છે અને હુ દુ ખ પામુ છુ તમારી સલાહ અને સહાયતા માટે જ હુ અહીં આવી છુ."

ગુરુ બોલ્યા, "બોલ બેટા, તુ જાણે છે કે સંસારમાથી તો હું વિરક્ત થયો છુ એટલે મારી સલાહની ઘણી કિમત નથી તથાપિ અમારાથી

બનશે તેટલું કરીશુ નવદ્વીપમા શાસ્ત્રસપન્ન બ્રાહ્મણો રહે છે ને જગદ્વ્યવહારના વિષયો સબધી સલાહ આપે છે દુનીઆદારીના પ્રશ્નોમાં ખરા ખોટા વિષે સલાહ પૂછવાને ઘણા જણ તેમની પાસે જાય છે. આ દુનીઆમાં મારે હવે થોડા દહાડા રહ્યા છે હવે આ જીવનના અત ભાગમાં શાતિ પ્રાપ્ત કરવાના પ્રયાસ કરવા છે. એ શાતિ ઐહિક જીવનની નથી"

"માત્ર ઐહિક જીવન સબંધી પ્રશ્ન હોત તો તમારા આ એકાતમા ભગ પાડવા હુ આવત નહિ મારા દુખમા આશ્વાસન માગવા હુ આવી છુ તમે અમારા કુટુબના ગુરુ છો, મારા સસરાના મિત્ર હતા અને મારા પતિના આચાર્ય હતા મારે સહાયતા અને આશ્વાસનનો ખપ પડે ત્યારે તમારા સિવાય બીજા કોની પાસે હુ જાઉ ?"

"પુત્રી! શોક કરીશ નહિ તારે માટે મારાથી બનશે તે હુ કરીશ. બનારસથી આવેલા આ મારા મિત્રે શાસ્ત્રનુ ઘણુ અધ્યયન કરેલુ છે, તુ તેને ઓળખતી નથી પણ એ તને અને તારા સગાને ઘણા વખતથી ઓળખે છે એ તને સહાય થશે. આટલુ બધુ તને લાગે છે તેથી જણાય છે કે તારૂ દુખ ભારે હોવુ જોઇએ"

"મારૂ કષ્ટ ભારે છે અને તે કેમ નિવેદન કરવુ તેની મને સમજણ પડતી નથી. બિન્દુની બહેન બાળપણમા જ વિધવા થઇ તેને વિષે આ બ્રહ્મચારી વાત કરતા હતા. હવે તે સ્ત્રીવેશમા આવી છે અને મારા છોકરા શરતનુ મન એના પર ચોટયુ છે તેથી તે એનુ પ્રાણિગ્રહણ કરવાને ઇચ્છે છે. આ લગ્નમા તમે સમતિ આપો તો તેઓનુ જીવન સુખી થશે. એ લગ્ન કરવાની મના કરશો તો આ જગતમા તેમનુ જીવન નષ્ટ થાય એમ છે"

આ સાભળીને તે વૃદ્ધ માણસ દિડમૂઢ થઈ ગયો શરતની મા પરણી ત્યારથી તે એને ઓળખતો હતો અને હિદુ રૂઢિઓ અને સપ્રદાયો ઉપરનો તેનો અત્યત આદરભાવ પણ તે જાણતો હતો તેના પોતાના પુત્રનુ વિધવા સાથે લગ્ન કરાવવા વિષે તેને બોલતી સાભળી તે આશ્ચર્ય પામ્યો

"પુત્રી, તને ખબર નથી કે આપણો હિદુ રિવાજ વિધવાઓના પુનર્લગ્નનો પ્રતિષેધ કરે છે ? બ્રાહ્મણો અને પડિતો તને એ પ્રમાણે જ કહેશે અને તું પોતે પણ તે જાણે છે."

"હાલનો રિવાજ મારે જાણવો હોત તો હુ તમારી પાસે આવત નહિ. કેટલાક પ્રસગ એવા આવે છે કે આપણે ચાલતી આવેલી રૂઢિથી વિરુદ્ધ માગે—જો તે માર્ગ અપવિત્ર ન હોય તો—જવાની હામ ભીડવી પડે છે. આ આચરણ ધર્મ તથા ઈશ્વરની નજરે જોતા અપવિત્ર છે કે નહિં

તે તમારા મુખથી જાણવા હું આવી છું. પિતા ! આ સ્ત્રીના દુઃખ અને કષ્ટની વાત સાંભળો !"

પછી આખમાં આસુ સાથે તેણે બનેલી સર્વે હકીકત કહી. પોતાના ઘર તથા **શરત** સબધી, ઉમા અને તેની મા વિષે, અને **હેમ**, **બિન્દુ** અને **સુધા**ની તમામ હકીકત કહી. **બિન્દુ** અને **સુધા** કેવી રીતે કલકત્તે આવ્યાં, ત્યાં **શરત** તેમની કેટલી બરદાસ હરરોજ કરતો, અને તેનુ હૃદય કેમ આકર્ષાયુ એ સર્વે વાત તેણે કહી. ઘણુ રોતાં રોતા તેણે **સુધા**ની અપકીર્તિ કેવી થઈ હતી તે તથા **શરત**ની આશાનો કેવો ભગ થયો હતો તે પણ કહ્યુ. તેના પોતાના જીવનના આ અત સમયે અધકાર ફરી વળતો તેને લાગતો હતો. એવે વખતે તેના ધર્મગુરુઓ તેને સહાય થઇ સલાહ આપે તથા આશાનુ એક કિરણ દેખાડી આશ્વાસન આપે એવી તેણે વિનતિ કરી

તેણે કહ્યુ, "અમે અમારા અલ્પ જ્ઞાન પ્રમાણે વર્ત્યા છીએ પણ દુનીઆનો માર્ગ તે જ હમેશ સત્ય માર્ગ હોતો નથી ઉમાની માએ પોતાની છોકરી **બર**દ્વાનના સૌથી ધનવાન માણસને પરણાવી અને હવે એ રાત દહાડો મારી પાસે આવીને રૂએ છે તેના હૃદયને આ મોટો ઘા છે. હુ પણ કુલાભિમાન અને ખોટા ગર્વથી દોરાઈ તેની શિક્ષા મને થાય છે. દુનીઆ મને દુઃખમય લાગે છે મારી આશા **શરત** અને કાલી તથા **બિન્દુ** અને **સુધા**મા ટકી રહી છે એ બે છોકરીઓની મા મરતી વખતે મને એમને સોપી ગઇ છે. મે **શરત** અને **સુધા**નો વિવાહ તોડાવ્યો છે, પણ એક સ્ત્રીના ઉતાવળા આચરણથી તેમના કોમળ જીવનપર અધકાર પ્રસરવા દેશો નહિ ! પિતા, ધર્મની આજ્ઞા શી છે તથા માતા તરીકે મારે શુ કર્તવ્ય કરવાનુ છે તે મને કહો"

તે પોતાના દુખની વાત કહી રહી એટલે અનુકપાથી આર્દ્ર થઇ ગુરુએ અશ્રુપાત કર્યો ગરીબ દુખી **સુધા**ની નિદા થાય છે એ સાભળતા બ્રહ્મચારીની આખમાથી જ્વાળા નીકળી થોડી વાર બને ચૂપ રહ્યાં

ગુરુએ પોતાના જુવાન સોબતીને કહ્યુ, "બોલ બેટા, **બ**નારસના મદિરોમા શાસ્ત્રનુ અધ્યયન તે કરેલુ છે, તેમ જ તે સાધુસન્યાસીઓને પવિત્ર મુખેથી ઉપદેશ પણ સાભળ્યો છે. તારી નજર આગળ શાસ્ત્રમાનું કાઈ ગુપ્ત રહેલુ નથી આ વખતમા ભાગ્યે જ જોવામા આવે છે એવો તને સરસ્વતીનો પ્રસાદ મળેલો છે માટે આ તારી બહેનને માયા અને સ્નેહથી ઉત્તર આપ આપણા વિચાર તુ મારા કરતાં વધારે સારી રીતે નિવેદન કરી શકીશ"

" તમે શુ જાણુવા ઇચ્છો છો ? મારી શી મદદ તમે માગો છો ? "

" મારે એ જાણવુ છે કે આ બે જણનો સ્નેહ અપવિત્ર કહેવાય કે નહિં, અને ઇશ્વરે વિધવાઓના પુનર્વિવાહનો પ્રતિબંધ કર્યો છે કે નહિં."

ઇશ્વરની આજ્ઞા શી છે તે તેના કાર્યપરથી માત્ર આપણે અનુમાન કરી જાણી શકીએ છીએ. જે શબ્દથી પ્રકૃતિ ઇશ્વરની ઇચ્છા દર્શાવે છે તેનો પ્રતિઘોષ માત્ર તે આપણા શાસ્ત્રો છે. "

"ભલે, આપણા શાસ્ત્રોમા શુ કહેલુ છે તે મને કહો ભાઇ "

" પરણેલી સ્ત્રીઓએ મૃત્યુ પામેલા પતિનુ સ્મરણ કરી પતિવ્રતા રહેવુ એવી શાસ્ત્રાજ્ઞા છે, પણ જો તેમની મરજી હોય તો ફરી પરણવાનો નિષેધ કર્યો નથી સુધાની પેઠે જે બાલ્યાવસ્થામા વિધવા થાય છે તે-મને માટે તો પુનર્વિવાહ કરવાની શાસ્ત્રમા સ્પષ્ટ આજ્ઞા છે. દયાળુ ઇશ્વર એવા લગ્નનો પ્રતિબધ કરતો નથી. એ તો આ દુખથી ભરેલા જગતના દુખ-મા માણસો પોતાની મૂર્ખાઇથી વધારો કરે છે "

" ભાઈ તમારૂ કલ્યાણ થાઓ કર્તવ્ય આપણને જે કરવાનુ દર્શાવે તે કરવામા રૂઢિ કે લોકના અભિપ્રાય આપણને રોકી શકવાના નથી "

" હા જેઓ સત્ય માર્ગ ગયા છે તેમને રૂઢિ અને લોકના અભિપ્રાય અટકાવી શકયા નથી એ તમે જાણતા હશો. તમે પૂજ્ય વિદ્યાસાગર વિષે સાભળ્યુ હશે હાલના વખતમા તો સર્વ વિદ્વાનોમા એ વિદ્વાન છે, સહુ કરતા ઉદાર તથા સર્વથી શુદ્ધ છે વિદ્યાસાગરે દર્શાવ્યુ છે કે આપણા પ-વિત્ર શાસ્ત્રોને, વિધવાઓએ હમેશ એ જ સ્થિતિમા રહેવુ એવો નિર્દય ચાલ સમત નથી. અને આપણા ડાહ્યા રાજ્યકર્તાઓએ વિદેશી છતા હિદુ વિધ-વાઓના લગ્ન કાયદાપૂર્વક છે એમ ગણનારો વાજબી કાયદો કર્યો છે. આ જમાનામા ઘણી વિધવાઓએ લગ્ન કયા છે અને પરણેલા જીવનમા સદા-ચાર તથા આનદમા તેઓ રહે છે તમારા પુત્રને એણે ઇચ્છેલી કન્યા સાથે પરણવા દો. એ શુદ્ધ નિર્દોષ લગ્નપર દયાનો પ્રેરક પ્રભુ કૃપા-દૃષ્ટિ રાખશે ! "

ગુરુએ કહ્યુ, " બ્રહ્મચારી કહે છે તે યોગ્ય છે. જા, અને તેની આજ્ઞા પ્રમાણે ચાલ. દુનીઆ તો ગમે તેમ બોલશે ! એવી નકામી નિદાને તારે તથા મારે ગણકારવી ન જોઇએ એવો વખત આવ્યો છે. તારા પુત્ર તથા સુધા પ્રત્યે તારો ધર્મ છે તે બજાવ કૃપાળુ પ્રભુ પોતે જ જ્યારે આશ્વા-સન અને સુખનો માર્ગ ઉઘાડે છે ત્યારે એના બાળક આ જગતમા દુઃખ પામે અને વિનાકારણ પીડાય એવી તેની ઇચ્છા હોય જ નહિ.'

"તમારા સાંત્વનાના શબ્દથી તથા બ્રહ્મચારીના વચનથી મારૂ દુઃખ શમ્યુ છે, મારા પર ભરૂસો રાખજો. આવી પવિત્ર સલાહની મદદથી એક મા પોતાનુ કર્તવ્ય કેમ કરવુ તે બરોબર સમજે છે. મારે હવે થોડુ જીવવું છે. શરત અને સુધા પરણીને સુખી થાય એ મારી અંતની પ્રાર્થના છે."

## પ્રકરણ ૩ જું.

### એક રાજકુટુંબ.

બરદ્વાન શહેરમા શોકની છાયા પ્રસરી રહી છે બરદ્વાનની એક મોટી જાગીરનો રાજા—બંગાળાના મોટા જાગીરદાર રાજાઓમાંનો એક—આખરના મંદવાડમા છે અને તેને વારસ પુત્ર નથી બજારમા અને કચેરીમા, ઘરમા અને સભાઓમા સર્વના મનમા એ પ્રશ્ન ઉભો થયો છે કે રાજાના મરણ પછી એની પત્ની કોને દત્તક લેશે અને કોણ રાજા થશે રાજાની મા એ દત્તક કરેલો પુત્ર કબુલ કરશે કે નહિ

કોઈ મોટો જમીનદાર વારસ વગર મરી જાય છે ત્યારે આવા જ પ્રશ્ન આપણા લોકોના મનમા ઉભા થાય છે. જો કોઈ અપુત્ર મરણ પામે તો તેની વિધવા દત્તક પુત્ર લઈ શકે છે એવી જૂની રીત છે અને બે હજાર વરસથી પ્રવર્તતા હિંદુ ધર્મશાસ્ત્રોમા એને સ્પષ્ટ અનુમતિ આપેલી છે આ પ્રમાણે દત્તક લીધેલો છોકરો રીતરિવાજ તથા કાયદા પ્રમાણે ખરો વારસ છે દત્તક લેનારના કુટુંબનો તેને ગણવામા આવે છે, કુળની રીત મુજબ તેને શિક્ષણ આપવામા આવે છે તથા સર્વ મિલકતનો તે માલિક થાય છે આ સગવડ ભરેલી રીતથી સેંકડો વરસથી વંશ ચાલુ રહ્યા છે. વળી વિશેષ લાભમા ઘણી અડચણો દૂર થઇ લડાઈ અને મારામારી અટકી છે પુરાતન રોમની પેઠે જ હિંદુસ્તાનમા જનસમાજ તે વ્યક્તિઓથી નહિ પણ કુટુંબોથી બનેલી છે. કોઈ કુટુંબનો મુખ્ય પુરૂષ અપુત્ર મરી જાય તોપણ તેના મનને અંતને સમયે એમ સમાધાન રહે છે કે એણે પોતે દત્તક લીધેલા અથવા તેની સ્ત્રીએ દત્તક લીધેલા છોકરાના વડીલપણા નીચે એનુ ઘર એની પછી ચાલશે આ ઉપયોગી રિવાજ શાસ્ત્રસંમત છે. શાસ્ત્રમા કહેલુ છે કે જે કોઈ પોતાના પુત્ર કે દત્તક લીધેલા વારસ વગર મૃત્યુ પામે તેના આત્માને પિંડ મળતા નથી તેથી પરલોકમા તે સુખ પામતો નથી.

બ્રિટિશ સરકારે આ રિવાજ કબુલ રાખ્યો છે એ ડહાપણ કર્યું છે. એક રાજ્યાધિકારીએ જે રાજગાદીના માલિક અપુત્ર મરે તેના રાજ્ય ખાલ-

સા કરવાના લોભમા એ રિવાજની અવગણના કરી હતી આ જાણી જોઇને કરેલો અન્યાય ઈ સ. ૧૮૫૭ ના બળવાના મુખ્ય કારણરૂપ બન્યો હતો આ ત્રાસદાયક બનાવ પછી ઇંગ્લાંડના મહારાણીએ હિંદનુ રાજ્ય પોતાને હસ્તક લીધુ અને ઈ સ. ૧૮૫૮ના પોતાના જાહેરનામામા રાજ્યકર્તા રાજાઓ તથા સરદારોને પોતાનો વંશ કાયમ રાખવા દત્તક લેવાનો હક પાછો બક્ષ્યો. બરદ્વાનના રાજાઓમાં એ રિવાજ પ્રચલિત હતો તેથી આ રાજા માદો પડયો ત્યારે આ પ્રશ્ન કાંઈ નવો ઉભો થએલો નહોતો.

એક દિવસે સાંજે આ બાબત ઉપર મસલત કરવા શહેરના ત્રણ આગેવાન ગૃહસ્થો એક શાંત જગાએ મળ્યા હતા

બરદ્વાનનો કમીશનર, બરદ્વાન અને બીજા પાંચ જીલ્લા મળી એક કરોડ માણસની વસ્તીવાળા મુલકનો ઉપરી હોવાથી મોટો અધિકારી હતો તે બરદ્વાનમા રહેતો હતો અને દર વરસે પોતાના જીલ્લાઓમા ફરતો. એ સર્વમા યોગ્ય અને શાંત રીતે વહીવટ ચાલે છે કે નહિ તે માટે તે જવાબદાર હતો એ બધી બાબતની તે જાતે તપાસ રાખતો તથા દરરોજના ઓફીસના પત્રવ્યવહારના ઢગલામા દરેક પ્રશ્નનો નિર્ણય પોતે કરતો કલકત્તાની સરકાર સાથે બારોબાર સંબંધ હોવાથી સરકારના હુકમ તરત જીલ્લાઓમા ફેરવતો અને તે બરાબર પળાય છે કે નહિ તેની તજવીજ રાખતો. આખા દહાડાના અથાગ કામથી થાકેલો તે સાંજે મોડો પોતાને ત્યાં તેડેલા ગૃહસ્થોને મળવા દિવાનખાનામા આવ્યો ત્યાં ચ્હા પીવાનો હતો અને બરદ્વાનની મોટી જાગીર સંબંધી મસલત ચલાવવાની હતી.

રાજાના સગાં અને સંબંધીઓમાંથી સત્તાવાળો વન બિહારી અસાધારણ પ્રભાવવાળો પુરુષ હતો આખા જીલ્લામા તેના સરખો ઘોડે બેસનાર કોઈ નહોતો, કોઇને શિકારના શોખ તેના જેવો નહોતો, અને સાંકડા રસ્તાપર ઝપાટાબંધ ચાર ઘોડાની ગાડી હાંકવાની કુશળતા એના જેવી કોઇનામાં નહોતી શિકારનો શોખ એનામાં કુદરતી જ હતો, અને ખાણાંમા તથા નાચમા આગળ પડનાર હતો. આ પ્રવીણ ક્ષત્રીના સ્વાભાવિક પ્રભાવનાં વખાણ ત્યાંની યુરોપીઅન સ્ત્રીઓ કરતી. આ ગુણો ઉપરાંત તેનામા કામ કરવાનો ઉત્સાહ અને અનુભવી અમલદારોને છક કરી નાખે તેવુ ઓફીસનુ કામ કરવાની શક્તિ હતી. આ સર્વને લીધે બરદ્વાનના મોટા રાજકુટુંબમાં તે આગળ જતા કીર્તિવંત થાય તેવો હતો. એ જાગીરના વહીવટમા તેને એક પદવી આપવામાં આવી હતી અને ત્યાંનુ સરકારી કોઈ કામ તેની સલાહ લીધા વગર કરવામા આવતું નહિ.

તેની સાથે આવેલો ગૃહસ્થ શાંત, વિચારવંત અને આગળ નહિ પડનાર હતો. તેનું શરીર નિર્બળ અને તેના વાળ જુવાનીમાં જ ધોળા થઈ ગએલા હતા. **સત્યચરણ બરદ્વાન**માં સૌથી પ્રવીણ અને **બંગાળા**ના શ્રેષ્ઠ વકીલોમાંનો એક હતો. તે થોડું બોલતો હતો અને તે પણ સવાલના જવાબમાં જ, અને ત્યારે પણ વિચારપૂર્વક ધીમેથી શરૂ કરીને બોલતો હતો એ બધાંમાં મળનાર હળનાર માણસ નહોતો સભાઓ તથા મેળાવડાઓમાં તે ભાગ્યે જ દીઠામાં આવતો. તે પોતાના કામમાં જ ગુંથાએલો રહેતો. પણ તેના કામમાં એનાથી ચઢિયાતો કોઇ નહોતો અને એની બરોબરી કરી શકે તેવા થોડા જ હતા શહેરના મોટા અધિકારીઓ કાયદા સંબંધી કોઈ કામ **સત્યચરણ**ની સલાહ વગર કરવાની હિંમત ધરતા નહિ તેમ જ **બંગાળા**ના કાયદાના અધિકારીઓ પણ તેની કિંમત જાણતા તથા તેને માન આપતા.

નોકરો ચ્હાનાં વાસણ લઇ ગયા પછી વાત ચાલી.

કમીશનરે કહ્યું, "આપણે છેક સંકડામણમાં આવી ગયા છીએ મને લાગે છે કે **બરદ્વાન**ના રાજ સંબંધી કાંઈ નવા જુની થશે ખરી."

**વનબિહારી** બોલ્યો, "હા સાહેબ, એમ જણાય છે ખરૂં, એ જાગીરનો તમામ ઇતિહાસ અદ્ભુત બનાવોથી ભરપૂર છે"

"એમ જ છે એ બસે વરસનો ઇતિહાસ છે, નહિ ?"

"હા, ઈ. સ ૧૬૫૭ માં **આબુરાય** નામે મહાન પુરુષ પંજાબથી અહીં આવીને વસ્યો અને **બરદ્વાન**ની આ જાગીર સ્થાપી ક્લાઇવે પ્લાસીની લડાઈ જીતી તે પહેલાં બરોબર સો વરસપર એ હકીકત બની હતી પણ **આબુરાય**ના પ્રપૌત્ર કૃષ્ણરામે એ જાગીરમાં ઘણો વધારો કર્યો તથા દિલ્હીના બાદશાહ પાસેથી એની સનદ મેળવી એના વખતમાં બખેડો થએલો તેની હકીકત તો આપ જાણતા હશો કારણ કે તેને બ્રિટિશ રાજ્યના ઇતિહાસ સાથે સંબંધ છે"

"મને પૂરેપૂરી એ હકીકતની ખબર નથી. અમે તો અમારા પોતાના ઇતિહાસ કરતાં અમારી ઓફીસનું કામ–પત્રવ્યવહાર વિષે વધારે માહીતગાર છીએ"

"**સુબાસિંહ** નામના કોઈ માણસે બંડ કર્યું હતું, અને **કૃષ્ણરામ**ને તેણે લડાઈમાં માર્યો હતો. એ બખેડો થયો તે જ વખતે અંગ્રેજોને કલકત્તામાં કોઠી બાંધવાની પરવાનગી આપવામાં આવી હતી આ બંડનો અંત અદ્ભુત વાર્તા પેઠે આવ્યો. **સુબાસિંહ કૃષ્ણરામ**ની છોકરીના રૂપપર મોહિત થયો હતો એવું કહેવાય છે અને તેને જોર જુલમથી તે પરણવા ઇચ્છતો

હતો. પરંતુ એ ક્ષત્રિય કન્યા પોતાના બાપના શત્રુથી સંકોચ પામી અને તેને તે જ સ્થળે છરી ભોંકી મારી નાંખ્યો.'

"આની તો એક કથા રચાય તેવું છે. વન બિહારી તમે એ વિષે એક વાર્તા કેમ નથી લખતા ?"

વન બિહારીએ હસીને કહ્યું, "લખવાનું કામ મને બહુ રૂચતું નથી. મારા કરતાં એમાં વિશેષ કુશળ માણસોને એ મેં સોંપ્યું છે."

"તમે કહો છો તે સત્ય છે. તમે સ્વાભાવથી જ કામ કરવા યોગ્ય છો અને લેખક નથી વળી હાલ તો તમારે ઘણું કામ છે કૃષ્ણરામ અને સુભાસિંહ બંને મરાયા પછી રાજ્યનું શું થયું તે મને કહો."

"કૃષ્ણરામનો પૌત્ર કીર્તિચંદ આ વંશની ઉન્નતિ કરનાર મહાપુરૂષ હતો ઉત્તર અને પૂર્વના પ્રદેશના ઘણા કકડા તેણે પોતાના રાજ્યમાં જોડી દીધા અને લોક કહે છે તે ખરૂં હોય તો વિષ્ણુપુરના વૃદ્ધ રાજાને તેના જંગલના કિલ્લામાં પણ એણે સતાવેલો. કીર્તિચંદ પોતાના કુળની તેમ જ દેશની રક્ષા માટે તત્પર રહેતો હતો. મરાઠાઓ ચઢી આવતા તેમની સામેના ઘણા ઝઘડાઓમાં બંગાળાના મુસલમાન રાજ્યકર્તાને પણ તેણે ઘણી મદદ કરેલી ૧૭૪૦ માં કીર્તિચંદ મરણ પામ્યો ત્યારે બરદ્વાન બંગાળામાં શ્રેષ્ઠ પંક્તિનું રાજ્ય ગણાતું હતું"

"પછી ?"

વન બિહારીએ કહ્યું, "લાંબી વાતને ટુંકી કરીને કહું છું. કીર્તિચંદ પછી ત્રીજી પેઢીએ તેજચંદ આવ્યો તેના વખતમાં અંગ્રેજો બંગાળાના વાસ્તવિક માલિક થયા હતા વૉરન હેસ્ટીંગ્સના વસુલાત ઉઘરાવનારા અધિકારીઓ, તેજચંદને તેના પૂર્વજોને ચઢાઇઓ કરનાર મરાઠા લાગતા તે કરતા વધારે ઉગ્ર લાગ્યા વખતસર ઉપજ ન ભરવા માટે બંગાળાના આવા જાગીરદારોને વૉરન હેસ્ટીંગ્સે કેદમાં નાખેલા એ હકીકત તો આપને વિદિત હશે."

"અરેરે ! વૉરન હેસ્ટીંગ્સ પોતે ઘણી સકડામણમાં આવી ગયો હતો તેથી આ જમીનદારો તરફ તેણે સખતાઈ ચલાવી હશે. એના પછીનો લૉર્ડ કોર્નવાલીસ વધારે રહેમદીલનો હતો. એણે રાજ્યકારભાર ઘણો સુધારી દીધો હતો."

"લૉર્ડ કોર્નવાલીસે ૧૭૯૩ માં સરકારનું મહેસુલ કાયમને માટે એક જ ( પરમેનન્ટ સેટલમેંટ ) ઠરાવ્યું તેથી બંગાળાના જૂના જાગીરદારોનો

ઉદ્ધાર થયો હવે જમીનની ઉપજમા વધારો થાય તે લોકને મળે છે તેથી બંગાળા આ દેશના સર્વ પ્રાતોમા વધારે સમૃદ્ધિવાન છે.

કમિશનર હસ્યો તેણે કહ્યું, "૧૭૯૩ ની કાયમના મહેસુલની વ્યવસ્થા તમારા જેવા જમીનદારોને સારી લાગે છે. પણ અમે બીજા દૃષ્ટિબિંદુથી જોઇએ છીએ. સરકારની માગણીને હમેશને માટે પરિમિત કરી દેવાથી રાજ્યની ઉપજનુ એક સાધન બધ થાય છે અને સરકારના હકનો એ નિરર્થક વ્યય થાય છે એમ તમને નથી લાગતુ ? તમે જમીનદાર છો એટલે એ રૂપમા તમે એ જોઇ શકતા નહિ હો પણ સત્યચરણ જેવા વકીલ શુ ધારે છે ?"

આ બધો વખત સત્યચરણ ચુપચુપ સાભળ્યા કરતો હતો. કમિશનરે જ્યારે તેનો અભિપ્રાય પૂછ્યો ત્યારે પહેલવહેલુ જ તેણે મ્હો ઉઘાડયુ અને ધીમેથી કહ્યુ, "સાહેબ, સરકાર રૈયતના હિતકર્તા છે તેથી રૈયતના હિત-થી વિરુદ્ધ તેમના હક હોઈ શકે નહિ."

"કબુલ પણ લોકોના હિત ખાતર પણ ખેતીવાડીમા જેમ વધારો થાય તેમ સરકારી તીજોરીમા પ્રતિદિન વધારો કરવો એ ડહાપણનુ કામ છે એમ તમે નથી ધારતા ?'

"ના સાહેબ, હિંદુસ્તાનમા એમ ન જોઇએ એમ હુ ધારુ છું. અહી હવે અમારો વણવાનો અને બીજો હુન્નર પડી ભાગ્યો છે, અહીંનો વેપાર ઘણો ખરો યુરોપીઅન વેપારીઓના હાથમા છે, અહીંની ખાણો યુરો-પીઅન નાણાથી ચાલે છે એટલે જમીનની ઉપજ એ જ માત્ર પ્રજાનો આ-ધાર છે હિંદના ચાર પચમાશ પ્રજા જમીનપર ગુજરાન કરે છે સરકારનુ મહેસુલ નિશ્ચિત હોય તો પ્રજા પોતાના ધનનુ જે એક જ સાધન રહ્યુ છે તેમા વધારો થવાની આશા રાખી શકે બંગાળામા તમે એ પ્રમાણે કર્યું છે તેથી બીજા પ્રાતોને મુકાબલે બંગાળા કાઇક સમૃદ્ધિવાળુ છે મદ્રાસ, મુંબાઇ તથા ઉત્તર હિંદુસ્તાનમા એ પદ્ધતિ તમે દાખલ કરી નથી તેથી એ સર્વ પ્રાતો હમેશની દરિદ્રતામા રહેલા છે"

કમિશનરે પૂછ્યુ, "એ તમે શી રીતે સાબીત કરો છો સત્યચરણ ?"

વકીલે ઉત્તર આપ્યો, "દુકાળનો ઇતિહાસ એ સિદ્ધ કરી આપે છે. કાયમના મહેસુલવાળા બગાળામા થોડા જ દુકાળ પડે છે. છેલ્લાં સો વરસમાં લોકના જાનને નુકસાન થયુ હોય તેવો એકે દુકાળ પડયો નથી. બીજા પ્રાતોમા વારવાર દુકાળ પડે છે અને લોકના જાનની બેસુમાર ખુવારી થાય છે ૧૮૭૭ ના દુકાળમા મદ્રાસમા પચાસ લાખ માણસ મરી ગયા હતા."

" સરકાર પોતાનુ મહેસુલ અમુકથી વધારે ન લે તેથી લોકોને શો ફાયદો થાય એ હું સમજી શકતો નથી તેથી મારા મિત્ર વન બિહારી જેવા જમીનદારોને લાભ થાય અંગે તેઓ પોતાની વધતી જતી ઉપજ એકઠી કરે છે અને યથેચ્છ ઉડાવે છે. પણ એકંદર પ્રજાને એથી શી રીતે લાભ થાય છે ? "

" બંગાળાના જમીનદારોને જમીનની પેદાશના વધારામાથી ઘણો થોડો ભાગ મળે છે સાહેબ. તેનો ઘણો ભાગ લોકને જ મળે છે અને લોક તેથી સારી અવસ્થામાં રહે છે બંગાળામાં મધ્યમ વર્ગના અને હલકા વર્ગના લોકો પણ પોતાની સહેજસાજ મૂડી જમીનમાં નાખે છે. વધારાની પેદાશનો થોડો ઘણો ભાગ સર્વને મળે છે. લોર્ડ કોર્નવાલિસનુ આ રહેમભર્યું કાર્ય દૂરગામી પરિણામવાળું છે. તેનાથી થોડા ઘણા નહિ પણ લાખો મનુષ્યોનુ સુખ સચવાઇ રહ્યુ છે. લોર્ડ કેનીંગ અને લોર્ડ લોરેન્સ એ મોટામાં મોટા વાઇસિરોય થઈ ગયા છે. તે બને હિંદના સર્વ પ્રાંતોમાં કાયમનુ મહેસુલ ઠરાવવાની પદ્ધતિના હિમાયતી હતા. એ યોજના અમલમાં આવી હોત તો વારવાર દુકાળ પડત નહિં. "

" સત્યચરણ તમારૂ કહેવુ કાંઇક અંશે ખરૂ હશે. અહીંના જુદા જુદા વર્ગના લોકોની સ્થિતિ તમારા જેટલી હું જાણતો નથી. અને તમે કહો છો કે ઉંચીનીચી સર્વ સ્થિતિના લોકને જમીનની વધતી જતી પેદાશનો લાભ મળે છે તે વાત હુ સ્વીકારવા તૈયાર છુ. પણ એ લાભમાં સરકારનો પણ હીસ્સો કેમ ન હોવો જોઇએ તેનુ કાંઈ કારણ બતાવો છો ? તમે પોતે જ કહ્યુ છે કે સરકાર રૈયતના હિત સારૂ છે તથા રૈયતના પ્રતિનિધિ છે. સરકારને જે વધારો મળે તે રૈયતના લાભ સારૂ વપરાય અને એક નહિ ને બીજા રૂપમાં રૈયતને જ પાછો મળે તેથી તેમનો વેપાર અને હુનર વધે."

" આ દેશમાં દુર્ભાગ્યે એ પ્રમાણે થતુ નથી અહીથી દર વર્ષે બે કરોડ પાઉંડની રકમ ઇંગ્લાંડ મોકલવી પડ છે અને તેના અવેજમા પ્રત્યક્ષ રીતે કાઇ મળતું નથી. લોકો કર આપે છે તેમાનો અડધો ભાગ બારોબાર પરદેશ જાય છે અને તેમાથી લોકને ભાગ કાંઈ આવતુ નથી. હાલમાં દુનીઆના બીજા કોઈ દેશને આ પ્રમાણે ખમવુ પડતું નથી. આવો ઘસારો પ્રતિવર્ષ થયા કરે તો દેશમા દરિદ્રતા વધતી જાય અને દુકાળ પડયા વગર કોઈ દેશમા રહે નહિ. ગોલ, ઇજીપ્ત, સીસીલી અને પેલેસ્ટાઇનને દરિદ્રતામાં ડુબાડી ધનસચય કરવા માટે પ્રાચીન રોમની તમે

અવમાનના કરો છો. અમેરિકા તથા નેધરલાન્ડસને લૂટી દ્રવ્ય મેળવવા માટે સ્પેનની પણ નિંદા કરો છો એ જ પદ્ધતિ ઇંગ્લાંડ હિંદમાં ચલાવે છે એમ તેને લાગતું નથી હિંદને દરિદ્ર બનાવી દુકાળના મ્હોમા મુકી જે દ્રવ્ય ઇંગ્લાંડ એકઠું કરે છે તેનાથી પ્રાચીન રોમ અને અર્વાચીન સ્પેન પેઠેજ ઇંગ્લાંડને કાંઈ ફાયદો નહિ થાય મારો અભિપ્રાય કહુ છુ તે માટ આપ સાહેબ મને માફ કરશો. પણ બને પક્ષને સરખા મહત્ત્વનો આ વિષય છે તેથી બોલુ છુ '

" તમે તમારા વિચાર ખુલ્લા દિલથી જણાવો છો તેથી હુ તમને પ્રશંસનીય ગણું છુ. તમારા અને મારા વિચાર એક થાય એવુ તો તમે ધારતા નહિ હો પણ કેટલીક બાબતમા તમારૂ કહેવુ વાજબી હશે એમ લાગે છે. હુ કરકસર કરવાનો હિમાયતી છુ અને પ્રતિવર્ષ જે ખાડો અહીંની તીજોરીમાં પડે છે તે હુ પસંદ કરતો નથી. ચાલો હવે આપણે આજના મુખ્ય કામ સંબંધી વાત કરીએ વન બિહારી તેજચંદ રાજાના વખતમા લોર્ડ કોર્નવાલીસે કાયમના મહેસુલની પદ્ધતિ બંગાળામા દાખલ કરી એ સબંધી હકીકત કહેતા હતા."

" હા જી. હવે મારે થોડુ જ કહેવાનુ રહ્યુ છે ૧૮૩૨મા તેજચંદ મરણ પામ્યો તે વખતે કોઇ ખોટો હકદાર ઉભો થયો, તે માટે કેસ કોરટે ચઢ્યો હતો અને ઇંગ્લાંડના ટીચબોર્નના કેસ કરતા પણ વધારે લોકમા જાણીતો થયો હતો. એ ખોટો હકદાર હાર્યો અને દત્તક લીધેલા છોકરા માહતાબચંદને વારસો મળ્યો આ મોટી મીલકતના માલિક તરીકે તેણે કુશળતાથી વહીવટ ચલાવ્યો, સોંતલના બંડ વખતે ઈ. સ ૧૮૫૫મા તથા ૧૮૫૭ના બળવા વખતે વફાદારીથી તેણે સરકારને મદદ કરી હતી, ઇ. સ. ૧૮૬૪મા સરકારે તેને વાઇસરોયની કાઉન્સીલના મેમ્બરની માનનીય જગાએ નીમ્યો. આ સર્વ હકીકતથી આપ વાકેફ છો. આ પ્રતિષ્ઠિત પુરૂષ ગુજર્યા પછી હાલનો રાજા તેની ગાદીપર આવ્યો. આ રાજાની રીતભાત ગયા રાજાથી તદ્દન વિરૂદ્ધ છે. જે ટુક મુદ્દત એની સત્તા રહી તેટલામા તેણે તેનો દુરૂપયોગ કર્યો અને પોતાના જ દુરાચારને પરિણામે અકાલે મરણશય્યાપર પડ્યો છે."

" ખરેખર, વન બિહારી, આ ખેદની વાત છે અને આપણ સર્વ તેથી દિલગીર છીએ માહતાબચંદ જેવા સારા સર્વ જાગીરદારો થાય એવુ બ્રિટિશ સરકાર ઇચ્છે છે. જે છોકરાને દત્તક લેવામા આવે તેને નાનપણથી યોગ્ય શિક્ષણ મળે એવી આશા રાખીએ છીએ. કોને દત્તક લેશે તે તમને

કાંઈ ખ્યાલમાં છે" આમ કહીને કમિશનરે પોતાની તીવ્ર આતુર નજર વન બિહારી તરફ નાખી.

પણ એ કાંતિમાન ક્ષત્રીના શાંત અભેદ્ય મુખ પરથી કાંઇ હકીકત જણાઈ નહિ. તેણે ઉત્તર દીધો, "એ તો નાની રાણીની મરજી ઉપર છે. અથવા રાણીમાતાની ઇચ્છા ઉપર છે. તે દ્રઢ મનની છે અને તેની વહુ તેના અભિપ્રાય પ્રમાણે ચાલે છે."

"રાણીમાતા સારો છોકરો જોઇને પસંદ કરશે કેની?"

"હા જી. હું એમ ધારૂં છું મર્હુમ માનનીય તેજચંદને યોગ્ય એ મોટા દિલની બાઈ છે. નાનપણથી હું એ કુટુમ્બને આધારે હતો તે વખતથી મને એ ઓળખે છે અને મને બહુ સારી રીતે રાખતા હતા. મારા તરફની એમની લાગણી વખત જતા કદાચ બદલાઇ હશે, પણ એને વિષે હલકુ મારા મુખથી બોલી હું અધર્મ નહિ કરૂં"

"વન બિહારી, તમારા સરખાને એવી જ વર્તણુક લાયક છે પણ આપણે મુદ્દાપર એકદમ આવીએ. તમારે એક છોકરો છે. બરદ્વાનમાં એના જેવો કાન્તિવાન છોકરો ભાગ્યે હશે તમે રાજાની જાત અને કુળના છો. લોકવાયકા એવી છે કે રાણીની નજર તમારા એ પુત્ર તરફ આકર્ષાઇ છે, તેથી તેને જ વખતે ખોળે લેશે. એ તમારા હાથ તળે જ શિક્ષણ લેશે અને મર્હુમ તેજચંદ્ર સરખો પ્રતાપી રાજા થશે. મારી કલ્પનામાં કાંઇ અસંભવિત જેવું લાગે છે?" એમ કહી કમીશનરે ફરીથી તેની તરફ દૃષ્ટિ ફેરવી.

પણ વન બિહારીના મુખપર કાંઇ વિચાર જણાઇ આવતા નહોતા. પહેલાંની પેઠે જ તેનો ચહેરો દુર્ગમ્ય રહ્યો. તેણે કહ્યું, "મારા છોકરા તરફ મોટા રાણી ભાગ્યે જ મમતા રાખતા હોય. જો નાની રાણી એને દત્તક લેવાનું કબૂલ કરે તો કોરટે ચઢી સામાં થાય એમ હું ધારૂં છું."

"પૈસાથી કાંઇ માર્ગ સરલ થાય તેમ છે? રાજાની તીજોરી ભરપૂર છે એમ મેં સાંભળ્યું છે પોતાની પસંદગીના છોકરા હોય તો તેને દ્રવ્યથી સંતોષે અને તમારા છોકરાને દત્તક લેવા દે."

"મોટા રાણી ઉદાર દિલના છે અને પૈસાને તો પગની રજ સમાન ગણે છે. રાજ્યનું તમામ ધન એમને આપવાનું કોઇ કહે તો તે સર્વ પોતાના ભાઇને કે બીજા કોઈ સગાને આપી દે. એ ધર્મપરાયણ છે તેમને પૈસાની ગરજ નથી. ધનની સત્તા તેમના પર બીલકુલ નથી."

એ પછી એક કલાક વાત ચાલી પણ કશા નિશ્ચયપર કોઇ આવ્યું

નહિં. આખુ અરદ્દાન નાની રાણી કોને દત્તક લેશે તે જાણવાને ઉત્સુક થઇ રહ્યું હતું. ઘરને ખુણે અને વકીલોની ઓશીસોમા કયા કયા છોકરાને ગાદી મળવાનો સભવ છે તે ઉપર ચર્ચા ચાલતી હતી. એ બાબત ઉપર શહેરમાં બે પક્ષ પડયા હતા રાણીના નિર્ણય માટે બંને આતુર હતા.

કમિશનર પણ શો નિર્ણય થશે તે માટે ઉત્સુક હતો. ઉઠતે ઉઠતે તેણે વન બિહારી અને સત્યચરણને કહ્યું, " જેને દત્તક લે તેને એના કર્તવ્યને ઘટતી કેળવણી આપવાની કાળજી રાખવી પડશે. સગીર ઉમરનો છોકરો મોટો થાય ત્યા સુધી તેની મીલકતનો વહીવટ સરકાર કરે છે. તેને યોગ્ય શિક્ષણ મળે તેની સભાળ સરકાર લેશે કે જેથી જમીનદારને માથે જોખમદારી ભરેલી ફરજો રહેલી છે તે બજાવવાને લાયક એ થાય. "

## પ્રકરણ ૪ થું.

### સાંજની મીજલસ.

કમિશનરને ત્યાથી ઉઠીને વન બિહારીએ જગતકીશોરને ઘેર ગાડી લેવડાવી. જગતકીશોરે તેને અને બીજા થોડા મિત્રોને પોતાને ઘેર તેડી મેળાવડો કર્યો હતો. પુરીથી આવીને જગતકીશોર ઘણો ફેરવાઈ ગયો હતો. તેની તન્દુરસ્તી સુધરી ગઇ હતી તેથી તેનામાં જુવાની અને બળ આવેલાં લાગતા. તેના વડીલોના ઘરમા એના ભાઇઓ અને કાકીઓ રહેતાં હતા. પણ તે પોતે શહેરના ખુલ્લા ભાગમાં એક બગીચાવાળા પોતાના નાના ઘરમાં પોતાની પત્ની સહિત રહેતો હતો. રાણીગજના દાક્તરે તેને આ પ્રમાણે કરવાનુ કહ્યુ હતું અને તેની સલાહ પ્રમાણે વર્તવાનું તેને યોગ્ય લાગ્યુ હતું.

જગતકીશોરની એની પત્ની તરફની વર્તણુકમા પણ ઘણો ફેર પડયો હતો. તેના મદવાડમા જે ધૈર્યથી તેણે સભાળ લીધી હતી અને ચાકરી કરી હતી તે જોઇ તેનું અતઃકરણ આર્દ્ર થયુ હતું, અને આગળ કદી નહિં થએલો એવો ભાવ તેના હૃદયમા થયો હતો. આખી સાંજ તે એના ખાટલા પાસે બેસી રહેતી, તેને સારૂ નાના પ્રકારની હલકી ખાવાની ચીજો તૈયાર કરતી, અને તેનો હસ્ત ઝાલી તેને ઉંઘ આવતા સુધી મૃદુ સ્નેહપૂર્ણ વાતો કરતી. રાતમા જાગી ઉઠે ત્યારે તે તેને તપાસતી જાગતી બેઠેલી હોય અથવા પથારીને છેડે થોડો આરામ લેવા સુઈ રહી હોય. સવારના

પહોરમાં તેને ખોરાક આપતી અને તેની ચાકરી કરતી. પોતાના સુખ કરતાં તેના સુખ અને જરૂરીઆતોનો પહેલો વિચાર કરતી પતિના હ્રદયમાં આથી સ્નેહ ઉત્પન્ન થયો હતો અને આવી પતિભક્ત, અનુરક્ત પત્નીને માટે કોમળ પ્રેમની ઊર્મિ થઈ હતી.

તે વીસ વરસની યુવતી થઈ હતી અને જે જૂના ઘરમા તેઓ રહેતાં હતાં તેની શેઠાણી હતી. તેનો પતિ તેની પાસે ઘણો વખત રહેતો, પોતાના દરેક કામમાં તેની સલાહ લેતો અને તેની પ્રેમમય વાતચિત સાંભળવામાં આનંદ પામતો. તેઓ એક બીજાના મન આગળ નહિં સમજેલાં તેવાં સમજવા લાગ્યાં હતાં અને એક બીજા તરફ આકર્ષાતા હતાં. આપણા દેશમાં પ્રેમનો ઉદ્‌ભવ લગ્ન પછી આ રીતે જ થાય છે. નવ વધૂ સ્ત્રી વેશમાં આવે છે અને ઘરની ધણીઆણી થાય છે ત્યારે આજ્ઞાકારી છોકરીના અનુરાગમાં સ્ત્રીનો સુકોમળ અને ગાઢ પ્રેમ ભળે છે. આવી રીતે ફ્ક્ભવેલો પ્રેમ જીવનના અત સુધી રહે છે. પોતાની કુમળી વયમા શીખેલો, પતિ પ્રત્યેનો ધર્મ સ્ત્રી કદી ભૂલતી નથી. પતિ પણ જે બાળક કન્યા તેના ઘરમાં આવેલી અને જેના જીવનનુ વલણ પોતે જ ઘટાવેલુ અને જે પોતાની નજર આગળ સ્ત્રી રૂપમાં ખીલી હોય તેને હ્રદયમાં પ્રેમથી પોષે છે.

બહારના ખ ડમા જગતકીશોર એના માનવ ત મિત્રમંડળને મળતો હતો તે વખતે કાલીને મળવા અને પુરીની જાત્રા કરી આવ્યા માટે ધન્યવાદ આપવા ઘણા ઐરા આવ્યા હતા. વન બિહારી જેની સત્તા અને ઓળખાણ દિવસે દિવસે વધતા જતાં હતાં તેનો માનભર્યો સત્કાર જગત્‌કીશોરે કર્યો. બીજા મિત્રો એક પછી એક આવતા તેમના પ્રત્યે પણ તેણે તેવો જ વિવેક અને આદરભાવ દેખાડયો.

વન બિહારી સાથે એક ખુણામા બેસીને તેને એ ખરા મનથી આવકાર આપતો હતો. એટલામા તે વિશાળ ખ ડમા સ ગીતના સ્વર શરૂ થયા.

તેણે કહ્યુ, “ લાલાસાહેબ, (વન બિહારીને એના મિત્રો એ નામથી બોલાવતા ) તમે મને ફરીથી મળ્યા તેથી હુ બહુ ખુશી થયો છુ. બારદ્વાનથી ગયો ત્યારે મને જીવતો પાછા આવવાની આશા નહોની.”

“ તમને સાજાતાજા પાછા આવેલા જોઇને ઉલટા અમે ખુશી થયા છીએ. તમને હજી ચાળીસ વર્ષ પણ થયાં નથી. હજી બીજાં ઘણાં વર્ષ તમે જીવો એવી આશા અમે રાખીએ છીએ. હવાફેર અને મુસાફરીથી તમને બહુ ફાયદો થએલો લાગે છે. અગાઉ કરતાં તમે જુવાન દેખાઓ છો.”

“ હા, લાલાસાહેબ આ પ્રવાસથી મને ફાયદો થયો છે. જે લોકો

કદી ઘર છોડીને નીકળતા નથી તેમને જાત્રાએ જવાની ફરજ પાડવામાં ધર્મનુ કાર્ય કરાવવા ઉપરાત આગળના ડાહ્યા પુરષોની કાઈ વિશેષ મતલબ રહેલી છે. એનાથી હવાફેર થાય છે, મુસાફરી કરાય છે, નવા સ્થાન જોવાય છે અને તે સર્વથી આપણી તદુરસ્તી સુધરી આયુષ્યમા ઉમેરો થાય છે."

" હા મારી પણ એ ખાત્રી છે. મે સાભળ્યુ છે કે તમારા પૂજ્ય માતુશ્રી હવે પુરીમા રહેવાના છે."

" હા, પણ અમને એની ખોટ બહુ પડે છે. પણ હવે એનો અતનો વખત એ શાતિમા રહે એ એક ફાયદો છે મોટા ઘરની વ્યવસ્થા અને ચિતાથી એની તબીયત બગડવા માડી હતી. પુરીમા એ વધારે સુખમા રહી લાબો વખત જીવશે અમને કાગળ લખતા રહેશે."

" ખરી વાત છે. મે સાભળ્યુ છે કે તમારા પત્નીને પણ જાત્રા ઘણી માફક આવી છે પણ એમની સાથે પેલી પહાડી છોકરી કયાથી લઇ આવ્યા છે ? તે ઔરી છે નહિ વારૂ ? તેનો ચહેરો સારા ઘરની હિદુ સ્રી જેવો ઘટમદાર છે તમારા પત્નીની સેવા કરવા માટે એનાથી સરમ છોકરી કોઈ પણ નાતની ભાગ્યે મળત."

" હા એ ઔરી છે બાકુરામાથી મારી સ્રીએ તેને આણી છે એની પોતાની હકીકત કાઈ છે તેને તજી દીધેલી છે અને એનુ કોઈ નથી પોતાને ભૂલી જનાર ધણીની ખોળ કરવા એ આવી છે "

" આવી મધુર કન્યાને ભૂલી જાય તેવો ધણી કોણ છે ?'

" લાલા સાહેબ, એ બાબત જ હુ તમારી સાથે વાત કરવાનો હતો રાજાના બગીચાનો માળી માધુ તે એનો એક્કર વર છે તમારા એ નોકર પર તમારો અમલ ચલાવી એની સ્રીને પોતાને ઘેર રાખે એટલુ તમારે કરવું પડશે "

" એમ કરવામા કાઈ સત્તા વાપરવાની જરૂર પડે તેવુ નથી ! માધુને એની આ સ્રી મળે તો સુખી થાય. હવે મને સાભરે છે કે બાંકુરાથી પોતાની સ્રીને તેડી લાવવાનુ ઘણીવાર એ કહે છે. પણ આ અનાર્ય લોકો કેવા હોય છે તે તો તમે જાણો છો એ લોકો બેદરકાર અને રખડેલ હોય છે. દૂર રહેલી સ્રી કરતા પીઠુ તેમને વધારે વહાલુ હોય છે."

" એ સબધે અમે એ છોકરીને ખાતરી આપી છે. એની બાઇડીનુ ભરણપોષણ એને કરવાનુ છે તેથી પોતાનો પગાર એ દારૂ પીવામા ઉડાવે નહિ એ બાબતની સભાળ રાખવી પડશે "

" એ કામ એની ઔરીને સોપજો એવા દેખાતા મધુર ચહેરાવાળાં

ધણી સબળ ઇચ્છાશક્તિવાળાં હોય છે, અને ઘણા કોમળ હસ્ત સખતાઇથી પ્રચંડ, આડા ધણીઓને વશ રાખે છે અને તેમની પાસે દયા માગવાને કાલાવાલા કરાવે છે. આ ઔરી સ્ત્રી પોતાના ઘરમાં સ્ત્રીના હક દાખલ કર્યા વિના રહે તો જાણજો કે હું ચહેરાના દેખાવનો પરીક્ષક નથી. બાંકુરાથી આટલે દૂર પોતાના અપરાધી ધણીને શોધી કાઢવા જે આવી છે તે તેની સાથે કેમ વર્તવું તે જાણતી જ હશે. માધુ હવે પીઠામાં જાય તો એના ભોગ મળ્યા સમજજો !"

"લાલા સાહેબ, મારા મિત્ર હેમચંદ્ર ઉપર મહેરબાની કરીને રાજાની મિલકતના વહીવટનુ કામ તમે સોપ્યુ છે તે માટે હુ તમારો પાડ માનું છુ. એ પ્રમાણિક અને લાયક માણસ છે. પણ બહુ આગળ પડનાર નથી. કલકત્તામાં છ મહીના રહ્યો પણ એને કાઇ ઉદ્યમ મળ્યો નહિ. તમે એને મદદ કરી છે તથા એના પર વિશ્વાસ રાખ્યો છે તેને લાયક એ જરૂર નીકળશે. હુ એને સારી પેઠે ઓળખુ છુ."

"આવા લાયક માણસની ભલામણ તમે મને કરી માટે હુ તમારો આભારી છુ. રાજ્યની મિલકતના વહીવટનુ કામ મેં કર્યું છે તેથી માણસની પરીક્ષા કાંઇક હુ કરી જાણુ છુ. હેમચદ્ર જેવો માણસ મને ભાગ્યે મળ્યો હશે. એના હાથમા કામ આવ્યા પછી જ્યાં તમામ અવ્યવસ્થા હતી તે આખુ પરગણુ ઠેકાણે આવી ગયુ છે અને રાજની મહોરવાળા દસ્તાવેજ કરતાં એના મ્હોના વચન ઉપર લોકોને વધારે ભરૂસો છે. જાગીરમાં અવ્યવસ્થા થાય તો જાગીરદાર અને તેના નોકરોનો દોષ હોવો જોઇએ એમ મને લાગે છે. આપણા દેશના ખેડુતો પાસે માયાથી કામ લેવામાં આવે અને તેમને ઇનસાફ મળે તો હિંદુસ્તાનના ખેડુતો જેવા ગરીબ ખેડુત દુનીઆમાં બીજા કોઇ નથી."

"આ તમારા નવા કામદાર જેવો માયાળુ અને ન્યાયી માણસ તમે બધે શોધો તો પણ જડે તેમ નથી. તાલપુખરનુ એનુ ઘર તો એક ન્યાયની કચેરી બન્યુ છે. ગામડાના લોકોની બધી તકરારો એ પતાવે છે. એ પરગણામાં થોડાને જ કાયદાનો આશ્રય લેવો પડે છે. હેમની વહુને પણ અમે ઓળખીએ છીએ, એના જેવી સુશીલ અને સમજુ સ્ત્રી થોડી જ હશે. કોઇ કોઇ વાર મૂર્ખ ખેડુતો સીમાડા માટે કે ઢોરને ચરવાની જગા માટે માંહોમાંહે વઢે છે ત્યારે તે એમના બૈરાને બોલાવી કોણ જાણે શી રીતે સમજાવી દે છે કે તકરારનો નિવેડો એકદમ આવે છે અને પેલા મૂર્ખાઓને નવાઈ લાગે છે કે આપણે શા માટે લઢતા હતા."

"એ ખરે લાયક જોડુ છે બરદ્દાનના રાજાના અમલદારોનો વિશ્વાસ એમનાપર સતત રહે ને એ દીર્ઘાયુ થાય ! પણ એ ઉપરથી હેમનો મિત્ર તમારો સાળો શરત સાભળી આવ્યો. એનુ શુ થયુ ?"

"એ અમારી સાથે પુરી આવ્યો હતો ઓરિસ્સાના એક રાજા અમને બાલાસોરમાં મળ્યા હતા તેમને એ પસદ પડવાથી પોતાના રાજ્યમા એને લઈ ગયા એ ઉત્સાહી યુવક છે નવા સ્થળ અને નવુ કામ એને બહુ ગમે છે રાજ્યના ઘણા અન્યાય એણે દૂર કર્યા છે અને રાજ્યકારભારમાં સુધારો કર્યો છે એમ કહે છે. રાજ્યના તમામ મુલકમા એ ફરે છે, જગલ અને જગલી એકાત માર્ગમા ભમવુ એને ગમે છે. ત્યાંના અડધા જગલી સરદારો અને શિકારીઓ તેને ભાઇબધ ગણે છે, તેને પોતાના દિલની વાત કહે છે અને રાજ્યાધિકારી તરીકે તેનાપર વિશ્વાસ રાખે છે."

"શરતનું કામ વખાણવા લાયક છે ઉત્સાહવાળા અને દૃઢ સ્વભાવવાળા તથા જીવનમા નવા માર્ગ ગ્રહણ કરે તેવા મનુષ્યોની બહુ જરૂર છે. પણ શરત ઘર, મિત્ર, અને તમારાં પત્ની—એની બહેન—એ સર્વને તજીને બહાર ફરે છે, તે જગલના જીવનના મોહને લીધે છે એમ નક્કી તમે જાણો છો ? લોકવાયકા ખરી હોય તો એ સર્વની પાછળ કાઇ પ્રેમકથા રહેલી છે, અને પ્રેમમાં આશાનો ભગ થવાથી આમ એ ફરતો ફરે છે"

"તમારા સાભળવામા એ વાત આવી દેખાય છે, લાલા સાહેબ. મને થાય છે કે તમને બધી વાતની ખબર કયાથી મળે છે અને બધુ તમને શી રીતે સાભરે છે !"

"મારી સ્થિતિ ભયરહિત નથી. સભ્ય દેખાતા અને હસતું મ્હો રાખનારા મારા મિત્રોમાં કેટલાક એવા છે કે વન બિહારીની પડતી કાલ થાય તો તેઓ રાજી થાય આ કારણથી મારે મારી આખો અને કાન ઉઘાડા રાખવાની જરૂર પડે છે. તમારી કલ્પનામા પણ ન આવે એવે સ્થળેથી મારી પાસે વાતો આવે છે"

"એમ જ હશે. મારા સાળાના સંબધમાં એવુ થયુ કે હેમની સ્ત્રીની બહેનના પ્રેમપાશમાં એ કલકત્તામા પડયો. પણ એ વિધવા છે અને આપણા રિવાજ પ્રમાણે વિધવાથી ફરી લગ્ન કરી શકાય નહિં."

"પણ હાલ આપણા વખતમાં તો વિધવાઓએ લગ્ન કર્યા છે. વિદ્વાનો કહે છે કે આપણાં ધર્મશાસ્ત્રોમાં એની છુટ આપેલી છે અને ઘણીક બાળવિધવાઓનાં માબાપ એ છુટનો લાભ લે છે. એની સાથે લગ્ન કરવાની શરતની મરજી જ છે તો શા માટે કરવા દેતા નથી ? આવી

મનોભાવની નિરાશાને લીધે એક જુવાન માણસનુ જીવન અફળ જાય એ તો ખેદની વાત છે. ”

“ તમે સુધારાવાળા પેઠે બોલો છો લાલા સાહેબ ! ”

“ ના, દુનીયાદારીના વ્યવહારમા કુશળ માણસ તરીકે હુ બોલુ છું. જગતકીશોર ! આપણાં શાસ્ત્રો માટે મારા જેટલો આદરભાવ કોઇને નહિં હોય. પણ તેઓ આપણને સુમાર્ગે દોરવાને રચવામાં આવ્યાં હતાં. આપણને બંધનમાં નાંખવા નહોતાં રચ્યા. આજ જ્યારે આખુ જગત્ આગળ વધે છે ત્યારે આપણે પણ વધવુ જોઇએ. જગતકીશોર, મારૂ કહ્યુ માનજો, આપણી વિરુદ્ધ ગમે એટલુ બોલવામા આવે છે પણ આપણે વ્યવહાર-કુશળ પ્રજા છીએ આપણે સ્થિર રહેલા નથી પણ ધીમે ધીમે સભાળ રાખીને આગળ પગલુ ભરીએ છીએ રામ મોહન રાયના વખત પછી આપણા રીતરીવાજોમા હાલના વખતને અનુસરતો જે ફેરફાર આપણે કર્યો છે તેવો થોડી જ પ્રજા કરી શકે સાસારિક બાબતોમા આપણે જૂના વિચારને વળગીને આગળ ચાલનારા છીએ ”

“ તમે કહો તે બધુ ખરૂ છે લાલા સાહેબ, પણ જેમના અભિપ્રાય માનનીય છે એવા ઘણા હજી વિધવાવિવાહ તરફ અરુચિ દેખાડે છે. ”

“ શરતના વિચાર માટે કોણ વાંધો લે છે ? તમારા માતુશ્રી ? ”

“ ના ના, સસારના વિષયોમાથી હવે તેમણે લક્ષ ખસેડી દીધુ છે. જગન્નાથના પુણ્ય તીર્થમા ઇશ્વિરભક્તિમા એમનુ ચિત્ત લાગ્યુ છે. ”

“ ત્યારે શરતની મા વાંધો લેતા હશે ? ”

“ હા, મારા સાસુ બનારસથી આવ્યા અને એ વિવાહ તોડી નંખાવ્યો. એથી જે દુ ખનુ કારણ પોતે થયા તે તેમણે જાણ્યુ અને પછીથી મન ફેરવ્યુ છે સાધુ સતોની સલાહ તેમણે લીધી અને હવે અમને ખાસ આજ્ઞા કરી છે કે લગ્ન એકદમ કરવુ અને શરતે પોતાની નવ વધૂને લઇ બનારસ તેમનો આશીર્વાદ લેવા જવુ. કલકત્તેથી પાછાં એ બનારસ ગયા છે.”

“ ત્યારે હવે હરકત શેની રહી છે ? તમારા પત્નીને એમનો ભાઈ વિધવા સાથે લગ્ન કરે તે ના પસદ છે ? હુ નથી ધારતો કે એ સુશીલ મમતાળુ બાઈ પોતાના ભાઇનુ જીવન નિરાશ અને દુઃખી કરવાને રાજી હોય. ”

“ મારાં સાસુનો અભિપ્રાય તે જ એમની છોકરીનો સમજવો. તે ગમે તેવા નરમ સ્વભાવની છે, પણ પોતાના ભાઇને સુખ થાય તો ગમે તે

લોકનિંદા સાંભળવાને તત્પર છે. પણ મારી પોતાની હિંમત ચાલતી નથી અને હુ ખચાઉં છું."

"જાઓ જાઓ મારા સાહેબ! જગતકીશોર, જરા મરદાઈ રાખો. જે નકામી ધારતીથી બૈરાઓ ડરતાં નથી તે કાઢી નાખો. મેં પોતે શરતને જોયો છે. હું માણસની પરીક્ષા કરી જાણું છું. આપણામાં એ કાર્ય કરી શકે એવો અને દેશને ઉપયોગી થાય તેવો છે. આવી નાહક નિરાશા પાછળ જન્મારો વ્યર્થ કરવા લાયક એ નથી. તમારી સમતિ મને આપો તો હુ આજ રાતે જ બાલાસોર તાર કરૂ. બાલાસોરનો રાજા મને સારી રીતે ઓળખે છે. મારી ખાતર એ શરતને રજા આપશે. એ ઉત્સાહી યુવકની લાગણી હુ કળી શકુ છુ અને નક્કી કહુ છુ કે તાર પહોંચ્યા પછી બે દહાડામા અથવા રેલવે અને આગબોટ જ્યારે આવે ત્યારે એ બરદ્વાનમાં આવ્યો જાણજો."

"તમારી સલાહ તમારા સ્વભાવને અનુકૂળ છે. મારા જેવા હિંમત વગરના અને બ્હીકણને તમે હિમત આપો છો. તમે હિમતથા મોટી પદવીએ ચઢ્યા છો, અને મારી ખાત્રી છે કે આથી પણ અધિક અધિકાર તમને મળશે. તમારો પુત્ર બરદ્વાનનો રાજા થશે તે હુ જોઈશ અને સરકાર તમને રાજાનો ખિતાબ આપશે. તમારી સલાહ હુ માન્ય રાખું છુ તમારો આ નમ્ર મિત્ર હમેશ તમારી તરફ જ રહેશે અને તમારો આભારી રહેશે. આ રહ્યો મારો હાથ."

---

## પ્રકરણ ૫ મું.

---

### વહી ગએલો સુધરે છે.

સગીતના સ્વર લુપ્ત થયા છે મીજલસના મહેમાનો જવા મંડયા છે અને દિવાનખાનાની બત્તીઓ હોલવાય છે. અદરના ખડમાં જગતકીશોર પોતાની પત્ની પાસે બેસી શરતને મોકલવાના તાર સબધી ધીરે ધીરે વાત કરે છે. કાલીના અતઃકરણમા ઉપકારની લાગણી થવાથી તે પતિના હૃદય સરસી જાય છે. દેશ છોડીને ગએલો તેનો ભાઈ પાછો આવશે, અને પ્રેમ અને સુખનો ઉપભોગ કરશે, દુખીઆરી સુધા આનદી, પ્રેમપૂર્ણ પત્ની થશે. તેમનુ ઘર આ સસારના સર્વ સુખથી ભરપૂર બનશે, આ સર્વનો વિચાર કરતાં તેની આંખોમાં આંસુ આવ્યાં. સ્રીની કલ્પના એથી પણ દૂર જાય

છે. કાલીના મન આગળ તેના ભાઇનાં હજી જન્મવાનાં બાળકનાં દિવ્ય મુખ જણાય છે, તેઓ પોતાની ફોઈનુ નામ કાલા શબ્દોથી ઉચ્ચારે છે, અને તેને ચુંબન અને ધુળથી આચ્છાદિત કરે છે. આ કાલ્પનિક સૃષ્ટિમાં બિન્દુ પણ આવે છે. પણ બિન્દુ સાથે બીચારી ઉમાનો વિચાર આવતાં આ સ્વપ્ન જોનારની મુખરેખા કાઇક ખિન્ન દેખાય છે. એ ત્રણ જણ સાથે મોટાં થયાં હતાં. ઉમાની સ્મૃતિ તેની સખીઓના હૃદયમા હજી તાજી જ હતી.

મધ્ય રાત્રિ વીતી ગઈ હતી, દીવાની જ્યોત ઝાખી થઇ હતી પણ જગતકીશોર અને તેની પત્ની હૃદયના સુખદુઃખની વાતો કરતા હતા. એટલામાં બહારનાં બારણાં ધીમેથી ઠોકાયા. જગતકીશોર સાંભળી રહ્યા, તે ફરીથી ઠોકાવાનો અવાજ આવ્યો.

જગતે કહ્યું, " આટલી મોડી રાત્રે કોણ આવ્યુ હશે ? નોકરો બધા સુઈ ગયા છે હુ જઇને બારણુ ઉઘાડુ છુ. " એમ કહી તે બહાર નીકળ્યો. કાઇક ન સમજાય તેવી આશાથી દોરાતી તેની પત્ની તેની પાછળ અન્દર પગલાથી ગઈ.

કોઈ અજાણ્યો પુરુષ અંદર આવ્યો. ઝાખા દીવાને લીધે જગત્ તેને ઓળખી શક્યો નહિ. કાલી બીજા ખડમા ગઇ અને પોતાની ભરાઈ રહેવાની જગાએથી તે અજાણ્યા માણસને ધારીને જોવા લાગી.

જગતે પૃછ્યુ, " તમે કોણ છો ? આટલી મોડી રાતે તમે શા માટ આવ્યા છો ? "

તે અજાણ્યા આદમીએ જવાબ દીધો, "હુ એક વખત તમારો મિત્ર હતો. હવે એ સબધને લાયક હુ નથી આપણી જુની મિત્રાચારીની ખાતર એક રાત તમે મને ઉતારો આપશો તો પછી હુ મારી મુસાફરી પર ચાલ્યો જઇશ. '

આ અવાજ તરત ઓળખાયો. મોટા જમીનદાર ધનજયને આ અવસ્થામા જોઈ જગત્ ચમક્યો. તેનો ચહેરો લેવાઇ ગયો હતો, તેની આખો ખાડામાં પડી હતી, તેના વાળ વીખરાએલા હતા અને ગુંચવાઇ કપાળ પર પડેલા હતા અને તેના મુખ પર મૃત્યુની છાપ જણાતી હતી. આ પુરુષ અને ઉમાની હકીકતનો વિચાર આવતાં જગતને તિરસ્કારની લાગણી થઈ. પણ તેની જાતીય સભ્યતાથી એ લાગણી દાબી દઈ તે માયાથી બોલ્યો:

" ધનજય, આપણે મળ્યે બહુ વખત થયો. તમારી આ દશા થઈ છે ? થોડા વખત ઉપરમાં તમે અહીંના સૌથી શ્રેષ્ઠ અને મોટા માણસ હતા. તમારી મુલાકાતથી શહેરનો ગમે તે દરજ્જાનો માણસ પોતાને માન

મળેલુ સમજતો. તમારે ઘર વગરના થઈ રઝળતા ફરવું પડે છે એવો વખત આવ્યો છે ? તમારી મોટી મિલકતો છે, ધનપુરમાં મહેલ સરખું ઘર છે. એ બધાની સભાળ કોણ લે છે અને તમે આમ રખડતા કેમ ફરવા માડયુ છે ? ”

મારી મિલકતનો વહીવટ મારા બાપનો પ્રમાણિક કારભારી કરે છે. એ મિલકતના વારસ મારા ભત્રીજાઓ થશે. હુ એને લાયક નથી. મે મહાન અપરાધ કર્યો છે અને દુ:ખ પણ બહુ પામ્યો છુ હુ શાતિની ઇચ્છા રાખુ છુ પણ જગતમા કાઇ મને મળતી નથી. પહેલા મારે થોડા મિત્ર હતા. તેમાં તમારી પત્ની સૌથી સાચી હતી. મારી સ્વર્ગવાસી સ્ત્રીને તે બહેન કરતા પણ વધારે પ્રિય હતી. તાલપુખર હુ જતો ત્યારે ઘણીવાર તે મને મળતી. એના નમ્ર અને માયાળુ સ્વભાવને લીધે આજે પણ હુ અહી આવ્યો છુ ત્યારે તે મારા પર દયા કરી મમતાનો બોલ કહેશે. કાલે તો હુ જવાનો છુ અને ફરી એને તસદી આપવાનો નથી ”

કાલીથી હવે સહન થયુ નહિ તેની આખોમાથી અશ્રુનો પ્રવાહ ચાલતો હતો આઘુ ઓઢેલા લૂગડામાથી તે જણાતો હતો. તે એ ખડમા આવી તેણે ધનજયનો હાથ પહેલા પેઠે ઝાલીને અદરના ખડમા તેને બેસાડયો પછી પોતાના પતિના કાનમા કહ્યુ

“ મારી પ્રિય ઉમાનો વર આ ઘરમાથી અપમાન પામીને જાય એવુ એનો ગત આત્મા જુએ નહિ એ ગમે તેવો છે પણ મારી ઉમાનો પતિ છે એની પાસે બેસો અને એને આશ્વાસન આપો એટલામા હુ એને સારુ કાઈ ખાવાનુ કરી આપુ છુ એને ખાવાની જરૂર હોય એવુ લાગે છે ”

એમ કહી કાલી રસોડામા ગઇ અને જગત પોતાના પરોણા પાસે બેઠા એણે પોતાની દુ:ખમય કથા કહી વાચનાર એ સર્વ હકીકત જાણે છે

તેણે કહ્યુ “ ધનનો નાશ થયો છે એથી હુ દિલગીર નથી પૈસાટકાનુ મને ઘણુ નુકસાન થયુ છે પણ હજી મારી મિલકત છે મારા મિત્રો જતા રહ્યા તેનો પણ મને શોક નથી, એમાના સારા છે તે મારા તરફ ધિક્કારથી જુએ છે અને મારી વાતો કરે છે આ સઘળુ પણ હુ સહન કરી નાકુ છુ. પણ મારા મનમા એક વાત એવી છે કે જેથી મારું જીવન યાતનામય થઇ ગયુ છે જે શુદ્ધ પવિત્ર સ્ત્રી મારા પર પ્રેમ રાખતી હતી, મારા પર વિશ્વાસ રાખતી હતી, તેને રીબાવી રીબાવીને મે મૃત્યુને શરણુ કરી છે એ વિચાર નિરતર મને બાળે છે. એનુ ફીકકું લોહી વગરનું મ્હો રાત દહાડો મારી નજર આગળ તરે છે. સ્વપ્નમાં પણ તેનું ઉઘાડી આંખો-

વાળુ શ્વેત મુખ મધ્ય રાત્રે પાણીમાં તરતું હુ જોઉ છુ અને તેથી ચીસ પાડીને હું જાગી ઉઠું છું. હું ખૂનનો અપરાધી છું મારૂ કાળજું ખસી ગયું છે. મારાથી આ સહેવાતું નથી ! ”

“ ધનજય ! તમારે ધીરજ રાખવી જોઇએ. તમે મહાન અપરાધ કર્યો છે. આપણા શાસ્ત્રમા પણ કહ્યુ છે કે જ્યા સ્ત્રીઓ દુઃખ પામે છે તથા તેમને પીડા થાય છે તે કુટુબ ઇશ્વરના કોપથી નષ્ટ થાય છે. તથાપિ એવું એકે પાપ નથી કે પ્રાયશ્ચિત્તથી તેમાંથી મુક્ત ન થવાય તમને દીર્ઘ અને દુઃખકારક પશ્ચાત્તાપ થયો છે. તમે ઇશ્વરકૃપાની યાચના કરશો તો તમારા મનને શાતિ મળશે. ”

ધનજયે આ કાઇ સાભળ્યુ નહિ. તે પોતાના મન સાથે બોલવા લાગ્યો. “ એક વેળા તાલપુખરમા હુ મારે સાસરે હતો. તે વખત ચદની રાત હતી. આખુ ગામ નિદ્રાવશ થયુ ત્યારે એની સાથે હુ ચાંદનીમા ફરવા ગયો હતો. એ શાત તળાવને કાઠે અમે બેઠાં હતા અને પાણી જોતા હતા. મારા હૃદયપર તેણે પોતાનુ વિશ્વાસ પૂર્ણ હૃદય ટેકવ્યુ ત્યારે અમારા અત - કરણ રસમય ઐક્યથી ઉછળતા ચદ્રપ્રભાથી ઉજ્જવલ થએલુ એનુ મુખ ઉચુ કરી મે એને ચુબન કર્યું. આકાશ ભણી દૃષ્ટિ કરી મે ઇશ્વરને સાક્ષી રાખી પ્રતિજ્ઞા લીધી કે જીવનના અત સુધી આ મારાપર વિશ્વાસ રાખીને રહેલી કન્યાપર હુ પ્રેમ રાખીશ. જાણે એ જ્યોત્સ્નામય મુખ–સહેજ કૃશ અને ખિન્ન થએલુ એ જ મુખ–હજી હુ જોઉ છુ એ પોતાની આ- ગળી આકાશ ભણી કરે છે. કેમકે મે શપથ લીધા હતા અને ઇશ્વરની નજરે એ શપથ તોડવાનો અપરાધી છુ ”

“ આ સર્વ વાતો સભારશો નહિ. એથી તો તમે ઘેલા થઇ જશો. ”

“ એક વખત હુ માંદો હતો ત્યારે એ પોતાના પીયરથી ધનપુર આવી હતી. દાક્તર મને જોવા આવ્યો હતો તે જરા વિચારમાં પડેલો જણાયો અને ધીમે ધીમે કાઈ કહેવા લાગ્યો. હુ ગભરાઉં નહિ માટે મારી મા બહાર જઇને રોતી. પણ ઉમાનુ હૃદય આશાપૂર્ણ હતુ. તે મારી પાસે રાતદિવસ બેસી રહેતી અને ધીમે રહીને મને કહેતી કે ઇશ્વર મારી પાસેથી તમને છીનવી લેનાર નથી. એવાં વચનથી મને આશા આવી અને એના પ્રેમથી હું બળ રાખી શક્યો. આ બનાવ મારી આખ આગળ આવે છે અને એ ધૈર્યવાળી, કશાથી ન થાકનારી પત્નીને શાત અંધારા ઓરડામા એના પતિની શય્યા પાસે બેઠેલી હું જોઉં છુ. પતિને મટયું તે પત્નીનો જીવ લેવા માટે. ”

" પરમેશ્વરને ખાતર ધનંજય એવા એવા વિચાર કરવા મૂકી દો. "

" સૌથી છેલ્લો તેમ જ ત્રાસદાયક બનાવ કલકત્તાનો છે. રસ્તાપરના ઝાડ પાસે અડધી બેભાન જેવી એને ટાઢથી ધ્રૂજતી મે જોઇ. ત્યાં થઇને મારી ગાડી જતી હતી. દીવાના અજવાળાથી મે તેના મુખ તરફ જોયુ. નિઃશબ્દ થઇ કરગરતા મુખે તેણે મારી તરફ જોયું. તે કાંઈ બોલી નહિ. એને અધારામા મુકી ગાડી ઝપાટામાં ચાલી ગઇ. ગાડીમાં મારી પાસે કલકત્તાની એક જાણીતી નાટકની સ્ત્રી બેઠેલી હતી. જેવી તે બહારથી સુંદર હતી તેવી જ અતરમાં મલિન હતી. મારી અન્યાય પામેલી તે સ્ત્રીને ટાઢમાં મેં રહેવા દીધી અને તે મરણ પામી."

અડધા કલાકથી કાલી ખાવાનુ લઇને આવી હતી અને આ ઉન્મત્ત પ્રલાપ સાભળતી હતી. એનુ હૃદય ફાટે એટલુ તેને લાગતું હતું. તેણે આધુ ઓઢેલું ખસી ગયુ. તે એની હમેશની શાત પ્રકૃતિ ભૂલી ગઇ અને ઉદ્વેગથી ધ્રૂજતા ઘાટાથી તે બોલી.

" હવે સયમ કરી સુનીતિને માર્ગે ચાલો એવુ પ્રાયશ્ચિત્ત એ અન્યાય પામેલી બાળા માગે છે. એનુ પૂજ્યભાવથી સ્મરણ કરી એની જેવી ઇચ્છા હતી તે પ્રમાણે ચાલશો તો ઉમા સ્વર્ગમાંથી તમને ક્ષમા કરશે."

એ પોતાના ખરા મનથી કહેતી હતી તે જોઇ ધનજય ચમક્યો, પોતાની લવરીમાંથી જાગ્રત થયો અને તેણે ધીમા નરમ અવાજે પૂછ્યું, "કાલી તું એમ ધારે છે ? સ્વર્ગમાં રહેલી ઉમા મને ક્ષમા કરશે ? "

કાલીએ રડી પડીને કહ્યુ, " તમે સારા થઈ સન્માર્ગે ચાલશો તો એ ક્ષમા કરશે જ. ઉમાના મનને કેટલુ દુઃખ હતું તેનો ઇશ્વિર સાક્ષી છે. એ ગમે એવી ગર્વપૂર્ણ હતી પણ કોઇના પર તેણે ક્રોધ નથી કર્યો, તેમા તમારા ઉપર તો કદાપિ નહિં, એ હું જાણું છું. એની ઇચ્છા પ્રમાણે તથા એની સહાયતાની યાચના કરી ચાલશો તો પવિત્ર ઉમા પોતાનાં દુઃખ ભૂલી જઈ તમને સહાય થશે. "

આ વચનોથી ધનંજયના વ્યથિત મન પર અમૃત રેડાયું, અને દીર્ઘ શાંતિ પ્રસરી રહી. એક બાળકની પેઠે કાલીની પાછળ એ ગયો, ખાવાનું ખાધુ અને સુઈ ગયો.

એ સુતો એટલે પુષ્કળ આંસુ એની આંખોમાં વહેવા લાગ્યાં. આથી એના મન પરનો ભાર ઓછો થયો અને ઉમાના ગયા પછી એકે દિવસ નહિં મળેલી તેવી શાંતિમાં આ પશ્ચાત્તાપથી સંતપ્ત થએલો અપરાધી ઉંઘ્યો.



# પ્રકરણ ૬ ઠું.

## શોધ.

ઉમા આવી આશ્ચર્યજનક રીતે ધનંજયને છોડીને જતી રહી ત્યારે તેણે ધનંજયને જે કાગળ લખ્યો હતો તે તેણે જગતને ત્યાં આવ્યા પછી બીજે દહાડે સવારે જગતને દેખાડયો. જગતે લઇને તે પોતાની સ્રીને બતાવ્યો. આંસુ ભરેલી આંખો વડે તેણે તે વાંચ્યો.

એકાએક તેના મનમાં આશાના કિરણનો ઉદય થતો જણાયો. તેણે કહ્યું, "ઉમા ગર્વવાળી અને મન ખોલીને ન બોલે એવા સ્વભાવની હતી, અને ધર્મપરાયણ હતી. બીજી હતભાગ્ય સ્રીઓની પેઠે એ પોતાનો જીવ કહાડે એ બનવું સંભવિત છે? કાલીઘાટના બ્રહ્મચારીએ મારી માને કહ્યું હતું કે ઉમા જીવતી હશે અને કોઇ તીર્થમાં પોતાનાં દુઃખ ભૂલવા અને ભક્તિમય જીવન ગાળવા તે ગઇ હશે. આ સાધુનું વચન ખરૂ કેમ ન હોય? કાગળમાં બરદ્વાન પાસેનાં એકસોઆઠ દેવસ્થાન લખ્યાં છે. તેમાંથી એકાદમાં ધનજયને એની પત્ની જીવતી જડે અને એના મહા પાતકનો ભાર એના હૃદય પરથી હલકો થાય એ સભવે છે?"

આ આશા ઉપર વિચાર કરવામાં બીજો દિવસ ગયો. સાંજે જગત્ અને કાલી ધનંજયને લઇને ગયાં, મહાતાબચદ રાજાએ એ બધાવ્યાં હતાં. એક ચોકની આસપાસ ફરતાં બાંધેલાં હતાં તેથી તેનાં શિખર હારબધ જણાતાં હતાં. મહાતાબચંદ ઘણીવાર ત્યાં આવતો અને તે દરેકમાં નમસ્કાર કરતો. આથી તેનાં અંગ દુખતાં અને તેની ભમરપર પરસેવાનાં ટીપા બાઝતાં. મિલકતની ઉપજમાંથી એનું ખરચ ચાલતું તેથી રાણીમાતા હજી પણ ત્યા દર્શન કરવા આવતાં. બરદ્વાન જનાર લોકમાંથી, રાજકુટુબની ભક્તિના ચિહ્ન રૂપ આ દેવસ્થાનનાં દર્શન કરવા શ્રદ્ધાવાન માણસોના ટોળેટોળાં આવતાં હતાં.

જગત્ અને તેની સ્રીએ શ્રદ્ધાપૂર્વક એ મદિરમાં પૂજન કર્યું. ધનંજયે આંસુ પાડી હૃદય ખાલી કર્યું. કુમાર્ગે ગાળેલા જીવનનું પાતક ધોઇ નાંખવા માટે ધર્માચરણ કરવાની તેની સ્રીની છેલ્લી આજ્ઞા એને સાંભરી આવી. આ આજ્ઞા ઇશ્વરી હોય તે પ્રમાણે તે તેને અનુસરતો.

છેક સાંજ પડી ગઇ ત્યારે તે મંદિરના વૃદ્ધ પૂજારીને તેની પર્ણકુટીમાં કાલી મળવા ગઇ. તેણે એને નમસ્કાર કર્યા અને એ વૃદ્ધ પુરુષે આશીર્વચન કહ્યાં.

કાલીએ કહ્યું, "દેવોની સેવામા તમે ઘણા વરસ ગાળ્યાં છે તેથી ઘણા ભાવિક સેવકો તમારી આશિશ પામ્યા હશે."

"તમે ઠીક કહો છો. રાજા મહાતાબચંદે મને સેવામાં રાખ્યો હતો. એ વૃદ્ધ રાજાને ઘણીકવાર હું એક મંદિરથી બીજે મંદિર લઇ ગયો છું. એ ખરા મહા પુરુષ હતા. આપણા અંગ્રેજ રાજ્યકર્તાએ એમની કદર જાણી એમને માન આપ્યુ હતું. એમનું લક્ષ ધર્મ ઉપર ઘણું હતું. પાછલી અવસ્થામાં એ એક પણ દિવસ અહીં પૂજા કરવા આવ્યા વગર રહ્યા નહોતા એ ગયા અને એની પછી આવેલા રાજા પણ જવાની તૈયારીમાં છે."

કાલીએ પૂછ્યુ, "અહીં એકલા રાજા જ આવે છે તેમ કાંઈ નથી ને?"

"ના ના, આ શિવાલય શું ઉંચ કે શુ નીચ જે કોઇ શ્રદ્ધાવાન હૃદયથી આવે તેને માટે સદા ખુલ્લા છે"

"જીવનમા શાતિ નહિ મળવાથી ધર્મમાં શાતિ મેળવવા આવેલાં દુ:ખી જન પણ તમારી પાસે આવતા હશે."

"હા. એવા ઘણા ઘણી વાર મારી પાસે આવે છે એવા દુર્ભાગી સિવની પાસે સાત્વન મેળવવા ન આવે તો બીજા કોની પાસે જાય?"

"થોડા દહાડા ઉપર કોઈ સુંદર યુવતી તમારી પાસે આવીને પોતાની દુખમય કથા તમને નિવેદન કરી તમારી મદદ લેવા આવી હોય એવુ તમને કાઇ યાદ છે?"

"એવાં ઘણાં અહીં આવે છે પણ એક યુવતી આવી હતી ને એવી મનોહર સુદરતાવાળી હતી કે હુ તેને ધારી ધારીને જોઇ રહ્યો અને તેના દુ:ખની હકીકત મે તેને પૂછી હતી તે વિધવા હતી. એનુ હૃદય દુ:ખપૂર્ણ હોવાથી બેસુમાર રૂદન કરતી હતી'

"એને વિષે હુ નથી પૂછતી હુ કહુ છુ તે તો વિધવા નથી, એના પતિએ એને તજી દીધી છે વિધવા કરતાં ઘણુ વધારે દુ:ખ એને પડેલું છે. એની આપત્તિમા એ અહીં તમારી પાસે આવી હશે એમ મેં ધાર્યુ"

"હવે તું કહે છે ત્યારે મને યાદ આવે છે મે કહી તે સ્ત્રી વિધવા નહોતી. તેણે વિધવા પહેરે તેવું કોર વગરનુ લૂગડુ પહેર્યું હતું, અને એને હાથે કે કોટે કાંઇ ઘરેણુ નહોતું પણ આસુવાળી આંખ ઢાંકવાને એણે હાથ ઉંચો કર્યો ત્યારે તેને હાથે લોઢાની બંગડી મે જોઈ હતી. સૌભાગ્યવતી સ્ત્રીઓ હોય તે એ બંગડી જીવતા સુધી પહેરી રાખે અને ભર્તા મરણ પામે ત્યારે વિધવા થએલી સ્ત્રી કાઢી નાંખે એ દુ:ખી યુવતીનો પતિ જીવતો હોવો જોઇએ. એના દેખાવ અને વેશ પરથી મે તેને વિધવા ધારેલી."

"ભગવાન તમારાપર કૃપા કરે અને તમારૂ જીવન જેવુ શુદ્ધ છે તેવું જ સુખમય અંતસુધી થાય. આ યુવતીએ પોતાની દુઃખકથા તમને કહી હતી ? મારા કાન સાભળવાને ઉત્સુક બની રહ્યા છે અને આશાના અંકુર ફુટવાથી મારૂ અંતઃકરણ ઉછળે છે, માટે મને કહો."

"હુ જે જાણુ છુ તે બધુ તને કહીશ. પણ આ સ્ત્રીએ પોતાની કાંઇ હકીકત કહી નથી."

"તાલપુખરથી કે ધનપુરથી એ આવી છે એમ કાઈ કહ્યુ હતું ?"

"તે ક્યાથી આવી તે કાંઇ બોલી નહોતી."

"કુલકત્તામાં એનુ જીવન ક્લેશમય અને દુઃખી હતું અને તેનુ કોઇ નહોતું એમ પણ તેણે નહોતુ કહ્યુ ?"

"તેણે દુખ કે ક્લેશ વિષે કાંઈ ન કહેતા માત્ર આસુ પાડયા કર્યા હતાં."

"એનો પતિ શોધવા આવશે તો આ દેવાલયમા પાછા આવવાનુ પણ કાંઈ બોલી નહોતી ?"

"પતિ વિષે કે પાછાં આવવા વિષે કશુ તેણે કહ્યુ નહોતું"

"એ ક્યા જવાની છે અને ક્યા મળશે તે કાંઇ કહી ગઇ છે ?"

"પવિત્ર નદીઓના કાંઠાપરના જુદાં જુદા તીર્થો તથા દેવસ્થાનોમાં બીજા જાત્રાળુઓ ફરતા ફરે છે તેમ ફરવાનો તેનો વિચાર હતો."

"એને વિષે બીજુ કાઇ તમે જાણુતા નથી ? કાઇ પણ નિશાની અથવા કાંઈ બોલેલા બોલ તમને સાભરતા હોય તો કહો. તમારા બોલ ઉપર એના ધણીનુ સુખ, આશા અને જીવન આધાર રાખે છે."

"તે એક અક્ષર પણ બોલી નથી અને કાઇ નિશાની આપી ગઈ નથી અહીં દર્શન કર્યા, રડી અને બીજે દિવસે ચાલી નીકળી"

કાલી ધડકતી છાતીએ પતિ પાસે આવી અને જે થોડી ખબર લાવી હતી તે તેને કહી આતુર થઇને જગતે તપાસ ચાલુ રાખી અને દરેક દહેરાના પૂજારી તથા નોકરને પૂછ્યુ પણ કાઈ ખબર મળી નહિ. વિધવા વેષે એક સ્ત્રી આવી હતી તે એક રાત રહી બીજે દહાડે જાત્રાળુઓ ભેગી ગઇ હતી એટલુ સર્વે કોઈ જાણુતા હતા. એક સ્ત્રીએ કહ્યુ, "એનો વરૂ તરત જ મરી ગયેલો હશે કેમકે તેના કપાળ પર કકુનો ચાંલ્લો હતો."

એની જોડે હતા તે જાત્રાળુઓ કોણુ હશે ? બરદ્વાનથી આવેલા કોઇ માણુસો હશે ? બધા વચ્ચે આવીને મદિરમા રહેનાર એક છોકરાએ કહ્યુ,

"એ બધા અજાણ્યા લોક હતા. ફક્ત ગોઇપુર ગામની ગોવિંદની મા તેમાં હતી. એ તો એને ગામ પાછી ગઇ."

પાલખીમાં બેસીને કાલી પોતાને બારદાનમાંને ઘેર ગઇ ત્યારે મધ્ય રાત્રિ થઈ હતી. પણ જગત્ પાછો આવ્યો નહોતો. ધનંજયની જોડે એ ગોઇપુર ગયો હતો. રાત અંધારી હતી. ખેતરમાં થઇને જવાના રસ્તા શિયાળાની ઝાકળથી ભીના થએલા હતા. ત્યાં થઇને જનારા આ આતુર પુરુષો પર તારાનું શાંત તેજ પડતું હતું.

પાછલી રાતે ગોવિંદની માને પેલા શોધ કરવા નીકળેલાઓએ જગાડી. એક સુંદર જાત્રાળુ યુવતી તેની પાસે આવી રૂદન કરતી હતી પણ તેણે પોતાની દુઃખકથા કોઇને કહી નહોતી. એટલી હકીકત આંખમાં આંસુ આણી તેણે કહી.

"તેણે કહ્યું, "એ કેવી મધુર છોકરી હતી. પણ ભગવાને એને માથે દુઃખ નાખ્યુ હતું. એ બાપડી વિધવા હતી. અમે સાથે આગગાડીમાં અને પગ રસ્તે ઘણી મુસાફરી કરી હતી અને ઘણાં દેવસ્થાનમાં ગયા હતાં. દેવસ્થાનમા જતી પીળાં વસ્ત્ર પહેરેલી સાધ્વી સ્ત્રીઓમા ઘણીવાર તે મળી જતી અને પોતે એવા પીતવસ્ત્ર ધારણ કરી તેમના જેવાં થવાનું કહેતી હતી. રસ્તા પરના ઝાડ નીચે રસોઈ કરતી ત્યારે મે તેના દુર્ભાગ્યની વાત પૃછી પણ તે કાંઇ બોલી નહિ અને રડ્યા કર્યું. તેના માબાપ તાલપુખરનાં રહેનાર હતા અને એને ધનપુર પરણાવી હતી એમ તેણે કહ્યુ હતું."

પેલા બેના મનમાં નવી આશાનો ફણગો ફુટયો. એ બે સ્થળના નામથી તેમની લગભગ ખાતરી થઇ કે એ દુઃખી સ્ત્રી ઉમા જ હોવી જોઇએ.

ધનજયે કહ્યુ, "પણ બાઇ, તમે છેલ્લી એને ક્યા દીઠી હતી? તમે ક્યાંથી એનાથી છુટાં પડયાં? તમારા બોલ સારા શુકનવાળા હશે તો ધનપુરનુ સર્વ ધન તમારા પગ આગળ આવી પડશે અને તેનો પતિ તમને સદા આશિશ દેશે."

"શુ એનો વર છે? શુ એ વિધવા નથી ત્યારે? મને એમ લાગતું હતું જ. એ ઘણી શરમાળ અને થોડા બોલી હતી. વળી એના કપાળમાં ચાંલ્લો પણ હતો. અમે ઘણા દહાડા સાથે મુસાફરી કરી પણ પોતાના ધણી વિષે એણે કાંઇ કહ્યુ નહોતું."

ધનજયે ધ્રુજતા હૃદયથી કહ્યુ, "એમ હશે, પણ કઇ જગાએથી તમે એનાથી જૂદાં પડયાં, અને છેલ્લી તમે એને ક્યાં જોઈ એ મને કહો."

"અમે છુટાં પડયા જ નહોતાં. બીજા જાત્રાળુઓ જોડે અમે બારદાન

પાછાં આવ્યાં, ત્યાંથી એ મારી જોડે આ ગામમાં આવી અને પાસેની ઝુંપડીમાં થોડા દહાડા રહી હતી અને મેળે રાંધી ખાતી. પણ લોકોએ એને વાસ્તે પૂછપરછ કરવા માંડી એટલે એ કાયર થઇ. બે દહાડા ઉપર જ કેટલીક સ્ત્રીઓ ગયા જતી હતી તેમની જોડે ગઇ છે. ગયામાં પીળાં વસ્ત્ર પહેરીને જે તપસ્વિનીઓ રહે છે તેમની દીક્ષા એ લેવાની છે."

ધનંજયે કહ્યું, "ભાઇ જગત્, તમારૂં કામ હવે પૂરૂં થયું છે. હવે એ શોધ મને એકલાને કરવા દો. મારે દુનીઆમાં બીજું કાંઇ કામ રહ્યું નથી. હું રઝળતો રખડતો તમારે ત્યાં આવ્યો ત્યારે તમારી સ્ત્રીએ મને આવકાર દીધો અને તમારા જેવા શુદ્ધાચરણના માણસની સહાયતાને લાયક હું નહોતો પણ તમે મને મદદ કરી છે. મારી છાતીપરથી મોટો ભાર ઉચકાઇ ગયો છે અને મારા આત્માનું મહાપાતક ધોવાઈ ગયું છે. હવે મારી સ્ત્રી જીવે છે એમ જાણ્યા પછી મારામાં બળ આવ્યું છે અને એ જડશે ત્યાં સુધી એની શોધ કરીશ, અને નહિ જડે તો શોધતો મરીશ."

બરદ્વાનથી આખી રાત આગગાડીમાં મુસાફરી કર્યા પછી બાંકીપુર આવે છે. બાંકીપુરથી રેલવેની એક શાખા છે તે ગયા જાય છે એ શહેર દેવસ્થાનોથી ભરપૂર છે. ગુજરી ગએલા પૂર્વજો અને સગાંનું શ્રાદ્ધ કરવાને દરરોજ ઘણા હિંદુ જાત્રાળુઓ ત્યાં જાય છે. ફલ્ગુ નદીના બાંધેલા આરા ઘણા છે. ત્યા શ્રદ્ધાવાન પુત્રો અને દુઃખી સગાં ગત આત્મા માટે તર્પણ કરે છે. મૃત્યુ પામેલા માટે આપણા હિંદુઓ જેવો પૂજ્યભાવ બીજી કોઇ પ્રજામાં નહિં હોય. ગયામાં જે શ્રાદ્ધવિધિ કરવામાં આવે છે તેમાં ઘણો જ ગૂઢ ધાર્મિક મર્મ રહેલો છે.

આવી જગાએ જ્યાં જાત્રાળુઓના ટોળેટોળાં આવે છે અને ઉતાવળી આગગાડીમાં પાછા જાય છે, અને પાછળ કાંઇ તેમની નિશાની રહેતી નથી, ત્યાં કોઇ સ્ત્રી પોતાનું નામ નિશાન આપ્યા વગર આવી હોય અને તરત પાછી ગઇ હોય તો તેનો પત્તો મેળવવાને પ્રયાસ કરવો લગભગ વ્યર્થ છે. પણ ધનંજય હિંમત હાર્યો નહિં. એ શોધ એ એના જીવનનો મુખ્ય હેતુ અને પાપનું પ્રાયશ્ચિત્ત થઇ હતી.

ધનંજય આખી સાંજ ગયાના ધૂળવાળા રસ્તાઓમાં ભટક્યો. તેણે દરેક દુકાને તપાસ કરી. પથ્થરના પ્યાલારકાબીઓ જે માટે ગયા પ્રસિદ્ધ છે તેના વેચનારને પણ તેણે પૂછ્યું. મંદિરો પાસેની સાંકડી ગલીઓમાં પીતળની મૂર્તિઓ વેચનાર સ્ત્રીપુરુષોને પૂછી તજવીજ કરી. અંધારા ખુણા શોધી વળ્યો, દહેરામાંથી નીકળતાં જાત્રાળુઓનાં દરેક ટોળાં પણ જોયાં અને

નદીને કિનારે પૂજારીઓ તથા મોડા આવેલા જાત્રાળુઓને પૂછતો પૂછતો તે ચાલ્યો.

ફરતા ફરતા રાત પડી પણ તેણે શોધ જારી રાખી. રસ્તાપરની દુકાનમાંથી ચોખા ખાઇ લીધા અને નદીમાંથી પાણી પી પગથીઆં પર વિશ્રામ લેવા બેઠો. મોટા મંદિરમા રાતના શયન સમયની આરતિના ઘંટ વાગ્યા. નદી તરફથી સાંજનો મૃદુ પવન વાતો હતો. ધનંજય થાકી ગયો હતો, તેના પગે વાગેલુ હતુ અને મનમા ઉદ્વેગ હતો તેથી પથરને અઢીંગીને બેઠેલો ત્યા જ ઉંઘી ગયો

રાત અંધારી હતી અને સ્થળ શાંત હતું. ઠંડક વધારે થતી ગઇ અને મંદિર તથા બજારની ગડબડ બંધ થઇ. એટલામા એ થાકેલા મુસાફરને કોઇએ સ્પર્શ કરી જગાડયો તેણે ઉંચુ જોયુ તો એક વૃદ્ધ પૂજારીને પાસે ઉભેલો જોયો.

"બધા જાત્રાળુઓ સુઈ ગયા છે એવે વખતે તું અહીં એકલો કેમ છે ! તુ કોણ છે ?"

"હુ બરદ્વાનથી આવુ છુ અને બે દહાડા ઉપર જે જાત્રાળુઓ અહી આવ્યા છે તેમને ખોળુ છુ. એ જાત્રાળુઓમા એક જવાન સ્ત્રી આવલી છે તેના પતિની ખુશી એને પાછી લઇ જવાની છે."

"એ જાત્રાળુઓના નામ તને ખબર છે ?"

ધનંજયે કહ્યુ, "હા" તેણે ગોઇપુરથી એ સર્વ હકીકત મેળવી હતી.

"ત્યારે તારે બહુ શોધવા જવુ પડે તેમ નથી મારી સાથે ચાલ."

પૂજારી તેને મોટા મંદિરમા લઇ ગયો એની અંદર સેંકડો ગોર રહેતા હતા આ તપાસની હકીકત તથા શોધ કરનારને સારો બદલો મળવાની વાત સાંભળી બધા પોતાની ચોપડીઓમાથી નામ ખોળવા મંડયા. ગોરની આ ચોપડીમા નામ લખાવ્યા વગર કોઇ જાત્રાળુ ગયાથી જતા નહિ.

નામ જડયા એટલે એક પંડયાએ કહ્યું, "આ રહ્યાં, એ પાચ જણ હતા મા, બાપ અને એમની બે પરણેલી છોકરીઓ હતી, અને તેમની સાથે આવેલી એક જુવાન વિધવા હતી"

"એ સ્ત્રીનુ નામ શુ છે ?" ધનંજયે ઉત્સુક થઈ પૂછ્યું.

ગોર કહે, "મારી ચોપડીમા નથી લખ્યું કેમકે તેણે પોતાનું નામ કહ્યું નહોતું એ તાલપુખરમા જન્મી હતી અને બાનપુર પરણી છે."

"ધનપુર કે બાનપુર ?"

"કોણ જાણે લખેલુ ચોખ્ખું નથી અને છેકાઇ ગયું છે."

"એ સર્વ હવે ક્યાં છે ?"

"હું ધારૂં છું કે હજી ગયામાં છે. હું એમની સાથે હતો અને બધાં મંદિર ફેરવી આવ્યો છું. સાંજરે મને દક્ષિણા આપી તેઓ મારી આગળથી ગયાં. એક દુકાનમાં એ ઉતર્યા છે ત્યા તે સુવા ગયાં હતાં."

"એ કઇ દુકાન ?"

"ગોપાળ કંદોઇની દુકાન."

"જલદી કરો. એ મંડળને ખોળી કહાડશો તો તમારી મહેનત અફળ નહિ જાય."

મધ્ય રાત્રે ગોપાળ કંદોઇને ઉંઘતો ઉઠાડયો. તે પથારીમાથી ઉઠીને આંખો ચોળતો અને બડબડતો આવ્યો "ગરીબ ધંધાદાર માણસોને રાતે આ વખતે ઉંઘતા જગાડવાનુ શુ કામ પડયુ ભાઈ સાહેબ ? તમે પોલીસ-વાળા છો, ગામમાં કોઇનું ખૂનખુન થયુ છે કે શુ ?'

એક ચળકતો રૂપીઓ આપવાથી આ ઉંઘમાથી જાગેલો માણસ શાંત થઇ ગયો.

ધનજયે કહ્યુ, "તારી દુકાનમા જે જાત્રાળુઓ ઉતર્યા છે તેમની સાથે મારે વાત કરવી છે. હુ તને વધારે વાર ખોટી નહિ કરૂ"

"કયા જાત્રાળુઓ ?"

"કેમ, બરદ્વાનથી આવેલા તે. એક પુરુષ અને ચાર સ્ત્રીઓ હતાં ને અહીં બે દહાડા રહ્યા હતા તે."

"અરે, એ લોકો તો સાંજે વાળુ કરીને તરત અહીંથી નીકળ્યા છે એને તો ત્રણ કલાક થઈ ગયા."

"એ બધા કયા ગયા ભાઇ ?"

"એ તો મને ખબર નથી. હુ કાંઇ પોલીસવાળો નથી અને સારા માણસોને માટે પૂછપરછ કરનાર પણ નથી." એમ કહી એને ઉઠાડનાર ઉભેલા હતા તો પણ તે પોતાની દુકાનનુ ખપેડાનુ બારણુ ઢાંકી દેવા મંડયો.

ધનજયે કહ્યુ, "જરા ઉભો રહે. તારી દુકાનેથી શી રીતે ગયા ?"

"હુરનમનુ ગાડુ ભાડે કરીને ગયા ચાર બૈરા એમા બેઠાં અને એ નીકળ્યુ એટલે પેલો આદમી ચાલતો ગયો."

બારણું બંધ કરીને ગોપાળ સુતો આમ ઝટ લઇને એક રૂપીઓ મળ્યો હતો એટલે તે બહુ નારાજ થએલો નહોતો.

પંડયાએ કહ્યું, "હવે આપણે શું કરવુ ? આ નકામી શોધ પડતી મૂકો. આમ ભટકતે થાકશો એટલે એ બૈરી પોતાના ધણીને ઘેર એની મેળે

જશે. પવનને અને ભટકતી સ્ત્રીને કોણ પાંજરામાં પુરી શકે તેમ છે?"

ધનંજય ખીજવાઇને બોલ્યો, "તમારા વિચાર તમારી પાસે જ રહેવા દો. આપણું કામ પૂરૂ થયું નથી. ગાડાવાળા હુરનમનુ ઘર ચાલો શોધી કાઢીએ."

ગાડાવાળાનુ ઘર ખોળી કાઢ્યુ, અને ઘણા ધાંટા પાડયા ત્યારે તેની સ્ત્રી ઉઠી. તેણે બીકથી ધ્રુજતી આવીને બારણું ઉઘાડયું. આટલી રાતે આવનાર સરકારનાં માણસો હશે અને વેરો ન ભરવા માટે તેના ધણીને પકડવા આવ્યાં હશે એમ તેણે જાણ્યું. આંખો ચોળતે અને રોતે રોતે તેણે કહ્યું, "પણ એ તો ઘરમાં નથી."

ધનજયે પૂછ્યુ, "બાઈ, તારો ધણી ગાડુ ભાડે લઇ કોઇક ઠેકાણે ગયો છે ખરૂ વારૂ?"

એ સ્ત્રીએ ધ્રૂજતે ધ્રૂજતે કહ્યુ, "હા પણ એ લુચ્ચો માણસ નથી કે સરકારને વેરો ન આપી ઠગે."

"સરકારના વેરાને ને અમારે લેવા દેવા નથી. અમે તો કોઇ બાઇડી ખોવાઇ છે તેની ખોળમાં આવ્યા છીએ."

"અરે ભગવાન! મારા ધણીનુ શું થશે? કોઇની બાયડી કે છોકરીને જાણીને એણે સતાડી નહિં હોય એ મારી ખાતરી છે. મારા ગરીબ ઘરમાં એવી કોઇને હું ઉતારો આપુ જ નહિં. અમે મહારાણીની ગરીબ પણ પ્રમાણિક રૈયત છીએ. એનો હુકમ્ તોડીએ તેવાં નથી."

ધનજયે કહ્યુ, "એ અમે જાણીએ છીએ." એમ કહી તેના હાથમાં એક રૂપીઓ મૂકયો. તારા ધણીએ કાંઇ ગુન્હો કર્યો નથી પણ એ ખોવાએલી સ્ત્રીના ધણીએ એને તેડવા મોકલ્યુ છે. હુરનમના ગાડામાં કયે રસ્તે તે ગઇ છે તે ફક્ત જાણવું છે."

ધીમી પડી તે સ્ત્રી બોલી, "એ મને ખબર નથી. મારા ધણી ગાડામાં લઇ ગયા તે આદમીઓને મેં તો દીઠાંએ નથી. એ તો આઠ વાગે ગોપાળની દુકાને ગાડુ લઈ ગયા ત્યાંથી એ લોકો બેસીને ગયાં."

ગોરે પૂછ્યું, "એ ક્યારે પાછો આવશે? કેટલે આઘે જવાનું છે અને ક્યારે પાછો આવશે એ તો તને કહી ગયો હશે."

"એને માટે બપોરે ખાવાનુ કરી મુકવાનુ મને કહ્યું છે. બુદ્ધ ગયાથી પાછલે પહોરે પાછા આવશે એમ કહ્યું છે."

ધનજયે કહ્યું, "થયુ ત્યારે." એમ કહી પંડયાને ખેચીને બુદ્ધ ગયાને રસ્તે ચાલ્યો. "અહીંથી એ બહુ આઘું નથી અને ગાડુ આપણાથી ત્રણ કલાક અગાઉ નીકળ્યુ છે. પંડયાજી! હિંમત રાખો. સહવાર થતા

પહેલાં આપણે બુદ્ધ ગયા પહોંચી જઇશું. ઉતાવળા જઇએ તો ગાડાને રસ્તામાં પણ પકડી પાડીએ."

પડયાએ ઉત્સાહથી જવાબ દીધો, "ચાલો ત્યારે." એની મહેનત માટે એને સારી પેઠે સંતોષ્યો હતો અને કામ સિદ્ધ થાય તો મોટી રકમ ઇનામમાં મળવાની આશા હતી. એણે મનથી વિચાર કર્યો કે "આવી નાસી ગએલી સ્ત્રીઓ શોધવાનું કામ ઘડી ઘડી મળે તો અમારા ધંધામાં ઠીક કમાઇ થાય."

ગયાના બીજા માણસો જેવો પડયો શરીરે પ્રચંડ હતો અને ધનંજયે દૃઢ નિશ્ચય કર્યો હતો. અંધારામાં તેઓ ભોય કાપતા ગયા. ખડબચડે રસ્તે વખતે ઠોકર પણ વાગતી. એમાંથી કોઇ બોલતું નહોતું. રસ્તે એક બે બળદના ગાડા મળ્યા તેમાં તપાસ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. રસ્તે મળે તેટલા બધા માણસોને પૂછ્યું પણ બરદ્વાનથી આવેલાં માણસોની ખબર મળી નહિ.

પ્રભાત થયું અને પૂર્વાકાશમાં અરુણોદય થવાથી અગ્નિ સરખો રાતો રંગ દેખાવા લાગ્યો. એ વખતે ધનંજય અને પડયો થાકેલા બુદ્ધ ગયા પહોચ્યા. જાત્રાળુઓના ગાડા છૂટવાની અને બળદ ચરાવવાની જગા તેમણે તરત શોધી કહાડી. તપાસ કરતા હુરનમ આખી રાતની મુસાફરી કરી, આગળ બેસી નિરાતે ચલમ પીતો બેઠેલો તેમણે દીઠો.

પડયાએ કહ્યું, "ભાઇ હુરનમ, મને લાગે છે કે ગયાથી બુદ્ધ ગયા આવવાનું તને ઠીક ભાડું મળ્યું હશે."

"નારે પડયાજી, આજ જાત્રાળુઓ આગળ જેટલા પૈસા ક્યા આપે છે. આગળના જેટલા જાત્રાળુ જ હવે રહ્યા નથી અને અમારે ગાડાવાળાઓને કાઇ કમાણી નથી રહી. પણ શું કરીએ બાપદાદાનો ધંધો પડયો તે કાઇ છોડી દેવાય ? મારે તમારૂં દેવું છે તે હું ભૂલી નથી ગયો. વરસ ઉતરતાં વ્યાજ શીખે તમને આપી દઇશ. આજ તો મને થોડા પૈસા મળ્યા છે અને ઘેર મારી બાઇડી ભૂખે મરે છે."

"ભાઈ, તારી બાઇડી તો કાંઈ ભૂખે મરતી નથી. બપોરે તારે સારૂં ખાસું ખાવાનું કરી રાખવાની છે ને ! હું મારૂં લ્હેણું લેવા નથી આવ્યો. ઉલટા આ ઉદાર ભાઇસાહેબ તને કાંઈ ઇનામ આપવા ધારે છે. તારા ગાડામાં આવેલા માણસ વિષે ખબર આપે તો લે આ રૂપીઓ, તારી બાઇડી માટે એનો સાલ્લો લાવજે."

ગાડાવાળાની આંખો ખુશી અને આતુરતાથી ચળકવા લાગી. "ભ-

ગવાન તમારૂં ભલું કરે. પંડયાજી, તમે અમારા ઉપર સદા મહેરબાન છો. મારાં બાઇડીછોકરાં તમને આશિશ દેશે. ગાડામાં આવેલાં માણસો સંબંધે હું વધારે જાણતો નથી. ચાર બાઈડીઓ હતી અને એક આદમી હતો. તે તો આખે રસ્તે ચાલીને આવ્યો છે."

"હા, હા, તે તો અમ પણ જાણીએ છીએ. પણ એ સહુ ક્યાંથી આવ્યાં અને બાઇડીઓ કેવી દેખાતી હતી તે તો કહે."

"બંગાળાના કોઇ કુલીન કુટુંબની હોય તેવી જણાતી હતી. એક આધેડ હતી. બીજી બે પરણેલી હતી તેની પેલી મા હોય એમ એમનાં લૂગડાં ધરેણાંપરથી લાગતું હતું. ચોથી હતી તે બોલ્યા ચાલ્યા વગર બસી રહી હતી. તેના હાથમાં કાંઈ પહેરેલુ નહોતું. આ પવિત્ર સ્થળોમાં દર્શન કરવાને ઘણી વિધવાઓ આવે છે, પંડયાજી."

"તેમને અહીં આવે કેટલી વાર થઈ અને તેઓ કયા ગયાં છે? તારા ગાડામાં પાછા ગયા જવાનાં છે?"

"ના, પડયાજી, મારૂ ભાડુ તો ચૂકવી દીધુ છે અને મને રજા આપી છે એટલે હુ જાણું છુ કે અહીં એક બે દહાડા રહેવાના હશે. એક કલાકથી અમે આવ્યાં છીએ. બુદ્ધ ગયા કાંઈ મોટું નથી. તમે તપાસ કરશો તો એ લોકો મળશે."

ધનજયે કહ્યુ, "પડયાજી, હવે તમારૂ કામ નથી. આખી રાત તમે મહેનત કરી તે બદલ આ થોડા રૂપીઆ લો, બાકીનુ હું મારી મેળે કરી લઈશ. આટલો પત્તો આપ્યો છે તો ઇશ્વિર મારી શોધ ઝટ સફળ કરશે!"

હરનમના ગાડામાં પડયા ગયા ગયો. ધનજયે તપાસ શરૂ કરી. દરેક દુકાને અને દરેક જગાએ જયા જાત્રાળુઓ એકઠા થયા હતા ત્યા તેણે તપાસ કરી. આખરે બરદ્વાનવાળા માણસો જડયાં. તેમાના પુરુષને બોલાવતાં તેનું હૃદય ધડકવા લાગ્યુ.

"બરદ્વાનથી આવેલા ગૃહસ્થને નમસ્કાર કરૂં છુ. હુ ત્યાનો જ છુ. આ સ્ત્રીઓને આ પવિત્ર તીર્થમાં જાત્રા કરવાને તમે લઈ આવ્યા છો. તેમના મનની ઇચ્છાઓ પ્રભુ સફલ કરો. પણ તમારી સાથે એક બીજી સ્ત્રી હતી. એમ તમારા ગોર કહેતા હતા. તે તો અહીં નથી. એ કયાં ગઈ!"

"મહેરબાન સાહેબ! તમને નમસ્કાર કરૂ છુ. મારી આંખો મને ઠગતી ન હોય તો હુ ધનપુરના જમીનદાર જોઉં છુ. એમની જાગીરમાં અમે રહીએ છીએ. તમે મળ્યા એ તો અમારૂ મોટું ભાગ્ય. ધનપુરના જમીનદારને પ્રણામ કરો." એમ કહી તેણે પોતાની સ્ત્રી તથા છોકરીઓ તરફ જોયુ.

સ્ત્રીઓ પગે પડી. પછી પેલાની સ્ત્રીએ તેને કાનમાં કાંઇ કહ્યું, એ-ટલે તે ધાંટો પાડીને બોલ્યો, "મારી સ્ત્રી કહે છે કે કલકત્તામાં આપનાં ધણીઆણી ગુજરી ગયા સાંભળીને એ બહુ દિલગીર થઇ છે. પરમેશ્વર પાસે એ માગે છે કે તમે ફરીથી લગ્ન કરો અને તમારી મોટી મિલકતને લાયક વારસ પુત્રપૌત્રનુ ઘણું સુખ જુઓ."

ધનજયના મનમાં લાગ્યુ કે આ બોલકણી બાઇડી અને એના આશીર્વાદ જહાનમમા જાય. પણ તે સભ્યતાથા બોલ્યો, "તમારી પત્નીને નમસ્કાર કરૂ છુ. અને એમની સારી લાગણી માટે આભાર માનુ છુ. પણ તમારી સાથે જે જુવાન સ્ત્રી આવી હતી તેને વિષે જે જાણતા હો તે કહો."

જમીનદાર તરફ કંઈક શકમદ નજરે જોઈ તેણે કહ્યુ, "હું એને વિષે ઝાઝુ કહી શકતો નથી." જમીનદારની કલકત્તાની રીતભાતની થોડી ઘણી ખબર તેને હતી તેથી ગયા નાસી આવેલી જુવાન સ્ત્રી સંબધી પૂછપરછ એને પસદ પડી નહિ. "એ કોઈ જુવાન વિધવા હતી. અમારા મનમાં કે જાત્રા કરવાને અમારી સાથે આવે છે તેથી એને જોડે લઇ આવ્યા. એના મનમાં ખોટો ઇરાદો હશે તો ઇશ્વર એને પૂછશે. અમે તો સીધે રસ્તે ચાલનાર છીએ. એવા સાથે જવુ પણ અમને ગમે નહિ. અ-મારી પાસેથી એ કેમ અને કયાં ગઇ તે જાણવાની અમારે શી જરૂર ?"

ક્રોધ અને નિરાશાને લીધે ધનંજયે પોતાનો હોઠ કરડયો. એનુ હૃદય ઉછળવા લાગ્યુ અને મગજ ભમવા માંડયુ. પેલાં લોકને મૂકીને એ બુદ્ધ ગયાના પ્રખ્યાત મદિર તરફ ધીમે ધીમે ચાલ્યો. માથુ ફરી જવાથી બેશુદ્ધ જેવો તે દહેરાના પગથીઆપર બેઠો.

એક ગામડીઆની છોકરી પાસેની ગમાણમાથી દૂધ લઇ પોતાની ઝુપ-ડીએ જતી હતી. તેની નજર ખિન્ન થએલા ધનજય પર પડી. તે ઉભી રહી અને પોતાના મ્હો પરથી લુગડુ ખસેડીને તેણે જોયુ. એ સુદર મુખા-કૃતિપર દુઃખની છાપ તે સ્ત્રીના કોમળ અતઃકરણે જોઇ. એ ભૂખ્યો અને થાકેલો હતો એમ પણ તેણે જાણ્યુ.

તેણે ધીમેથી કહ્યું, "હુ બ્રાહ્મણની છોકરી છુ. તેથી મારા વાસણમાંથી તમે દૂધ પીશો તો હરકત નથી." એમ કહી તે થાકેલા મુસાફરની પાસે બેઠી, અને તેના મ્હો આગળ વાસણ ધર્યુ.

દૂધ પીને પગથીઆપર જ ધનજય ઉંઘી ગયો.

---

# પ્રકરણ ૭ મું.

## સુંદર સંન્યાસિની.

હિંદુસ્તાનનાં બધા તીર્થો કરતાં બુદ્ધ ગયા ધર્મકાર્યને અર્થે વધારે સમર્પણ થએલુ છે. ધનજય સુતો હતો તે જ જગાએ ઇસુ ખ્રીસ્ત પહેલાં પાચસે વરસ પૂર્વે એક ફરતો મુસાફર બેઠો બેઠો સસારનાં માણસને પડતાં દુઃખ અને પરિતાપ વિષે વિચાર કરતો હતો અને પરિતપ્ત ચિત્તે મોક્ષનો માર્ગ શોધતો હતો. એ મુસાફર ગૌતમ બુદ્ધ હતો અને એણે બૌદ્ધ ધર્મનો પ્રસાર કર્યો હતો. એ ધર્મ હાલ મનુષ્યજાતિનો ચોથો ભાગ પાળે છે. તેણે પોતાના જાતિબધુઓને તથા મનુષ્ય બધુઓને ઉપદેશ કર્યો તે એ હતો કે શુદ્ધ જીવન ગાળવુ, પ્રાણીઓપર દયા રાખવી, આપણને દુઃખ દેનારને ક્ષમા કરવી અને આપણાપર તિરસ્કાર વૃત્તિ રાખનાર પર પ્રેમ રાખવો આ ઉપદેશનો સ્વીકાર હિંદુસ્તાનના ગરીબ અને હલકાવર્ગના લોકોએ કર્યો હતો, તમ જ ચીન, જાપાન, બ્રહ્મદેશ તથા સીલોનમાં એ ધર્મનો અગીકાર થયો હતો. દૂર રહેલા તાર્તરી અને સાઇબીરીઆ સુધી એનો પ્રચાર થએલો હતો.

ઇ. સ. પૂર્વે ત્રણસેં વરસ પહેલા મહાન અશોકે બૌદ્ધ ધર્મ ગ્રહણ કર્યો હતો અને તે વખતે જણાએલી દુનીઆના છેડા સુધી એ ધર્મનો ફેલાવો કરવા માટે ધર્મપ્રવર્તકો મોકલ્યા હતા. આ પ્રવર્તકોએ ઓરિસ્સાના ડુગરોમા ગુફાઓ તથા મઠ કોરી કહાડયા છે તેમણે સીલોનમા એ ધર્મ ફેલાવ્યો, તથા પશ્ચિમના મોટા રાજ્યો—સીરીઆ, ઇજીપ્ત, મેસીડન, સાઇરીન તથા એપાઇરસ એ સર્વમા એ ધર્મનો ઉપદેશ કર્યો હતો. જીસસ ક્રાઇસ્ટ જન્મ્યો તે વખતે બૌદ્ધ ધર્મીઓ પેલેસ્ટાઇનમા રહેતા હતા અને પ્રેમ તથા ક્ષમા સબધી નીતિના ઉપદેશ કરતા હતા.

મહાન અશોકની પછી ઘણા સૈકાઓ પછી કોઈ દેશભક્ત હિદુએ બુદ્ધ ગયામા, જ્યા ગૌતમ બુદ્ધે પ્રેમના ધર્મનો સકલ્પ કર્યો હતો ત્યા હાલનુ સુપ્રસિદ્ધ મદિર બધાવ્યુ. એ મદિર, મરામત ન થવાથી પડી જવા આવ્યુ હતું પણ આ વાર્તાના સમયથી થોડા વખત પહેલા અગ્રેજ સરકારે ભૂતકાળના સ્મરણચિહ્નપર આદરભાવથી તે દુરસ્ત કરાવ્યુ હતું. એ મદિરના પગથીઆ પર ઉઘમા ધનજય પોતાના મનની વ્યથા ભૂલી ગયો.

સૂર્યોદય થયો સૂર્યનાં કિરણ મદિરના ઉચા શિખરપર પડયા અને તેનુ તેજ ચારે તરફ ફેલાયુ. આ મદિરની નજીકમા બૌદ્ધ મૂર્તિઓ તથા

પૂતળાં જ્યાંથી મળી આવે ત્યાથી એકઠા કરી રાખવામા આવે છે સીલોન અથવા બ્રહ્મદેશથી આવેલા કોઇ જાત્રાળુઓને પીળા વસ્ત્ર પહેરેલો સાધુ બધે ફેરવતો હતો. હિંદુ જાત્રાળુઓ કોઈ અહીં તહીં ફરતા હતા અને કોઇ ઝાડતળે રસોઈ કરતા હતા. થોડી દુકાનોમા વેચવાનો સામાન અને જાત્રાળુઓને પસદ પડતી મૂર્તિઓ તથા નવાઈની ચીજો પડેલી હતી. આસપાસ ઘર અને ઘાસ છાએલા ઝુપડાવાળુ શાત બુદ્ધ ગયા ગામ આવી રહ્યુ હતુ.

પગથાઆ પર ધનંજયની પાસે કોઈ સ્ત્રી બેઠેલી હતી. પીળા વસ્ત્ર તેણે પહેરેલા હતા તથાપિ તે બૌદ્ધ ધર્મની નહોતી પરતુ હિંદુ સન્યાસિની હતી. પીળા કકડાથી તેણે વાળ બાધ્યા હતા. તેમાથી થોડા કપાળપર અને થોડા ખભાપર પડયા હતા. પીળો ઝભો પહેર્યો હતો અને કમરપર એ જ રગના વસ્ત્રથી તે બાધી લીધો હતો સન્યાસિનીનો દડ તેની પાસે હતો તથા પગ ઉઘાડા હતા. તે બેભાન થાકેલા ઉઘતા પુરુષ તરફ ઘડી ઘડી નજર નાખતી અને આસુ પાડતી

ઉઘેલો પુરુષ ઉઠયો ત્યારે સૂર્ય ઉચે ચઢયો હતો તેની તરફ જોઈ રહેલી આખો તરફ નજર કરીને તેણે પોતાની આખો મીચી દીધી. તેણે હાથ જોડયા, અને કહ્યુ "હે દયાળુ પ્રભુ ! આ જો હુ સ્વપ્ન જોતો હોઉ તો મને જાગ્રત કરી જીવતો કરીશ જ નહિ "

"ઓ ધનપુરના અધીશ ! તમે મારા જેવી ઘર વગરની રખડતીની પાછળ અહી સુધી કેમ આવ્યા છો ?" સન્યાસિનીના આ વચન તે સાભળનારના કાનને પૂર્વે સાભળેલા અને પૂર્વના બનાવનુ સ્મરણ કરાવનાર ગીત સરખા લાગ્યા

"ઇશ્વિરે મારા પાપનુ ક્ષાલન કયુ છે, અને શુ મારી ઉમા, મારી પત્ની તું જીવતી છે ?"

તે સ્ત્રીએ શાતપણે જવાબ દીધો, "તમારી ઉમા અને તમારી પત્ની હવે નથી. આ પીળા વસ્ત્રપરથી તમે જાણી શકો છો કે હુ કોઈ પુરુષની પત્ની નથી. આ રક હૃદય અને આત્મા ઇશ્વિરસેવામા અર્પણ કર્યા છે"

થોડોક વખત શાંતિપ્રસરી ધનજય અતે બોલ્યો, "ઉમા, તારા હાથ મારા પર મૂક અને મને સ્પર્શથી જાણવા દે કે તુ જીવતી છે અને હુ જોઉ છુ તે મારા ભ્રમિત મગજને લીધે નથી."

ઉમાએ કોમલતાથી પોતાનો હાથ એના હાથ પર મુક્યો. આ પરિચિત સ્પર્શથી તે કપી. તરત જ તેણે હાથ ખસેડી લીધો.

"નહિ નહિ ઉમા ! મને તારે પગે પડવા દે, મને તારી ક્ષમા મા-

ગવા દે કેમકે તારા ઉગતા જીવનમાં ઘણાં દુઃખ મે પાડયાં છે અને મારા હૃદય તથા ઘરમાંથી તને કહાડી દુનીઆમાં રઝળતી કરી છે ! ”

ધનંજય તેના પગપર માથુ નાંખી આંસુથી એના પગ ધોતો હતો, એને ખસેડવાને ઉમાએ પ્રયત્ન કર્યો. આઘે ઉભી રહી શાત સ્વરથી તેણે કહ્યું·

“ ધનપુરના અધિશ ! ભૂતકાળનુ સ્મરણ કરશો નહિં, કેમકે આપણે સબધે ભૂત નષ્ટ થયુ છે. પ્રભુ પાસે ક્ષમા યાચો, એ જ માત્ર આપણા પાપ ક્ષમા કરી શકે છે. ”

“ અરે, ઇશ્વિર મને ક્ષમા કરે. એની કૃપાની મારે ખરી જરૂર છે. મે કેટલુ દુઃખ સહન કર્યું છે એ ઉમા, જો તુ જાણે તો તુ પણ મને ક્ષમા કરે. ભૂતકાળનુ સ્મરણ મને રાત દિવસ થયા કરે છે. એ વખતના દારુણ ત્રાસનો વિચાર કરતા કરતા મારૂ મગજ સતપ્ત થયુ છે અને મારી આખોમાં જોવાની શક્તિ જતી રહી છે. મારા જીવનનું અધ.પતન મને રૂધી નાખે છે. દયાની મે બહુ યાચના કરી છે પણ દયા પામ્યો નથી. ઘોર પાપની છાયા, ત્રાસદાયક મૃત્યુ, મને નિરતર વ્યથિત કરતા હતા, મારૂ લોહી ઠરી જવા લાગ્યુ હતું અને મારૂ હૃદય સ્તબ્ધ થઈ ગયુ હતું.”

“ અરે તમે ઘણુ દુઃખ પામ્યા છો. દયાળુ પ્રભુ દુઃખિતને શાતિ આપનાર છે ”

“ મધ્ય રાત્રિના પાપનાં તથા શ્યામ પાણીમા પડેલી સ્ત્રીના સ્વપ્નાં મને રાત્રે આવતા અને એ ત્રાસદાયક સ્વપ્નમાથી ઝબકી હુ જાગી ઉઠતો. જે મધુર જીવનને મે નિરર્થક કર્યુ હતું, અને જે કોમળ હૃદય મે છુંદી નાખ્યુ હતું તેનો મને વિચાર આવતો હતો. હું મોટેથી રૂદન કરતો પણ તે સાભળનાર અને મારી દયા ખાનાર કોઇ નહોતું. ”

“ ધનપુરાધિપ ! એવુ ન બોલશો. સુખદુઃખનો જે સંન્યાસિનીએ સર્વદાને માટે ત્યાગ કર્યો છે તે સબધી સાંભળવુ તેને યોગ્ય નથી. ”

“ ધર્મના આશ્વાસનને લીધે તે તો સુખદુઃખ તજ્યા છે, પણ મને તો દરેક પરિચિત પદાર્થ, તારૂ દરેક ચિહ્ન, ઓ ઉમા, શૂળ પેઠે ભોંકાતા હતાં. અંતે કલકત્તાનુ શૂન્ય, નિઘ ઘર છોડી હુ કાંઈ વિશ્રાતિ મળશે એ આશાએ રસ્તામા રખડવા લાગ્યો. હુ બિન્દુને ઘેર ગયો. આ જગત્મા જો શાતિ હોય તો એના ઘર અને હૃદયમા છે. નાનપણુમા તારાપર એ ઘણોજ પ્રેમ રાખતી હતી. હજી પણ તને એટલુ સભારે છે કે કોઈ સખી ભાગ્યે જ એટલુ યાદ કરતી હોય. મને લાગ્યુ કે હું તેની પાસે

દયાની યાચના કરીશ તો તે મને જરૂર આશ્વાસન આપશે."

ઉમાની આંખમાં આસુ આવ્યા. પીળા ઝભા તળેથી એનુ હૃદય ઉચું નીચું થતુ હતું. પોતાની બાલસખીને સદા કાળને માટે તજી છે એ વાતનું સ્મરણુ થતાં તેને આ લાગણી થઇ હતી.

"હું એને ઘેર ગયો, પણ કલકત્તેથી એ તો તાલપુખર ગઈ હતી. અને ત્યા મ્હો દેખાડવાની મારામાં હિંમત નહોતી. પછી મને કાલી સાંભરી. કલકત્તેથી હુ પગે ચાલતો બરદ્વાન ગયો. રાત્રે ગામડાના ઝુપડાંમાં ઘાસની પથારીમાં હુ વિસામો લેતો. એક દહાડો મોડી રાત્રે ત્યાં પહોચ્યો અને ધ્રૂજતે હાથે બારણાં ઠોક્યા. એ બધાં પુરીની જાત્રાએ જઇને પાછા આવ્યા છે. તેમણે મમતાથી મને ઉતારો આપ્યો. મારી દુઃખકથા કાલીએ સાંભળી અને તેનુ હૃદય વીંધાયુ. નાનપણની પેઠે મારો હાથ ઝાલીને તે પોતાના ખડમાં મને લઈ ગઈ અને કહ્યુ કે ઉમાનુ સ્મરણ પૂજ્યવૃત્તિથી કરશો અને તેની ઇચ્છા હતી તે પ્રમાણે વર્તશો તો એ તમને ક્ષમા કરશે. મારા પરિતપ્ત હૃદયપર એ શબ્દોથી અમૃતસિચન થયુ અને કાલીબહેનના ઘરમા હું સુતો તે પહેલી જ વાર શાતિથી ઉંઘ્યો. એની માયા અને સ્નેહનો બદલો ઇશ્વિર આપશે !"

ધનજય અટક્યો. તેના શુષ્ક ગાલપર આંસુના ટીપાં પડયાં. જરા શાંત થઈ તેણે કથા આગળ ચલાવી.

"તેં જે છેલ્લો કાગળ મને લખ્યો હતો તે તારા સ્નેહના સ્મરણચિહ્નને હું હમેશ મારા હૃદયસમીપ રાખું છુ. તે કાગળને આધારે હુ એકસો આઠ દહેરાંમા ગયો. કાલી અને જગત્ મારી સાથે આવ્યાં હતાં. ત્યાં કોઇને તારે વિષે ખબર નહોતી. ત્યાથી મને ગોઇપુર મોકલ્યો અને ત્યા મને ભાળ મળી કે તું ગયા ગઈ છે હુ ગયા આવ્યો. ત્યાં મદિર બજાર વગેરે સર્વ સ્થળમાં તારી તપાસ કરી. નદીને કીનારે તારાં સ્વપ્ન હુ જોતો હતો. વધારે શું કહું ? ઇશ્વિરે મારી ઉમા, મારો આત્મા, મારૂ જીવિત, મને પાછુ આપ્યુ છે !"

તે સ્રીનુ અતઃકરણ સન્યાસિનીના ઝભા નીચે ફરીથી ધડક્યુ. તેની આંખો ભીની હતી કાંઇ કપતા અવાજથી તે બોલી, "ધનપુરના અધીશ ! મર્ત્ય મનુષ્યના હાથમાં કોઇને ક્ષમા કરવાનુ નથી. આપણુ જીવન પાવન કરનાર મંગલમય પ્રભુ જ છે. છતાં એક સ્રીની યાચના કાંઈ કામની હોય તો પવિત્ર પ્રભુને ધામ રાતદહાડો તમારે સારૂ પ્રાર્થના કરીશ. તમે ઘણો વખત અને અત્યંત દુઃખ વેઠ્યુ છે. ભૂતકાળના અપરાધ સારૂ તમે ઉગ્ર

પ્રાયશ્ચિત્ત કર્યું છે. ઈશ્વિર મારો સાક્ષી છે કે જીવીશ ત્યાં સુધી તમારા તરફ ક્રોધનો ભાવ આ હૃદયમા નહિ રહે.”

“આવા માયાભર્યા વચન ઉચ્ચારનાર તારા મધુર ઓઠને મારી આશિશ છે. જીવનના અંત સુધી હું યાદ રાખીશ કે મે પાપ કર્યું હતું અને તે તે ક્ષમા કર્યું છે. મારા અપરાધથી કલુષિત થએલો હું તારી સમક્ષ આવ્યો છુ અને તુ મારા ઉદ્ધાર માટે પ્રાર્થના કરે છે ઉમા, તારી દુઃખકથા હવે મને કહે. તુ એકલી કેમ ફરે છે?”

“મારી કથા દુઃખપૂર્ણ નથી મંગલનિધાન પ્રભુને શરણે જાય તેને તે સાંત્વન આપે છે અહીં ઘણી સ્ત્રીઓ છે તે પવિત્ર સંન્યાસિનીઓના આશ્રમમા દાખલ થઈ જાત્રા અને પુણ્યાચરણમાં જીવન કાઢે છે. તેમાની કેટલીક ઘણે દૂર ફરેલી છે, અને એવા પવિત્ર સ્થાનો તેમણે જોયા છે કે જ્યા કોઈ જવલ્લે જ જાય છે તેવીને હુ મળી છુ. પવિત્ર ગંગા નદી જ્યાથી નીકળે છે ત્યા ગોમુખના બરફના ડુંગર એમણે જોએલા છે. કાસ્મીરમા બરફથી ઢંકાએલા પર્વતોમા દહેરા છે તે તેમણે જોયા છે. પૂર્વકાળમા રામ અને સીતા રહેતા તે ગોદાવરીના પ્રદેશ એમણે દીઠા છે અને કૃષ્ણા અને કાવેરી નદીને કિનારે આવેલા પ્રાચીન દેવસ્થાન તેમણે જોએલા છે. મહાન પ્રભુની સેવા એના અનેક મંદિરોમા કરવી અને તેના સંતાનને દુઃખ અને માંદગીમા સહાય થવુ એ એમનુ કર્તવ્ય છે, તેઓના જીવન પુણ્યમય છે. આ દીન ભટકતી સ્ત્રીને તેમણે સહાય થવાનુ કહ્યુ છે તેમના સંગમા હુ સંસારના કષ્ટ અને વ્યથાઓ ભૂલી જઈશ તેમનો પવિત્ર વેશ તો મે ધારણ કર્યો છે તેમના પુણ્ય જીવનનુ અનુકરણ કરવા પ્રયાસ કરીશ એવી સાધુતામા આનંદ રહેલો છે એમ આગળ લખી ગયા છે”

“ઉમા, તારો ઉદ્દેશ ઉચ્ચ તથા તારા શુદ્ધ જીવનને ઘટતો જ છે. પણ કલ્યાણકારી પ્રભુ તેને મંદિરે આવે તેની જ સેવા સ્વીકારે છે એમ તું માને છે? જેઓ સંસારમા રહી તેમના નિર્બળ મનુષ્યબંધુઓને સહાયતા કરે છે, દીન, રંકને મદદ કરે છે, અને જીવનની લાલચ વચ્ચે સન્માર્ગે જવાનો પ્રયાસ કરે છે તેની તેને ગણના નથી એમ તું ધારે છે?”

“ના, જેઓ સંસારમા રહીને સત્ય માર્ગનુ અનુસરણ કરે છે તે ઈશ્વિરના મંદિરમા રહેનાર કરતા ઈશ્વિરની નજરમા વધારે મોટો પરિત્યાગ કરે છે એવુ લખેલુ છે જે મનુષ્યબંધુઓ અશક્ત છે, જીવનના કર્તવ્ય કરવા માટે યોગ્ય નથી તેઓ સંન્યાસની અવસ્થામા આશ્રય શોધે છે. હુ એ વર્ગની છુ. મારાં કર્તવ્ય કરવામા ચૂકેલી છુ તેથી સંન્યાસિની થઈ પ્રાયશ્ચિત્ત કરવા ઈચ્છું છું.”

"મારી ઉમા ! તુ કર્તવ્યમા નથી ચૂકી. તે જે તપ કર્યું છે તેવુ તપ કોઇ સન્યાસી કે વેરાગીએ જગલમા અને એકાતમા પણ કર્યું નહિ હોય તારા જેવી હિમતથી અને નમ્રતાથી કોઈ સન્યાસીએ દુખ ખમ્યુ નહિ હોય. કર્તવ્યભ્રષ્ટ તો હુ થયો છુ. મારૂ ચિત્ત મલિન વિષયો તરફ ગયુ હતુ. હુ નિર્બળ છુ અને મારે આશ્રય અને ટેકાની જરૂર છે મોહાધ પતિની પાસે રહી તેનુ જીવન વિશુદ્ધ કરવામા તુ સહાય નહિ થાય ?"

"ઓ ધનપુરના ઇશ ! લોભાવશો નહિ. સ્ત્રીનુ હૃદય નિર્બળ છે અને સ્ત્રી પગલે પગલે સ્ખલન પામે છે"

"તારી વિલાપ કરતી માની પાસે પણ તુ નહિ રહે ? એને તારા સિવાય કોઈ નથી તેના ઘડપણનો ટેકો અને અત સમયે પાસે રહેનાર એને કોણ છે ? તેણે તને મોટી કરી છે. ઉમા, એના જીવનના અતમા એના જીવને ટાઢક નહિ કરે ?"

તેણે ફરીથી કહ્યુ, "હુ આવી નહિ શકુ એમ જાણ્યા છતા મને નહિ છોડો ?"

"બિન્દુ એક સગી બહેન કરતા પણ તારાપર અધિક સ્નેહ રાખે છે, તેને મળવા તુ કેમ ન આવી શકે ? બિન્દુના છોકરા માસી ક્યા ગઈ કહે છે તેમને પાસે તુ કેમ ન લઈ શકે ? તારી પ્રિય કાલીની બહેન અને સખી ફરીથી તુ નહિ થાય ? દુખીં સુધાને દિલાસો દેવા તુ નહિ આવે ? ઓ ઉમા ! તારે ઘરમા આ બધા કર્તવ્ય કરવાના છે તેના કરતા સન્યાસિનીના કર્તવ્ય તને ચઢિયાતા અને વધારે પવિત્ર લાગે છે ?"

આ બધાનુ સ્મરણ એકદમ થવાથી ડમકે ડમકે રોતા ઉમાએ કહ્યુ, "પણ મારૂ હવે ઘર જ નથી"

ધનજયે કહ્યુ, "મારી ઉમા ! આ તારા અનુતપ્ત પતિના હૃદયમા તારૂ ઘર છે. આપણા આગલા કાળનુ સ્મરણ કર આ નેત્રને તુ કેટલી પ્રિય હતી તે સભાર મારી સમુખ જબરી લાલચો આવી હતી તેને વશ થઈ હુ ભ્રષ્ટ થયો મે ઘોર પાપ કર્યું છે તથાપિ તારો સ્નેહ હુ કદી ભૂલ્યો નથી એ સત્ય માનજે તુ કન્યાવેશે પરણીને મારે ત્યા આવી. તે વખત કરતાં આજ મને વધારે મધુર લાગે છે. મારી નજર આગળ તુ સ્ત્રીવેશમા આવી તે કરતા પણ આજ આ પરિતપ્ત હૃદયને તુ વધારે પ્રિય છે જે ઇશ્વિરે મને અપરાધમાથી બચાવ્યો છે તેની ભક્તિ કરવાનો હુ પ્રયાસ કરીશ અને હવે પછી તને અનુરક્ત રહેવામા તુ મારી સહાયક થા"

ઉમાના આખા શરીરમા કપારી થઇ. મનુષ્યના હૃદયના બધા ભાવ દાબી શકાય છે અને તેનુ દમન થઈ શકે છે, બધી સ્મૃતિઓ નષ્ટ કરી શકાય છે. પણ સતી સ્ત્રી જેના ઉપર એક વખત પૂર્ણ હૃદયથી પ્રેમ રાખે છે તેને તે કદાપિ ભૂલી શકતી નથી સ્ત્રીના ચિત્તમા ઉદ્ભવતા મનોવેગને દાબી દેવા એ સુદર સન્યાસિનીએ પ્રયત્ન કર્યો, અને બોલી. તેનો અવાજ એના મનની નિર્બલતા દર્શાવતો હતો

"ઓ ધનપુરના નાથ ! આ રક અબળાને જતી મૂકો. એની નિર્બલતા તમે જાણો છો. આપણે મળ્યા હતા, આપણે જુદાં પડયા છીએ. આપણ દરેકે ગ્રહણ કરેલે માર્ગે ચાલીએ એ વધારે સારૂ છે. ઇશ્વિરસેવામા મને તો દુનીઆમા નહિ મળેલી એવી શાતિ મળી છે, અને તમારે માટે તો ઘણા ઉચ્ચ કર્તવ્ય છે, તમારા ગરીબ ખેડુતોને મદદ કરો, તમારી પ્રતિષ્ઠાને યોગ્ય તમારા દેશની અને તમારી પ્રજાની સેવા કરી શકો તેમ છે. ઇશ્વિરે તમને સુકૃત્ય કરવાને સન્માર્ગે ચઢાવ્યા છે તેનુ ભજન કરો. એક સ્ત્રીના પ્રેમ કરતા આ બધા વધારે ઉચ્ચ ઉદ્દેશવાળા છે એ કર્તવ્ય બજાવો અને આ ગરીબ દુખી સ્ત્રીને તેણે ગ્રહણ કરેલે શાત માર્ગે જવા દો. આ વધારે સારો રસ્તો છે હવે પછી આપણે પાછલી અવસ્થામા મળીએ અને હુ વૃદ્ધ થએલી હોઉં ત્યારે આપણે કદાચ મિત્ર તરીકે રહી શકીશુ. તે વખત જે નિકટના સબધમા આપણે કર્તવ્યવિમુખ થવા તે પાછો તાજો કરવાની ઇચ્છા નહિ રહે "

"મધુર ઉમા, હુ કર્તવ્યવિમુખ થયો છુ, પણ તુ મારી પાસે ફરી આવે તો ઇશ્વિરઇચ્છાથી હુ કર્તવ્યપરાયણ થઇશ. મેં તને દુ.ખ દીધુ છે અને કુમાર્ગે ગયો છુ એમાથી પાછા આવવાને તું મને સહાય થા. તારે પગે મને પડવા દે—હુ મારા ઇશ્વિરને પગે પડવુ પણ ભૂલી ગયો છુ. મારી કૃપામય દેવી ! મને તારે યોગ્ય થવાને તું સહાયતા આપ "

ઉપરાઉપરી ડસકા ભરતી ઉમા બોલી ઉઠી, "મારા નાથ, ઉઠો અને આ સ્ત્રી તે સ્ત્રી જ રહી છે એ વાતનો હુ સ્વીકાર કરૂ છુ તે સાંભળો. તમારી પત્ની તે તમારી પત્ની સદાકાળ રહેશે એ ખાતરી રાખજો. મારા નાથ, જીવતા સુધી જગતમા જ્યા જઇશ ત્યા તમારો પ્રેમ આ હૃદયમાં રહેશે. ઇશ્વિરે મને સ્ત્રી સરજી છે તો એની સેવામા જીવિત અર્પણ કર્યા પછી પણ મારા હૃદયનો ભાવ મારા મનમા એ રાખવા દેશે. આટલું સ્વીકાર્યા પછી મે ગ્રહણ કરેલે માર્ગે જવાની મને આજ્ઞા આપો. તમારી મૂર્તિ મારા

હૃદયમાં સતત રહેશે, અને અંતર્યામી ઇશ્વિરના ભજનમા પણ તમારૂ નામ હુ સાથે જપીશ એ જાણજો. આ પીળાં વસ્ત્ર ધારણ કર્યા પછી પાછાં સંસારમાં તો મારાથી આવી શકાય તેમ નથી."

"પુણ્યાત્મા પ્રિયતમા! તારૂ હૃદય તારા સ્ત્રીના કર્તવ્યોમા અનુરક્ત છે તો આ વસ્ત્ર તને રોકી શકનાર નથી લગ્નને દિવસે પહેરેલી લોઢાની બંગડી તારા હાથમાંથી તે કહાડી નાખી નથી. એ શુભ ચિહ્ન પરથી હુ જાણી શકુ છુ કે તુ હજી નવ શિષ્યા છે, તે દીક્ષા લીધી નથી. નવ શિષ્યાથી સંસારમા પાછા જઈ શકાય છે એ જ શુભ કડાને આધારે હુ તને મારી પોતાની ગણી પાછી લઇ જઇશ. તારાપર હમેશ પ્રેમ રાખતા આવેલાના હૃદયમાં તથા ઘરમા પાછી ચાલ દુનીઆની ઉચ્ચતમ, શુદ્ધતમ, અને મધુરમા મધુર સ્ત્રીને લાયક થવાનો પ્રયત્ન હુ કરીશ."

શિયાળાનો સૂર્ય મંદિર અને તેના શિખરપર તપતો હતો જેના હૃદયમા સ્ત્રીને યોગ્ય પ્રેમ હતો અને સ્ત્રીની કોમળતાથી જેણે ક્ષમા ધારણ કરી હતી તેનાપર સૂર્યનાં કિરણોનુ તેજ પડતુ હતુ. પાસેના દેવાલયોમાથી સવારના ઘંટ વાગવા માંડયા આ સમયે એક ભ્રમિત આત્મા પશ્ચાત્તાપથી સદાચારને માર્ગે આવ્યો, એક **સ્ત્રીના પ્રેમથી** વિમાર્ગ જતા આત્માનો ઉદ્ધાર થયો.

## પ્રકરણ ૮ મું.

### તાલપુખર.

**તાલપુખરમા** વસંત ઋતુ બેઠી છે. કુમળા વાસના ઝાડ લીલા થયા છે. મોટા પીપળાના ઝાડના પાદડા ખરી જઈ કુમળા ચળકતા રાતા પાદડા આવ્યાં છે. આંબાને મોહોર આવ્યા છે અને આસપાસ ચારે તરફ એની સુગંધ ફેલાઈ છે. માલતીના છોડ ઉપર કળીઓ આવી રહી છે આપણા દેશમાં અતિ પ્રશંસા પામેલા કમળના ફુલ સર્વ તળાવોમા ઉગ્યા છે

**હેમ** અને **બિન્દુ** પોતાને ગામ પાછા આવ્યા છે. કલકત્તાના બંદીખાના જેવા ઘરમાથી ત્યાં આવ્યા પછી એમના જીવને નિરાંત લાગે છે. હેમને હવે પૈસાની છુટ થઇ છે. ઘરની આગળ તેણે નવો ખંડ બાંધ્યો છે. તેમાં સવારથી સાંજ સુધી ખેડુતો ભરાએલા રહે છે. ઉત્તર હિંદુસ્તાનમાં શહેરની સ્ત્રીઓને ફરવા હરવાની છુટ હોતી નથી. એ બંધનમાંથી મુક્ત

થઇ બિન્દુ પોતાના પાડોશી અને ઓળખીતાઓને ત્યા છુટથી મળવા જાય છે. સૂર્ય ઉગતા પહેલા તે તળાવમા સ્નાન કરવા જાય છે ઘણીક વાર સાંજે તેનો પતિ ખેડુતો સાથે કામમા રોકાએલો હોય ત્યારે પોતાની કાકીને ત્યા જાય છે. ઉમા જીવતી રહી અને પતિનો સ્નેહ પામી એ સબધી વાત કરતા તેને હર્ષના આસુ આવે છે બિન્દુના છોકરા તેમની મોટી કાકીની આસપાસ રમે છે, બોલે છે, એને લાડ કરે છે અને એનુ હૃદય આનદથી ભરે છે.

શરત પોતાની નવ વધને લઈ પોતાના ગામડાના ઘરમા આવી રહ્યો છે તેમના હૃદય દિવસો અને મહીનાઓ સુધી મૂક પીડા તથા નિરાશામા એકએકને અનુરક્ત રહ્યા હતા તે પ્રબળ અને ઉત્કટ પ્રેમની લાગણી અનુભવવા લાગ્યા સુધાની ઝાખી પડેલી આખોમા તેજ આવ્યુ હતુ અને તેના ગાલપર આનદ અને સુખાકારીની રતાશ આવી હતી ગયા ઉનાળામા જે એક બાળક માત્ર હતી અને બહેનને ઘેર બિલાડીના બચ્ચા પાછળ દોડતી તે આજે સુદર પ્રેમાળ સ્ત્રી બની છે તેનુ હૃદય અતરના હર્ષથી ઉભરાતુ હતુ અને તે આનદ ટાકવાનો તે વૃથા પ્રયત્ન કરતી હતી પોતાના ઘરનુ સર્વ કામ કરતી, ઘર સાફસુફ કરતી અને પતિને સારૂ રસોઇ કરતી. આખા દહાડાના કામથી પરવારી શરત ઘેર આવતો ત્યારે તે શરમાઈ તેના પ્રેમભર્યા ચુબનમાથી છટકી જવા ( કે પ્રસગ આણવા ? ) પોતાના ખડમા ભરાઇ જતી

ફરી પરણેલી હિદુ વિધવા તરફ ત્રાસી નજરે લોકો જોઈ રહેતા સનાતનની સ્ત્રી પણ બિન્દુ પાસે ઘણી વાર આવતી ત્યારે વખત નવા નવા ફેરફાર કરે છે એમ કહેતી

તેણે ગેતા રોતા કહ્યુ, “બહેન, મે તો તને કહ્યુ જ હતુ કે કલકત્તે જઇને નાતજાતમા રહેવુ બનવાનુ નથી આ સુધાબહેનને મારૂ દહી કેવુ ભાવતુ ! હસ્યા વગર તો એ મારી જોડે બોલે નહિ. બાળપણમાથી વિધવા થએલી એ ફરી લગન કરશે એમ કોણ ધારે? બહેન, મે તો તે વખતે જ તને કહ્યુ હતુ કે આપણા કોલેજમા ભણતા જુવાનીઆઓ શુ ન કરે તે કહેવાય નહિ, જીવતા માણસના ગળા પણ તેઓ તો કાપે.”

બિન્દુએ હસીને કહ્યુ, “શરતે હજી મારી બહેનનુ ગળુ કાપ્યુ નથી એ તો એને પરણ્યો છે અને એને સુખી કરી છે ”

તે સ્ત્રી નિષ્કપટ ભાવથી બોલી, “પણ એ ગળુ કાપ્યા કરતા એ ભૂડુ નથી કયુ ? બહેન, ગામના લોક શુ કહે છે તે તો સાભળ.”

"બહેન, લોકો તો છો બોલે. એ બોલતા થાકશે. અમે તેની દરકાર રાખવાના નથી. **શરત** જેવો લાયક માણસ આખા ગામમા નથી અને મારી **સુધા** જેવી સાચી પત્ની પણ કોઈ નહિ હોય. શ્રદ્ધાવાનનો ફલદાતા ઇશ્વિર એમને સુખી કરશે."

"હા બહેન, **સુધા** સારી છે તેની મારાથી કદી ના નહિં કહેવાય હજીએ મારૂ દહીં એને ભાવે છે અને મને કૈબારત બહેન કહીને બોલાવે છે, એના ઉપર ભગવાન દયા રાખે!" એમ કહીને દુધવાળીએ આસુ લૂછ્યુ અને તે ઘેર ગઇ

બીજા પાડોશીઓ પણ આ જ પ્રમાણે કહેતા વખત ખરાબ થઈ ગયો છે, જવાન પુરુષો અને સ્ત્રીઓ સ્વચ્છદે વર્તનાર થયા છે એમ સહુ કહેતાં. છતા **શરત** તથા **સુધા**ના માયાળુ સ્વભાવ અને સૌજન્યની કોઈથી ના પાડી શકાતી નહોતી હજામની સ્ત્રી પહેલા થોડા દહાડા ન આવી પણ પછી એક દહાડો રાતે આવીને **સુધા**ને પગે પડી રોવા લાગી ધોબણે પણ થોડો વખત રહી કામ કરવુ શરૂ કર્યું સારા ઘરની કુલીન સ્ત્રીઓ પોતાને ત્યા સર અવસરે કે જમવાને **સુધા**ને તેડી શકતી નહિ, પણ તેને મળવા આવતી, કેમકે **સુધા** સર્વના ઉપર સ્નેહ રાખતી અને તેને કોઈની સાથે વેર નહોતુ નાતબહાર રહેનારને જે ત્રાસ આગળ હતો તે રહ્યો નથી લોકો જૂની રીતને વળગી રહ્યા છે પણ તેઓ વધારે વ્યવહારકુશળ થયા છે

વૃદ્ધ **તારિણી** એક વખત બરદ્વાનથી રજા પર ઘેર આવ્યો ત્યારે કહેતો હતો કે "વખતના વેગની સામે થવુ નકામુ છે **શરત** તુ દૃઢ નિશ્ચયવાળો છે તે તારૂ ધાર્યું કયુ પણ ખરી વાત એ છે કે બ્રાહ્મણોને તૃપ્ત કરવા જોઈએ, ત્યારે એમને સતોષો" **તાલપુખર**મા અગાઉ ભાગ્યે થયો હોય તેવો મોટો જમણવાર કરવામા આવ્યો. આ પછી સામા પક્ષવાળા જરા શાત થયા

ઉમા એને પીયર આવી હતી. તેણે પીળો ઝભો કહાડી નાખ્યો હતો, અને અગાઉની પેઠ હીરામોતીના ઘરેણાથી તે શણગારાએલી હતી તેણે માને પ્રણામ કર્યા અને **બિન્દુ**ને ભેટી પડી તે **સુધા**ને ઘેર આવી ત્યારે એ લજ્જા પામતી સુદરીની ડોકમા સુનાની કઠી અને હાથમા સુનાની બગડીઓ જોઇ તેની આખમા હરખના આસુ આવ્યા. તેણે તેને છાતી સરસી લઇ કહ્યું, "મારી મીઠી બહેન, ઇશ્વિર તારૂ કલ્યાણ કરો" એમ કહી પોતાની ડોકમાથી પાચ સેરની મોતીની માળા કહાડી **સુધા**ને પહેરાવી તે બોલી "બહેન **સુધા**! મારી ખાતર આ તુ પહેરજે કેમકે નાનપણથી તું

મને વહાલી હતી. તને બાલપણમાં વૈધવ્ય પ્રાપ્ત થએલુ જોઇ હુ રડતી. હવે તને સ્નેહશીલ પત્ની થએલી જોઈ મારૂ હૈયુ હરખાય છે. આ માળા મારા પતિના સ્નેહની પ્રથમ ભેટોમાની એક હતી. દયાળુ પ્રભુએ મને મારા પતિ પાછા આપ્યા છે.” આથી વધારે ઉમા બોલી શકી નહિ. સુધાને પોતાની છાતીએ ચાપી રાખીને માત્ર રોયા કર્યું. દુઃખ પામેલી સ્રીને બીજી દુખીઆરીને માટે જે ખરી લાગણી થાય–અનુકપા થાય, તેવા શુદ્ધ ભાવનાં એ આંસુ હતા.

સુધાને પોતાની ભાભી થયા પછી જોવાની કાલીને બહુ હોસ હતી. પણ મુસાફરી કરવાની તેને હાલમા મનાઈ હતી જગતકીશોરની કાકીઓએ હરખભેર ઉમાની માને કાગળ લખ્યો હતો કે જગતની માની જાત્રા અને વાન્છના સફળ થઈ હતી. થોડા મહીના પછી જગતના ઘરમા ઘણા વખતના ઇચ્છેલા વારસને આવવાની વકી હતી. રાણીગજના અગ્રેજ દાક્તરને વારવાર બોલાવવામા આવતો હતો પણ ઘરના બૈરાએ એને નકામો ગણી કહાડી નાંખ્યો હતો કેમકે એ ખાત્રીપૂર્વક એમને કહી શકતો નહોતો કે છોકરી નહિ પણ વારસ છોકરાનો જ જન્મ થશે

અદવાડીઆ પાણીના રેલાની પેઠે ચાલ્યા ગયાં એક દહાડો સાંજે સુધા સરોવરપર જતી હતી આકાશ ચદ્રરહિત હોવાથી અધકારમય હતુ. તાડના ચમર જેવા પાદડા આકાશ તરફ રહેલા હતા અને તેમા થઈ મૃદુ પવન વાતો હતો તારાનુ તેજ પાણીના તરગપર પડતું હતું આઘેની ઝાડીમાથી કોયલનો કોમળ સ્વર રાતની શાતિમા આવતો હતો. સુધાનુ માથુ ઉઘડી ગયુ હતુ તેના કાળા ચળકતા કેશ તેના મધુર, યૌવનપૂર્ણ મુખપર અને છાતીપર પડયા હતા તળાવને કિનારે વિચારમા એ ઉભી હતી એટલામા સહેજ ખખડાટ તેના કાનપર પડયો.

ઝાડીમાથી તેના પતિની ઉચી અને ભવ્ય આકૃતિ નજરે પડી. સુધાએ ઘડો ભોય પર મક્યો અને આપણી વધુની સ્વાભાવિક રીત પ્રમાણે તેણે માથે ઓઢયુ

“અહી આપણને જોનાર કોઇ નથી ને તુ કેમ મ્હો ઢાકે છે પ્રિયા! આપણે હજી એક કર્તવ્ય બજાવવાનુ રહી ગયુ છે તે સભારવા હુ આવ્યો છુ કાલે આપણે અહીંથી બનારસ જવાનુ છે અને ત્યા જઇ મારી માતુશ્રીની આશિશ લેવાની છે.”

“ઠીક ત્યારે જેમ ઝટ જવાય તેમ સારૂ. મને માને મળવાની ઇચ્છા લગ્ન પછી તરતની થએલી છે મારી મા કરતા પણ એ મારા પર વધારે

સ્નેહ રાખે છે. કોઇ કોઇ આગલા બનાવ એકાએક આપણને સાંભરી આવે છે આ ઉનાળાની સાંજે અહી ઉભી રહી છુ તે જ વખતે બાર વરસ ઉપર હું બાળક હતી અને મારી મા જોડે અહી આવતી તે વાત સાભરે છે મારા નાનપણમા જ એ ગુજરી ગઈ. પણ ઇશ્વિરે મને એના જેવાં જ સ્નેહશીલ, ઋજુ અને સુશીલ સાસુ આપ્યા છે. મને બનારસ તેડી જાઓ મારા નાથ' હુ મારાં આંસુ વડે એમના પગ ધોઇશ અને એ મને આશીર્વાદ દેશે. એમના જેવાંના આશીર્વાદે જીવનમાં સુખ પમાય છે. ”

“ સુધા તું સત્ય કહે છે. પુણ્યાત્મા માતુશ્રીના આશીર્વાદથી આપણે સુખી થઇશુ. તું પણ મારી સાથે રહેજે. સુધા તું મારા જીવનની દૃષ્ટિમર્યાદા પર નવીન તેજ રૂપે આવી છે. તું મારો આનદ, મારો આધાર અને દિલાસો છે. તુ હવે મારી જ છે. ”

એમ કહી શરતે આ ખીલેલી માલતી સરખી મધુર, લજ્જા પામતી છોકરીની આસપાસ પોતાનો હાથ નાખ્યો અને તેના કપતા હોઠ ઉપર ઉત્કટ પ્રેમનુ ગાઢ ચુબન કર્યું. તેના બાહુપાશમાથી છુટવાને મથતી નવ-વધૂ સ્પર્શથી ધ્રૂજતી હતી, તેનુ મુખ રાતુ થયુ હતુ અને તેની છાતી ધડકતી હતી પોતાનો હરખ ઢાકવાને એ ઝાડમા જતી રહી.

રાત્રિ વિષે શાતતા પસરી રહી હતી તારાનુ તેજ તાલસરોવર પર પડયુ હતુ.



# વેચવાની ચોપડીઓ.

| નામ. | | કીમત. રૂ આ. પા. |
| --- | --- | --- |
| સુધાહાસિની ... ... . . | ,, | ૧—૪—૦ |
| કવિતા અને સાહિત્ય . . . . | ,, | ૩—૮—૦ |
| વિવાહવિધિ . . .. .. | ,, | ૦—૮—૦ |
| કરસનદાસ ચરિત્ર . . . | ,, | ૦—૮—૦ |
| ટુકી કહાણીઓ ભાગ ૧ લો | ,, | ૦—૮—૦ |
| ,, , ,, ૨ જો | ,, | ૦—૮—૦ |
| પાર્વતીકુવર આખ્યાન | ,, | ૦—૩—૦ |
| બોધવચન | , | ૦—૨—૦ |
| ઈંગ્લાડની મુસાફરી | ,, | ૦—૧૨—૦ |
| દુર્ગારામ ચરિત્ર | ,, | ૧—૦—૦ |
| ભવાઈસંગ્રહ | ,, | ૧—૮—૦ |
| સધરા જેસગ | ,, | ૧—૮—૦ |
| વનરાજ ચાવડો | ,, | ૧—૮—૦ |
| સાસુવહુની લડાઈ | ,, | ૦—૧૨—૦ |
| જગતપ્રવાસ . ... . | ,, | ૨—૦—૦ |
| વડનગરા નાગરના ગીતનો સગ્રહ .. ... | ,, | ૦—૬—૦ |
| હિંદુસ્તાનના સામાજિક જીવનમા સ્ત્રીનુ સ્થાન ... | ,, | ૧—૦—૦ |

ચીમનલાલ ચુનીલાલ એન્ડ કો. અમદાવાદ.